# ડૉ. બાબાસાહેબ આંબેડકર

## સંપૂર્ણ અક્ષરદેહ

### ગ્રંથ : ૯

### અસ્પૃશ્યો : ભારતની બહિષ્કૃત વસાહતોના વર્ણબહારના લોકો



# ડૉ. બાબાસાહેબ આંબેડકર

## સંપૂર્ણ અક્ષરદેહ

## ગ્રંથ : ૯

### અસ્પૃશ્યો :
### ભારતની બહિષ્કૃત વસાહતોના
### વર્ણબહારના લોકો

પ્રકાશક :
ડો. આંબેડકર ફાઉન્ડેશન, કલ્યાણ મંત્રાલય
ન્યુ દિલ્હી અને
રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃતિ વિભાગ
ગુજરાત રાજ્ય : ગાંધીનગર
૧૯૯૭



# ડૉ. બાબાસાહેબ આંબેડકર

એમ.એ. એમ.એસ.સી. પી.એચ.ડી. (કોલંબિયા) ડી.એસ.સી. (લંડન)
એલ.એલ.ડી. (કોલંબિયા) ડી.લીટ્. (ઓસ્માનીયા) બાર.એટ.લૉ. (લંડન)
જન્મ : ૧૪ એપ્રિલ, ૧૮૯૧ પરિનિર્વાણ : ૬ ડીસેમ્બર, ૧૯૫૬

બળપ્રયોગ અસ્થાઈ વ્યવસ્થા છે. બળપ્રયોગ વડે થોડોક સમય પૂરતી શાંતિ સ્થપાઈ શકે છે, પણ શાંતિની કાયમી અને વાસ્તવિક ઈચ્છા રહેતી હોય છે. જે દેશને વારંવાર જીતવો પડે એવા દેશ પર શાસન કરવું અઘરું છે - આતંકવાદી વાતાવરણમાં બળપ્રયોગ હંમેશાં સાર્થક સાધન બની શકતું નથી. સૌ કોઈએ સમજી લેવું જોઈએ કે હથિયારોથી ક્યારેય કાયમી વિજય પ્રાપ્ત થતો નથી.

- ડૉ. બી. આર. આંબેડકર.

**પ્રથમ આવૃત્તિ :** નવેમ્બર ૧૯૯૭

**પ્રત :** ૪,૦૦૦ સામાન્ય સંસ્કરણ
૧,૦૦૦ ડીલક્ષ સંસ્કરણ

મૂલ્ય : રૂ. ૨૫/- (સામાન્ય સંસ્કરણ)
રૂ. ૮૫/- (ડીલક્ષ સંસ્કરણ)

**પ્રકાશક :**
ડૉ. આંબેડકર ફાઉન્ડેશન
કલ્યાણ મંત્રાલય, ન્યુ દિલ્હી અને
રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ,
ગુજરાત રાજ્ય, ગાંધીનગર.

**વેચાણ કેન્દ્રો :**
૧. સરકારી પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ.
૨. સરકારી પુસ્તક ભંડાર, કોઠી કચેરી, વડોદરા.
૩. સરકારી પુસ્તક ભંડાર, રેસ કોર્સ પાસે, એરોડ્રામ રોડ, રાજકોટ.
૪. સરકારી પુસ્તક ભંડાર, બહુમાળી મકાન, એનેક્ષી જી-૧, ભાવનગર.
૫. ડૉ. આંબેડકર ફાઉન્ડેશન, ૨૫, અશોક રોડ, ન્યુ દિલ્હી-૧૧૦ ૦૦૧.

**મુદ્રક :**
નિયામકશ્રી સરકારી છાપકામ અને લેખન સામગ્રી વિભાગ,
ગાંધીનગર માટે અભિષેક ટ્રેડિંગ કંપની, અમદાવાદ દ્વારા મુદ્રિત.

**સલાહકાર**

માનનીય શ્રી

૧. શ્રી બલવંતસિંહ રામુવાલીયા
કલ્યાણ મંત્રી, ભારત સરકાર.

૨. શ્રી દિલીપ પરીખ
મુખ્યમંત્રી, ગુજરાત રાજ્ય.

૩. શ્રી બાબુભાઈ મેઘજી શાહ
નાણામંત્રી, ગુજરાત રાજ્ય.

૪. શ્રી કે. કે. બખ્શી
સચિવ, કલ્યાણ મંત્રાલય.

૫. શ્રી ડી. કે. મનાવલન
અધિક સચિવ, કલ્યાણ મંત્રાલય.

૬. એચ. આર. ભીમાશંકર (આઈ.આર.એસ.)
નિયામક, ડૉ. આંબેડકર ફાઉન્ડેશન.

૭. વસંત મુન
પ્રધાન સંપાદક (અંગ્રેજી)

૮. સ્વતંત્ર સેખો
સચિવ, રમતગમત, યુવા અને
સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ.

૯. એમ. કે. પરમાર
મુખ્ય સંપાદક અને સંકલન

**સંકલન (મૂળ અંગ્રેજી)**
શ્રી વસંત મૂન

**પરામર્શકો :**
રતિલાલ સાં. નાયક
ડૉ. ચંદ્રકાંત મહેતા
ડૉ. રમેશચંદ્ર પરમાર
શ્રી નિરંજન ત્રિપાઠી

**અનુવાદક :**
હિંમતસીંગ વાઘેલા

**મુખ્ય સંપાદક અને સંકલન**
એમ. કે. પરમાર
એમ.એ.એમ.ફીલ







મને એ જાણીને પ્રસન્નતા થાય છે કે ડૉ. આંબેડકર ફાઉન્ડેશન દ્વારા ડૉ. બાબાસાહેબના સંપૂર્ણ વાઙ્મયનો ગુજરાતી ભાષામાં નવમો ગ્રંથ પ્રકાશિત કરવામાં આવી રહ્યો છે. ભગવાન બુદ્ધ પછી જે મહાપુરુષોએ સમાજ સુધારણાને પોતાના જીવનનું એકમાત્ર લક્ષ્ય બનાવ્યું હોય, તેવા મહાપુરુષોમાં બાબાસાહેબ સર્વોચ્ચ સ્થાને બિરાજે છે. ડૉ. આંબેડકર બહુમુખી પ્રતિભાવાન હતા અને તેમણે વર્ણભેદ અને વર્ગભેદના પરંપરાગત અપ્રાકૃતિક સિદ્ધાંત પર ટકી રહેલ સનાતન સામાજિક વ્યવસ્થામાં વ્યાપ્ત કુરીતિઓને સમાપ્ત કરી, સમાજમાં સંભવિત વિઘટનને રોકવા માટે આજીવન સંઘર્ષ કર્યો હતો.

ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ શૃંખલામાં પ્રકાશિત આ નવમો ગ્રંથ ***‘અસ્પૃશ્યો : ભારતની બહિષ્કૃત વસાહતોના વર્ણબહારના લોકો’’*** ડૉ. આંબેડકરના ચિંતનનો પ્રમાણિક દસ્તાવેજ છે. આ ગ્રંથના પ્રકાશનમાં સહયોગ આપનાર તમામ અનુવાદકો, સંપાદકો, પરામર્શકો અને પદાધિકારીઓને હાર્દિક અભિનંદન. હું આશા રાખું છું કે આ મહાન કાર્યમાં જોડાયેલ બધા જ મહાનુભાવોની સહાયતા તેમજ સક્રિય સહયોગથી જ ડૉ. બાબાસાહેબના વિચારો તથા સંદેશાઓને જનસાધારણ સુધી પહોંચાડવામાં મદદ મળશે. આ શૃંખલાના ગુજરાતી ભાષામાં પ્રકાશિત આ નવમા ગ્રંથને તેના ઉદ્દેશ્યો પ્રાપ્ત કરવામાં સફળતા મળશે જ.

**બલવંતસિંહ રામુવાલીયા**

**કલ્યાણમંત્રી**

**ભારત સરકાર**







## આવકાર

ભારતના સામાજિક જીવનને ઉન્નત કરવા માટે ડૉ. બાબાસાહેબ આંબેડકરે જિંદગીભર સંઘર્ષ કર્યો હતો. સ્વતંત્રતા, સમાનતા અને બંધુતા, સામાજિક અને રાજનૈતિક જીવનનો આદર્શ બને એ માટે એમણે સંવિધાનના આમુખમાં સામાજિક ન્યાયનો સંદર્ભ અંકિત કર્યો હતો. એમના જીવનનું સ્વપ્ન હતું કે વર્ણવિહીન-વર્ગવિહીન-શોષણવિહીન સમાજરચના વાસ્તવિક બને. સ્વતંત્ર ભારતના બંધારણના ઘડવૈયા તરીકે તથા પદ્દદલિત સમૂહોના પ્રખર હિમાયતી તરીકે એમની સેવાઓ ઐતિહાસિક બની ચૂકી છે. અને એમણે જે આદર્શને જીવનના ધ્યેય તરીકે નજર સમક્ષ રાખ્યો હતો, તેને ચરિતાર્થ કરવો તે આજના યુગની માંગ છે. આ રાષ્ટ્રપુરુષની સ્મૃતિને તરોતાજા રાખવા માટે ૧૯૯૧માં ગુજરાત સરકારે 'ડૉ. આંબેડકર જન્મશતાબ્દિ ઉજવણી સમિતિ'ની રચના કરીને લોકભોગ્ય કાર્યક્રમોનું આયોજન શતાબ્દિ ઉજવણી રૂપે કરવામાં આવ્યું હતું.

આ સમિતિના ઉપક્રમે ભારત સરકારના કલ્યાણ મંત્રાલયે કરેલા નિર્ણય અનુસાર મહારાષ્ટ્ર સરકારે ડૉ. બાબાસાહેબના પ્રવચનો અને લેખો ઉપર આધારિત અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયેલા ૧૪ ગ્રંથો ગુજરાતીમાં અનુવાદ કરીને તેની પુસ્તક શ્રેણી પ્રસિદ્ધ કરવાની કામગીરી હાથ ધરવામાં આવી છે. પ્રથમ ત્રણ ગ્રંથનું ૧૪-૪-૯૭ના રોજ પ્રકાશન થયેલું છે. બાદ હવે **ગ્રંથ : ૯ : અસ્પૃશ્યો ભારતની બહિષ્કૃત વસાહતોના વર્ણબહારના લોકો'** પ્રસિદ્ધ થઈ રહ્યો છે, જે ગુજરાતની સુજ્ઞ જનતાને સમર્પિત કરું છું. મને શ્રદ્ધા છે કે, ડૉ. બાબાસાહેબ આંબેડકરના જીવન અને કાર્યોમાંથી સંદેશો મેળવવામાં આ પ્રકાશન આપણને સૌને પ્રેરણા આપશે.

**દિલીપ પરીખ**
મુખ્યમંત્રી, ગુજરાત રાજ્ય

## બે બોલ

રાષ્ટ્ર પુરુષ ડૉ. બાબાસાહેબ આંબેડકરે પોતાના સમગ્ર જીવન દરમ્યાન છેવાડાના મનુષ્યના ઉત્થાન માટેનો પ્રયાસ કર્યો હતો. ચિંતન, લેખન, પ્રચાર અને સંઘર્ષ એમ ચર્તુમુખ પ્રયત્નોને કારણે એમનું નામ ઇતિહાસમાં અમર બની ગયું છે.

ડૉ. બાબાસાહેબ આંબેડકર જન્મ શતાબ્દિ ઉજવણી સમિતિ તરફથી ડૉ. બાબાસાહેબ આંબેડકરના 'લેખો અને પ્રકાશનો'ના ૧૪ અંગ્રેજી ગ્રંથોનું ગુજરાતી ભાષાંતર કરી છાપવાનો નિર્ણય લેવાયો છે. જેના અનુસંધાનમાં **'ગ્રંથ-૯ : અસ્પૃશ્યો ભારતની બહિષ્કૃત વસાહતોના વર્ણબહારના લોકો'** પ્રસિદ્ધ કરી રહ્યા છીએ. ડૉ. બાબાસાહેબ આંબેડકરનો અક્ષરદેહ ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થતાં એક ઐતિહાસિક કામ થયાનો હું સંતોષ અનુભવું છું.

વિદ્વાન અનુવાદકો, પરામર્શકો તથા સંપાદકોએ આ પુસ્તક પ્રગટ કરવા જે જહેમત ઉઠાવી છે તે પ્રશંસાને પાત્ર છે.

**બાબુભાઈ મેઘજી શાહ**
**મંત્રી, નાણા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ**
**ગુજરાત રાજ્ય**

## પ્રકાશકીય

ડૉ. બાબાસાહેબ આંબેડકરના સંપૂર્ણ વાઙ્મયના હિંદી, ગુજરાતી તેમજ અન્ય ભારતીય ભાષાઓમાં પ્રકાશિત થયેલ ગ્રંથોનું સુજ્ઞ વાચકોએ ભારે સ્વાગત કર્યું છે. તે આનંદની વાત છે.

આ શૃંખલામાં ગુજરાતી ભાષામાં **''ગ્રંથ : ૯ અસ્પૃશ્યો : ભારતની બહિષ્કૃત વસાહતોના વર્ણબહારના લોકો''** વિદ્વાન વાચકોને સમર્પિત કરતાં સુખદ લાગણી અનુભવું છું.

અંતમાં સંપાદક મંડળ, વિદ્વાન અનુવાદકો, પરામર્શકો તથા રમતગમત યુવા અને સાંસ્કૃતિક વિભાગના સચિવશ્રી સ્વતંત્ર શેખોની સેવાઓને યાદ કરવી રહી.

અમને પૂર્ણ વિશ્વાસ છે કે **''ગ્રંથ : ૯ અસ્પૃશ્યો : ભારતની બહિષ્કૃત વસાહતોના વર્ણબહારના લોકો''**નું પૂર્વવત્ સ્વાગત થશે જ.

**લિ. એચ. આર. ભીમાશંકર**
**નિયામક**
**ડૉ. આંબેડકર ફાઉન્ડેશન**

## બે બોલ

ભારતરત્ન ડૉ. બાબાસાહેબ આંબેડકર સામાજિક નવજાગરણના અગ્રદૂત હતા. તેમણે તેમનું સમગ્ર જીવન સદીઓથી દલિત શોષિત માનવીઓના આર્થિક, સામાજિક તેમજ શૈક્ષણિક ઉત્થાન માટે સમર્પિત કર્યું હતું. સમાજમાં પ્રવર્તતી રૂઢિગત માન્યતાઓ અને વિષમતાઓને સમૂળી નષ્ટ કરવા તેમજ સામાજિક ન્યાય અને દલિતોનાં અધિકારોને સુનિશ્ચિત કરવા તેમણે આજીવન સંઘર્ષ કર્યો હતો.

બાબાસાહેબના સામાજિક નવચેતના અને નવા આર્થિક માળખાના સ્વપ્નને સાકાર કરવા ભારત સરકારે ડૉ. આંબેડકર ફાઉન્ડેશનની સ્થાપના કરી છે. ફાઉન્ડેશનની નીચેની યોજનાઓ અને ગતિવિધિઓને કાર્યાન્વિત કરવા અમે કૃત સંકલ્પ છીએ.

૧. ડૉ. આંબેડકર રાષ્ટ્રિય પુસ્તકાલય

૨. ડૉ. આંબેડકર રાષ્ટ્રિય પુરસ્કાર

૩. ડૉ. આંબેડકર વિદેશી શિષ્યવૃત્તિ

૪. ડૉ. આંબેડકર રિસર્ચ સંસ્થાની સ્થાપના

૫. ડૉ. આંબેડકર સંપૂર્ણ વાંઙ્ગમયનું ભારતીય ભાષાઓમાં પ્રકાશન.

૬. હિંદી અને અંગ્રેજી ભાષામાં ત્રિમાસિક ''ડૉ. આંબેડકર ફાઉન્ડેશન પત્રિકા'' નું પ્રકાશન.

૭. ડૉ. આંબેડકર આંતર રાષ્ટ્રિય પુરસ્કાર

૮. ડૉ. આંબેડકર રાષ્ટ્રિય સ્મારક ૨૬, અલીપુર રોડ, નવી દિલ્હી.

અમે ફાઉન્ડેશન વતી માનનીય શ્રી બલવંતસિંહ રામુવાલીયા કલ્યાણમંત્રી તેમજ શ્રી કે. કે. બખ્શી સચિવ કલ્યાણ મંત્રાલય ભારત સરકાર પ્રતિ આભાર વ્યક્ત કરીએ છીએ; કે જેમના દ્વારા સમય સમય પર અમૂલ્ય સલાહસૂચન માર્ગદર્શન અને પ્રેરણા મળતી રહે છે.

ગુજરાતી ભાષામાં **''ગ્રંથ : ૯ અસ્પૃશ્યો : ભારતની બહિષ્કૃત વસાહતોના વર્ણબહારના લોકો''**નાં સફળ પ્રકાશનથી ફાઉન્ડેશન આનંદમાં સહભાગી બને છે અને તેનાં સમન્વયકાર તેમજ પ્રધાન સંપાદક શ્રી એમ. કે. પરમાર તથા અન્ય અનુવાદકો અને પરામર્શકો સન્માનનાં પાત્ર છે.

અમને આનંદ છે કે ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ વાઙ્મય પરિયોજનાના અંતર્ગત ફાઉન્ડેશન દ્વારા પ્રકાશિત થયેલ ગ્રંથોનું સર્વત્ર સ્વાગત થયેલ છે. જેનાથી અમને પ્રોત્સાહન અને બળ મળ્યું છે.

**ડી. કે. મનાવલન**

અધિક સચિવ, ડૉ. આંબેડકર ફાઉન્ડેશન

# સંપાદકીય

ડૉ. બાબાસાહેબ આંબેડકર સામાજિકન્યાયના પ્રણેતા હતા. સામાજિક સુધારાના ક્ષેત્રમાં તેમણે ભારતીય સમાજને અંગુલીનિર્દેશ કર્યો કે જાતિવિહિન સમાજ રચનાથી જ દેશની પ્રગતિ થશે. તેમણે તેમની કલ્પનાના સમાજનું ભવ્યનિર્માણ, સ્વતંત્રતા સમાનતા, બંધુતા અને ન્યાયની વિભાવના પર ચણ્યું છે.

પ્રસ્તુત ગ્રંથ **૯ અસ્પૃશ્યો : ભારતની બહિષ્કૃત વસાહતોના વર્ણબહારના લોકો''** અંગ્રેજી વોલ્યુમ પાંચ નો પૂર્વાધ છે. તેમાં અસ્પૃશ્ય હોવું એટલે શું ? અસ્પૃશ્યોને શાનો સામનો કરવો પડે છે ? આ સમસ્યાની જડ શું છે ? તેઓને સામાજિક રાજકીય અને ધાર્મિક રીતે કેવી વિટંબણાઓમાંથી પસાર થવું પડે છે. વગેરે વિષયોને સમાવવામાં આવ્યાં છે.

જાતિપ્રથાથી ઉત્પન્ન અસ્પૃશ્યતાના નિવારણની દિશામાં બાબાસાહેબની મહાન ઉપલબ્ધિ છે. જે ભારતીય સમાજમાં ઉધઈની જેમ વ્યાપેલ વર્ણભેદ, વર્ગભેદ, જાતિવાદ, જ્ઞાતિવાદ તથા આભડછેટના પૂર્વગ્રહોને મિટાવી રાષ્ટ્રીય એક્તાને મજબૂત કરશે.

અનુવાદકનું કાર્ય મૌલિક લેખનથી પણ વધારે કઠણ હોય છે. અનુવાદક ભાષાનો જાણકાર હોવો જોઈએ એટલું જ પૂરતું નથી, પરંતુ તેને વિષયનું પુરેપુરં જ્ઞાન હોવું જરૂરી છે. આ ગ્રંથના અનુભવી અનુવાદકો તથા સંકલનકારોએ સમયની પરિધિમાં રહી કાર્ય પુરું કર્યું છે. તે બદલ તેમનો અને વિશેષ કરીને ડૉ રમેશચંદ્ર પરમારે આપેલ બહુમૂલ્ય સલાહ માટે આભારી છું.

**એમ. કે. પરમાર**

**મુખ્ય સંપાદક અને સંકલન**

# અનુક્રમણિકા

## અસ્પૃશ્યો : ભારત બહિષ્કૃત વસાહતોના વર્ણહારના લોકો

# ૧

# અસ્પૃશ્યતા- તેનું મૂળ

અસ્પૃશ્યોની દુઃખદ સ્થિતિથી જેઓ દ્રવી ઉઠે છે તેવા તમામ લોકો ''આપણે અસ્પૃશ્યો માટે કંઈક કરવું જોઈએ'' એવો ચિત્કાર કરીને હળવાશ અનુભવી જાતે છૂટી પડતા જોવાનું સામાન્ય થઈ પડયું છે. આ સમસ્યામાં રસ ધરાવતી કોઈ પણ વ્યક્તિને 'ચાલો આપણે સ્પૃશ્ય હિંદુને બદલવા માટે કંઈક કરીએ' એમ કહેતાં ભાગ્યે જ સાંભળવા મળે છે. એ અચૂક માની લેવાયું છે કે સુધારવાની વસ્તુ અસ્પૃશ્યો જ છે. જો કોઈ મિશન હોય તો તે પણ અસ્પૃશ્યો માટે જ હોવું જોઈએ અને જો અસ્પૃશ્યોને સુધારી શકાય તો અસ્પૃશ્યતા અદ્રશ્ય થઈ જશે. સ્પૃશ્ય માટે તો કશું જ કરવાની જરૂર નથી. તે તો વિચારોમાં, વર્તણૂકમાં અને નીતિમત્તામાં સંગીન છે. તે તો પૂર્ણ છે, તેમાં કશી ખામી નથી. શું આ માન્યતા ખરી છે ? ખરી હોય કે ન હોય પણ હિંદુઓને એ માન્યતાને વળગી રહેવું ગમે છે. અસ્પૃશ્યોની સમસ્યા માટે પોતે જવાબદાર નથી એવો જાતે સંતોષ લેવામાં આ માન્યતાનો સર્વોચ્ચ ગુણ છે.

આવું વલણ કેટલું કુદરતી છે તેનું દ્રષ્ટાંત યહૂદીઓ પ્રત્યેના બિન-યહૂદીઓના વલણ દ્વારા દર્શાવાયું છે. હિંદુઓની જેમ બિન-યહૂદીઓ પણ નથી સ્વીકારતા કે યહૂદીઓની સમસ્યા તત્ત્વતઃ બિન-યહૂદી સમસ્યા છે. તેથી, આ વિષય અંગેનાં લુઈ.ગોલ્ડીંગનાં અવલોકનો અત્યંત પ્રકાશવાન છે. યહૂદીઓની સમસ્યા તેના તત્ત્વાર્થમાં કઈ રીતે બિન-યહૂદી સમસ્યા છે તે દર્શાવવા તે કહે છે :

''જે અર્થમાં હું યહૂદી સમસ્યાને તત્ત્વતઃ બિન-યહૂદી સમસ્યા ગણું છું તે અર્થનો ખૂબ વ્યવહારુ દાખલો આપવાની હું રજા માગું છું. મિશ્ર વંશનો અમુક આયરિશ શિકારી કૂતરો મારો ગાઢ પરિચિત છે, તેનું નામ પેડી છે જે મારા મિત્ર જહોન સ્મિથની બંને આંખની કીકી સમાન છે. હવે આ પેડીને સ્કોચ શિકારી કૂતરા નથી ગમતા; જો કોઈ કૂતરો ભૂલેચૂકેય પેડીથી વીસ વારના

અંતરે પણ જઈ ચડે તો પડોશી વિસ્તારને ભોંકી ભોંકી ગજવી મૂકે છે. જહોન સ્મિથ આ કુટેવને ધિક્કારે છે તેથી તે તેને નાથવા બનતું બધું કરી છૂટે છે- ખાસ તો એ કારણે કે પેડીનાં નિશાનનો ભોગ બનનારાં ઘણીવાર અનાક્રમક પ્રાણીઓ હોય છે જે ભાગ્યે જ કશું પહેલાં ભસતા હોય છે. પેડી માટેનો આ તમામ સ્નેહ હોવા છતાં તે પણ મારી જેમ જ વિચારે છે કે પેડીની આ અશોભનીય વર્તણૂકનું કારણ પેડીમાં પડેલી મૂળભુત કોઈ પાપવૃત્તિ છે. આપણને હજી એવું નથી સૂચવાયું કે અહીં રહેલી સમસ્યા સ્કૉચ શિકારી કૂતરાની સમસ્યા છે અને સમીસાંજનું શાંતિપૂર્વક નિરીક્ષણ કરતા પડોશી પર જ્યારે પેડી આક્રમણ કરે છે ત્યારે પડોશીનું અસ્તિત્વ એ જ હકીકત આક્રમણ કરવા માટે ઉશ્કેરે છે એ બદલ પડોશીનો જ દોષ કાઢવો જોઈએ''

અહીં યહૂદી સમસ્યા અને અસ્પૃશ્યોની સમસ્યા વચ્ચે સંપૂર્ણ સામ્ય છે. સ્કૉચ કૂતરો જે દ્રષ્ટિએ પેડીને જુએ છે, યહૂદીઓ તે જ રીતે બિન-યહૂદીઓને જુએ છે અને અસ્પૃશ્યો હિંદુને તે જ દ્રષ્ટિએ જુએ છે. પરંતુ એક પાસું એવું છે જેમાં યહૂદી સમસ્યા બિન-યહૂદી સમસ્યા કરતાં વિરુદ્ધ બાજુએ ઊભી રહે છે. યહૂદીઓ અને બિન-યહૂદીઓ સંપ્રદાયોના વિરોધના કારણે અલગ પડે છે. યહૂદી સંપ્રદાય બિન-યહૂદી સંપ્રદાયનો વિરોધી છે. હિંદુઓ અને અસ્પૃશ્યો આવા કોઈ વિરોધના કારણે અલગ નથી પડતા. તેઓનો સંપ્રદાય સમાન છે અને તેઓ એક જ ધર્મપ્રણાલીનું પાલન કરે છે.

બીજો ખુલાસો એ છે કે યહૂદીઓ બિન-યહૂદીઓથી અલગ રહેવા ઈચ્છે છે. પહેલો ખુલાસો ઝનૂની દેશભક્તિ છે જ્યારે બીજો ખુલાસો ઐતિહાસિક સત્ય પર આધારિત હોવાનું જણાય છે. બિન-યહૂદીઓએ યહૂદીઓને એકરૂપ કરવાના ભૂતકાળમાં ઘણા પ્રયત્નો કર્યા છે. પરંતુ યહૂદીઓએ તેમનો સદા વિરોધ કર્યો છે. આનાં બે દ્રષ્ટાંતોનો ઉલ્લેખ કરવો રહ્યો.

પહેલું દ્રષ્ટાંત નેપોલિયન સામ્રાજ્ય સાથે સંબંધિત છે. યહૂદીઓને 'માનવ અધિકાર'ની ઘોષણા અંગે ફ્રાન્સની રાષ્ટ્રીય સભા સંમત થઈ ત્યારબાદ આલ્સેસના વેપારીઓની સંસ્થાએ અને ધાર્મિક પ્રતિક્રિયાવાદીઓએ યહૂદી પ્રશ્નને ફરીથી ખોલ્યો હતો. નેપોલિયને આ પ્રશ્નને ખુદ યહૂદીઓની વિચારણા માટે સોંપવાનું ઠરાવ્યું હતું. નેપોલિયનની ઈચ્છા યહૂદી તત્ત્વને પ્રભુત્વ ધરાવતી વસ્તી સાથે ભેળવી દેવાની હતી તેથી, જુદા સંપ્રદાયના સિદ્ધાંતો નાગરિકતાની

આવશ્યકતાઓ સાથે બંધબેસતા હતા કે કેમ તે સુનિશ્ચિત કરવા માટે ફ્રાન્સ, જર્મની અને ઇટાલીની નોંધપાત્ર યહૂદી વ્યક્તિઓની સભા બોલાવી. ૧૧૧ નાયબો ધરાવતી સભા પેરિસના નગર ગૃહમાં તા. ૨૫મી જુલાઈ, ૧૮૦૬ના રોજ મળી અને મુખ્યત્વે યહૂદી દેશદાઝ, યહૂદી અને બિન-યહૂદી વચ્ચે આંતરલગ્નની છૂટ અને આકરી વ્યાજખોરીની કાયદેસરતાની શકયતા સાથે સંબંધ ધરાવતા બાર પ્રશ્નોના ઉત્તર તૈયાર કરવાનું તેને જણાવવામાં આવ્યું હતું. સભાની જાહેરાતોથી નેપોલિયનને એટલો આનંદ થયો હતો કે તેઓને વિધાનસભામાં ફેરવી નાખવા માટે જેરૂસાલેમની પ્રાચીન પરિષદના નમૂના મુજબ તેણે સનહેડ્રીન બોલાવી હતી. ફ્રાન્સ, જર્મની, હોલૅન્ડ અને ઇટાલીમાંથી ૭૧ નાયબોની બનેલી સનહેડ્રીન સ્ટ્રાસબર્ગના રાબ્બી સીઝીમના પ્રમુખપદે તા. ૯મી ફેબ્રુઆરી, ૧૮૦૭ના રોજ મળી હતી અને એક પ્રકારનો હકપત્ર અપનાવ્યો હતો જેમાં યહૂદીઓને અનુરોધ કરવામાં આવ્યો હતો કે તેઓએ ફ્રાન્સને પોતાની પિતૃભૂમિ ગણવી, તેના નાગરિકોને પોતાનાં ભાઈભાંડુ ગણવાં અને તેમની ભાષા બોલવી અને તેમાં એવું પણ ભારપૂર્વક જણાવવામાં આવ્યું હતું કે યહૂદીઓ અને ખ્રિસ્તીઓ વચ્ચેનાં લગ્નોને યહૂદીઓનું દેવળ મંજૂરી ન આપે ત્યાં નભાવી લેવાં. અહીં એ નોંધવું ઉચિત ગણાશે કે યહૂદીઓએ યહૂદીઓ અને બિન-યહૂદીઓ વચ્ચેનાં આંતરલગ્નોને મંજૂર રાખવાનો ઈન્કાર કર્યો. તેઓએ એવાં લગ્નોને માત્ર નભાવી લેવાની જ સંમતિ આપી.

બીજું દ્રષ્ટાંત, ૧૭૯૫માં બટાવિયન પ્રજાસત્તાકની સ્થાપના થઈ ત્યારે જે બન્યું તેની સાથે સંબંધિત છે. યહૂદી સમાજના વધુ શક્તિશાળી સભ્યોએ પોતે જે વેઠી રહ્યા હતા તેવી ઘણી મુશ્કેલીઓને દૂર કરવા માટે ભારપૂર્વક માગણી કરી. પ્રગતિશીલ યહૂદીઓએ કરેલી નાગરિકતાના પૂરેપૂરા અધિકારો માટેની માગણીનો સૌ પ્રથમ, વિચિત્ર જણાય તે રીતે, આમ્સ્ટર્ડમ સમાજના આગેવાનોએ વિરોધ કર્યો, જેઓને ડર લાગ્યો કે નાગરિક સમાનતા જુડા સંપ્રદાયની અખંડતાની વિરોધી બની જશે અને તેઓએ જાહેર કર્યું કે તેઓના સાથી- ધાર્મિક ભાવિકોએ પોતાની અંધશ્રદ્ધાના આદેશોની આજ્ઞાંકિતતા ખાતર નાગરિકતાના પોતાના અધિકારોનો ત્યાગ કર્યો હતો. આના પરથી જણાય છે કે યહૂદીઓએ સમાજના સભ્યો તરીકે રહેવા કરતાં પરદેશીઓ તરીકે રહેવાનું પસંદ કર્યું હતું.

તેઓના ખુલાસાઓનું મૂલ્ય ગમે તે હોય તેમ છતાં બિન-યહૂદીઓને એટલો તો ખ્યાલ આવ્યો છે કે યહૂદીઓ પ્રત્યેના તેઓના અકુદરતી વલણ માટેનું કારણ દર્શાવવાની જવાબદારી તેઓના માથા પર છે. હિંદુના અસ્પૃશ્યો સાથેના વ્યવહારને વાજબી ઠરાવવાની આવી જવાબદારીનો ખ્યાલ હિંદુઓને કદી આવ્યો નથી. હિંદુઓની જવાબદારી વધુ મોટી છે કારણ કે અસ્પૃશ્યતાના વાજબીપણા માટે તે આપી શકે એવો માન્ય ખુલાસો છે જ નહિ. તે એમ તો કહી જ ન શકે કે અસ્પૃશ્ય કોઢી છે અથવા જીવલેણ હલકટ માનવી છે જેને વેગળો રાખવો જોઈએ. તે એમ પણ કહી ન શકે કે તેની અને અસ્પૃશ્યોની વચ્ચે ધાર્મિક વિરોધના કારણે ખાઈ ઊભી થઈ છે જે પૂરી ન શકાય તેવી છે. તેમજ તે એવી દલીલ પણ કરી ન શકે કે અસ્પૃશ્ય પોતે જ હિંદુઓ સાથે એકરૂપ થવા માગતા નથી.

પરંતુ અસ્પૃશ્યોનો કેસ એવો નથી. તેઓ પણ એક ભિન્ન અર્થમાં એવી સનાતન પ્રજા છે કે જેઓ શેષ સમાજથી અલગ છે. પરંતુ આ અલગતા, તેઓની પૃથકતા, તેઓની ઈચ્છાથી નથી થઈ. તેઓને સજા કરવામાં આવી છે તેનું કારણ એ નહિ કે તેઓ ભળવા નથી માગતા. તેઓને સજા કરવામાં આવી છે કારણ કે તેઓ હિંદુઓ સાથે એકરૂપ થવા માગે છે. બીજા શબ્દોમાં કહીએ તો, જો કે યહૂદીઓની અને અસ્પૃશ્યોની સમસ્યા સ્વરૂપની દ્રષ્ટિએ એકસરખી છે તેમ છતાં- એટલે કે આ સમસ્યા બીજાઓએ સર્જી છે એ કારણે- આ સમસ્યા તત્ત્વની દ્રષ્ટિએ જુદી છે. **યહૂદીઓનો કેસ મરજિયાત અલગતાનો કેસ છે. અસ્પૃશ્યોનો કેસ ફરજિયાત પૃથકતાનો કેસ છે. અસ્પૃશ્યતા એ પસંદગીની બાબત નથી, એ માથે મારવામાં આવેલું કલંક છે.**



# ૨

# અસ્પૃશ્યો - તેઓની જનસંખ્યા

અસ્પૃશ્ય હોવું એટલે શું એ જાણવાનો કોઈ પ્રયાસ કરે એ પહેલાં એને એ જાણવાનું ગમશે કે ભારતના અસ્પૃશ્યોની કુલ વસ્તી કેટલી છે. આ માટે વ્યક્તિએ વસ્તીગણતરીનો અહેવાલ જોવો જોઈએ.

ભારતની પ્રથમ સામાન્ય વસ્તીગણતરી ૧૮૮૧ના વર્ષમાં કરવામાં આવી હતી. જુદી જુદી જ્ઞાતિઓ અને સંપ્રદાયોની યાદી બનાવીને તેઓની સંખ્યાનો સરવાળો કરીને ભારતની વસ્તીનો કુલ આંકડો મેળવ્યા સિવાય ૧૮૮૧ની વસ્તીગણતરીમાં કશું કરવામાં આવ્યું ન હતું. હિંદુ જ્ઞાતિઓને ઊંચી અથવા નીચે જ્ઞાતિઓમાં કે સ્પૃશ્ય અને અસ્પૃશ્ય જ્ઞાતિઓમાં વર્ગીકૃત કરવાનો તેમાં કોઈ પ્રયાસ કરવામાં આવ્યો ન હતો. ભારતની બીજી સામાન્ય વસ્તીગણતરી ૧૮૯૧ના વર્ષમાં કરવામાં આવી હતી. આ વસ્તીગણતરી વખતે વસ્તીગણતરી કમિશનરે સૌ પ્રથમવાર જ્ઞાતિ અને વંશ અને શ્રેણીના આધારે વસ્તીને વર્ગીકૃત કરવાનો પ્રયાસ કર્યો હતો. પરંતુ એ તો કેવળ એક પ્રયાસ જ હતો.

ભારતની ત્રીજી વસ્તીગણતરી ૧૯૦૧માં કરવામાં આવી હતી. આ વસ્તીગણતરી વખતે ''દેશી લોકમત દ્વારા માન્ય કરાયા પ્રમાણેના **''સામાજિક અગ્રતાક્રમ દ્વારા વર્ગીકરણ''** એ નામનો વર્ગીકરણનો નવો સિદ્ધાંત અપનાવવામાં આવ્યો હતો. આની સામે ઉચ્ચ જ્ઞાતિના હિંદુઓએ વસ્તીગણતરીના અહેવાલમાં જ્ઞાતિ દ્વારા ગણતરી અંગે ગંભીર વાંધો ઉઠાવ્યો હતો. તેઓએ જ્ઞાતિ અંગેના પ્રશ્નને બાકાત રાખવાનો આગ્રહ રાખ્યો હતો.

વસ્તીગણતરી કમિશનર પર આ વાંધાની કશી અસર થઈ ન હતી. વસ્તીગણતરી કમિશનરના મતે જ્ઞાતિ દ્વારા ગણતરી કરવી મહત્ત્વની અને જરૂરી બાબત હતી. વસ્તીગણતરી કમિશનરે એવી દલીલ કરી હતી કે એક સામાજિક સંસ્થા તરીકે જ્ઞાતિના ફાયદા કે ગેરફાયદા અંગે ગમે તે દ્રષ્ટિકોણ ધરાવી શકાય તેમ છતાં, જેમાં જ્ઞાતિ એક મહત્ત્વનું તત્ત્વ ન હોય તેવી ભારતમાંની વસ્તી અંગેના પ્રશ્નોની કોઈપણ ઉપયોગી ચર્ચાનો ખ્યાલ રાખવો અશક્ય છે. જ્ઞાતિ હજી

પણ 'ભારતીય સામાજિક રચનાનો પાયો' છે, અને જ્ઞાતિનો ઇતિહાસ હજી પણ 'ભારતીય સમાજમાં જુદા જુદા સામાજિક સ્તરમાં થતાં પરિવર્તનોની શ્રેષ્ઠ માર્ગદર્શિકા' છે. પ્રત્યેક હિંદુ (આ શબ્દનો તેના અત્યંત સ્થિતિસ્થાપક અર્થમાં ઉપયોગ કર્યો છે) એક જ્ઞાતિમાં જન્મ્યો છે અને તેની જ્ઞાતિ, પારણાથી કબર સુધીની તેની ધાર્મિક, સામાજિક, આર્થિક અને ઘરગથ્થુ જિંદગી નક્કી કરે છે. પાશ્ચાત્ય દેશોમાં સમાજના અલગ અલગ સ્તરો એટલે કે સંપત્તિ, શિક્ષણ અને વ્યવસાય દ્વારા નક્કી કરનારાં મુખ્ય પરિબળો પ્રવાહી અને ઉદાર છે અને જન્મ તથા વંશપરંપરાગત પરિસ્થિતિની જડતામાં ફેરફાર કરવાનું વલણ તેમાં રહેલું છે. ભારતમાં આધ્યાત્મિક અને સામાજિક સમાજ અને પરંપરાગત વ્યવસાય બીજાં તમામ પરિબળોની ઉપરવટ છે. આમ, જયાં પાશ્ચાત્ય દેશોમાંની વસ્તીગણતરીઓમાં વસ્તીનાં આર્થિક અથવા વ્યાવસાયિક જૂથો બનાવવાના પરિણામે વસ્તીવિષયક આંકડાના સંયોજન માટેનો આધાર મળી રહે છે ત્યારે ભારતીય વસ્તીની બાબતમાં તેના જેવો આધાર ધાર્મિક અને જ્ઞાતિની ભિન્નતા બને છે. રાષ્ટ્રીય અને સામાજિક સંસ્થા તરીકે જ્ઞાતિ અંગે ગમે તે દ્રષ્ટિકોણ અપનાવાય તેમ છતાં તેને અવગણવી નિરર્થક છે, અને જ્યાં સુધી જ્ઞાતિનો ઉપયોગ વ્યક્તિના સરકારી અને સામાજિક ગૌરવના એક ભિન્નતાવાચક લક્ષણ તરીકે કરવાનું ચાલુ રહે ત્યાં સુધી એવો દાવો કરી શકાય નહિ કે દશ વાર્ષિક ગણતરી અનિચ્છનીય સંસ્થાને કાયમ કરવામાં સહાયભૂત બને છે.

૧૯૦૧ની આ વસ્તીગણતરીના પરિણામે, અસ્પૃશ્યોની કુલ વસ્તી કોઈ ચોક્કસ આંકડે નિયત કરી શકાઈ નહિ. આનાં બે કારણો હતાં. સૌ પ્રથમ તો અસ્પૃશ્ય કોણ છે તે નક્કી કરવા માટે કશી ચોક્કસ કસોટી લાગુ પાડવામાં આવી ન હતી. બીજું, વસ્તીનો એક એવો વર્ગ કે જે આર્થિક દ્રષ્ટિએ અને શૈક્ષણિક રીતે પછાત હતો પરંતુ અસ્પૃશ્ય ન હતો તેને જેઓ ખરેખર અસ્પૃશ્યો હતા તેઓની સાથે ભેળવી દેવામાં આવ્યો હતો.

૧૯૧૧ની વસ્તીગણતરી એક કદમ આગળ ગઈ અને વાસ્તવિક રીતે, જેઓ સ્પૃશ્યો હતા તેઓમાંથી અસ્પૃશ્યો તરીકે નક્કી કરવા માટેની દસ કસોટીઓ નિયત કરી. આ કસોટીઓ હેઠળ વસ્તીગણતરી સુપરિન્ટેન્ડન્ટોએ એવી જાતિઓ અને જનજાતિઓની અલગ ગણતરી કરી કે જેઓ (૧) બ્રાહ્મણોનું આધિપત્ય નકારતી હતી; (૨) બ્રાહ્મણ કે બીજા માન્ય હિંદુ ગુરુ પાસેથી મંત્ર પ્રાપ્ત કરતી ન હતી; (૩) વેદોની સત્તાનો ઈનકાર કરતી હતી; (૪) મહાન હિંદુ દેવોની પૂજા કરતી ન હતી; (૫) સારા બ્રાહ્મણો દ્વારા સેવા પામતી ન હતી; (૬) બ્રાહ્મણો પુરોહિતો

દ્વારા સેવા પામતી ન હતી; (૭) સામાન્ય હિંદુ મંદિરના ગર્ભદ્વારમાં પ્રવેશ પામતી ન હતી; (૮) પ્રદૂષણ ફેલાવતી હતી; (૯) પોતાનાં મૃત સ્વજનોને દફનાવતી હતી અને (૧૦) ગોમાંસ ખાતી હતી અને ગાયને આદરથી જોતી ન હતી.

મુસ્લિમોએ તા. ૨૭મી જાન્યુઆરી, ૧૯૧૦ના રોજ સરકારને આપેલી અરજીમાં એવો આગ્રહ કર્યો હતો કે અસ્પૃશ્યોને હિંદુઓથી અલગ ગણવા અને એ અરજીમાં તેઓએ એવો દાવો કર્યો હતો કે દેશની રાજકીય સંસ્થાઓમાં તેઓનું પ્રતિનિધિત્વ એકંદર હિંદુઓની વસ્તીના પ્રમાણમાં નહિ પરંતુ સ્પૃશ્ય હિંદુઓની વસ્તીના પ્રમાણમાં હોવું જોઈએ કારણ કે તેઓની દલીલ એ હતી કે અસ્પૃશ્યો હિંદુઓ ન હતા.

એ જે હોય તે, પણ ૧૯૧૧ની વસ્તીગણતરીથી અસ્પૃશ્યોની વસ્તીની સુનિશ્ચિતતાની શરૂઆત થઈ. ૧૯૨૧ અને ૧૯૩૧ની વસ્તીગણતરી વખતે એ જ દિશામાં પ્રયત્નો ચાલુ રાખવામાં આવ્યા હતા.

આ પ્રયત્નોના પરિણામે ૧૯૩૦માં ભારતમાં આવેલું સાયમન કમિશન કંઈક પ્રમાણની બાંયધરીથી એમ કહી શકયું હતું કે બ્રિટિશ ભારતમાં અસ્પૃશ્યોની કુલ વસ્તી ૪.૪૫ કરોડ હતી.

તેમ છતાં એકાએક ૧૯૩૨માં જ્યારે લોથિયન કમિશન પુનર્રચિત વિધાનમંડળો માટે પુખ્ત મતાધિકારનો પ્રશ્ન તપાસવા ભારત આવ્યું અને તેણે તેની તપાસ શરૂ કરી ત્યારે હિંદુઓએ વાંધાજનક વલણ અપનાવ્યું અને સાયમન સમિતિએ આપેલા આંકડાને ભારતના અસ્પૃશ્યોના સાચા આંકડા તરીકે સ્વીકારવાનો ઈન્કાર કર્યો. કેટલાક પ્રાંતોમાં હિંદુઓ એટલી હદે ગયા કે તેઓએ એ વાતનો જ ઈનકાર કર્યો કે ત્યાં કોઈ અસ્પૃશ્યો હતા. આનું કારણ એ હકીકત છે કે હિંદુઓને અત્યાર સુધીમાં અસ્પૃશ્યોના અસ્તિત્વનો સ્વીકાર કરવાના ભયનો ખ્યાલ આવી ગયો હતો. કારણ કે એનો અર્થ એ થયો કે હિંદુઓ ભોગવતા હતા તે પ્રતિનિધિત્વનો એક ભાગ અસ્પૃશ્યોને આપવા માટે તેઓએ ગુમાવી દેવો પડશે.

૧૯૪૧ની વસ્તીગણતરી વિચારણામાં લેવાની નથી. એ યુદ્ધ દરમિયાન કરવામાં આવી હતી અને એ એક અડસટ્ટે ઉપાય હતો.

તદ્દન છેલ્લી વસ્તીગણતરી ૧૯૫૧ની છે. નીચેના આંકડા, વસ્તીગણતરી કમિશનરે બહાર પાડેલા પત્રકમાંથી લેવામાં આવ્યા છે. વસ્તીગણતરી કમિશ્નર ભારતમાં અનુસૂચિત જાતિઓની વસ્તી ૫૧૩ લાખ આપે છે.

૧૯૫૧ની વસ્તીગણતરીમાં બતાવ્યા પ્રમાણે ભારતની કુલ વસ્તી ૩,૫૬૭ લાખ છે. એમાંથી ૧.૩૫ લાખ બાકાત રાખવાના છે જે આંકડા ગણતરી દફતરમાં

જલંધર ખાતેની વસ્તીગણતરી કોઠા કચેરીમાં લાગેલી આગથી નાશ પામ્યો હતો.

૩,૫૬૭ લાખની કુલ વસ્તીમાંથી ૨,૯૪૯ લાખ ગ્રામવિસ્તારોમાં રહે છે અને ૬૧૮ લાખ શહેર વિસ્તારોમાં રહે છે. ગ્રામવિસ્તારોમાં અનુસૂચિત જાતિઓની વસ્તી કુલ ૪૬૨ લાખ છે અને શહેર વિસ્તારોમાં તેઓની વસ્તીનો આંકડો ૫૧ લાખ છે.

સમગ્ર વસ્તીના બિન-ખેતીવિષયક વર્ગોની કુલ વસ્તી ૧,૦૭૬ લાખ છે જેમાં અનુસૂચિત જાતિઓ ૧૩૨ લાખ છે.

જમીનના પૂરેપૂરા માલિક હોય કે મુખ્યત્વે માલિક હોય તેવી જમીનના ખેડનારાઓ અને તેઓના આશ્રિતોની સંખ્યા સમગ્ર વસ્તીની દ્રષ્ટિએ કુલ ૧,૬૭૪ છે અને તેમાં અનુસૂચિત જાતિઓ ૧૭૪ લાખ છે.

જમીનના પૂરેપૂરા માલિક હોય કે મુખ્યત્વે માલિક હોય તેવી જમીનના ખેડનારાઓ અને તેઓના આશ્રિતો સમગ્ર ભારતમાં ૩૧૬ લાખ છે અને તેમાં અનુસૂચિત જાતિઓ ૫૬ લાખ છે.

ખેતી કરનારા મજૂરો અને તેઓના આશ્રિતો સમગ્ર ભારતમાં ૪૪૮ લાખ છે અને તેમાં અનુસૂચિત જાતિઓ ૧૪૮ લાખ છે.

બિન-ખેતીવિષયક વર્ગોના આંકડા નીચે મુજબ છે :

ખેતી સિવાયની બીજી પેદાશ : કુલ ૩૭૭ લાખ, અનુસૂચિત જાતિઓ ૫૩ લાખ.

વાણિજ્ય : કુલ ૨૧૩ લાખ, અનુસૂચિત જાતિઓ ૯ લાખ.

વાહનવ્યવહાર : કુલ ૫૬ લાખ, અનુસૂચિત જાતિઓ ૬ લાખ.

અન્ય સેવાઓ અને પ્રકીર્ણ સાધનો : કુલ ૪૩૦ લાખ, અનુસૂચિત જાતિઓ ૬૪ લાખ.

૫૧૩ લાખથી વધુ અનુસૂચિત જાતિ વસ્તીની કુલ સંખ્યામાંથી ૧૧૪ લાખ ઉત્તર ભારત (ઉત્તર પ્રદેશ)માં રહે છે; ૧૨૮ લાખ પૂર્વ ભારત (બિહાર, ઓરિસ્સા, પશ્ચિમ બંગાળ, અસમ, મણિપુર અને ત્રિપુરા)માં રહે છે; ૧૧૦ લાખ દક્ષિણ ભારત (મદ્રાસ, મ્હેસૂર, ત્રાવણકોર-કોચીન અને કૂર્ગ)માં રહે છે; ૩૧ લાખ પશ્ચિમ ભારત (મુંબઈ, સૌરાષ્ટ્ર અને કચ્છ)માં રહે છે; ૭૬ લાખ મધ્ય ભારત (મધ્ય પ્રદેશ, મધ્ય ભારત, હૈદરાબાદ, ભોપાલ અને વિંધ્ય પ્રદેશ)માં રહે છે; અને ૫૨ લાખ વાયવ્ય ભારત (રાજસ્થાન, પંજાબ, પતિયાળા અને પૂર્વ પંજાબ રાજ્ય સંઘ, અજમેર, દિલ્હી, બિલાસપુર અને હિમાચલ પ્રદેશ)માં રહે છે.



# ૩

# ગુલામો અને અસ્પૃશ્યો

અસ્પૃશ્યતાના કારણે શરમાવાની વાત તો દૂર રહી પણ હિંદુઓ તો એનો બચાવ કરે છે. તેમના બચાવની દલીલ એ છે કે હિંદુઓએ બીજાં રાષ્ટ્રોએ કર્યું છે તેમ ગુલામીનું કદી સમર્થન નથી કર્યું અને કોઈ પણ પ્રકારે અસ્પૃશ્યતા ગુલામી કરતાં બદતર નથી. આ દલીલ સ્વ. લાલા લાજપતરાય જેવી ઉચ્ચ કક્ષાની વ્યક્તિએ તેમના ''દુઃખી ભારત'' (Unhappy India) નામના પુસ્તકમાં કરી છે. જો એવું ન થયું હોત કે આવા સામા-આરોપના કારણે વિશ્વે ગુલામી કરતાં કશું વધુ ખરાબ જોયું ન હોવાથી અસ્પૃશ્યતા ગુલામીથી બદતર હોઈ શકે જ નહિ એવું માનવાનો સંભવ ન હોત તો આ સામા-આરોપને રદિયો આપવામાં કોઈ પોતાનો સમય વેડફવાનું બિનજરૂરી સમજત.

આવા સામા-આરોપને પહેલો ઉત્તર તો એ છે કે હિંદુઓએ ગુલામીને માન્યતા આપી ન હતી. એ તદ્દન જુઠ્ઠું છે ગુલામી એ તો હિંદુઓની અતિ પ્રાચીન સંસ્થા છે. હિંદુ કાયદો ઘડનાર મનુએ તેને માન્ય કરી છે અને મનુના અનુગામીઓ જેઓ અન્ય સ્મૃતિ લેખકો હતા તેઓએ ગુલામીને વિસ્તૃત કરીને પદ્ધતિસરની બનાવી છે. હિંદુઓમાં ગુલામી કદી પણ માત્ર પ્રાચીન સંસ્થા ન હતી જે કેવળ અમુક ગૌરવપૂર્ણ ભૂતકાળમાં જ કાર્યરત હતી. તે એક એવી સંસ્થા હતી કે જે ઠેઠ ૧૮૪૩ના વર્ષ સુધી આખાય ભારતીય ઇતિહાસમાં ચાલુ રહી હતી અને બ્રિટિશ સરકારે તે વર્ષમાં જો તે નાબૂદ કરી ન હોત તો તે આજે પણ ચાલુ રહી હોત.

ગુલામી અને અસ્પૃશ્યતાના સાપેક્ષ ગુણદોષોની બાબતમાં, સામા-આરોપને જવાબ આપવાનો શ્રેષ્ઠ ઈલાજ એ છે કે પ્રાચીન રોમમાં અને આધુનિક અમેરિકામાં ગુલામી જે રીતે અસ્તિત્વમાં હતી તેની સાથે અસ્પૃશ્યતાની તુલના કરવી અને તફાવત સમજવો. પ્રાચીન રોમમાં અને આધુનિક અમેરિકામાંની ગુલામી સાથે એની તુલના કરવી જોઈએ.

રોમન સામ્રાજ્યમાં ગુલામોની વસ્તુતઃ પરિસ્થિતિ કેવી હતી ? મારી જાણમાં છે તે ઉત્તમ વર્ણન મી. બેરો (Mr. Barrow)ના 'રોમન સામ્રાજ્યમાં ગુલામી' એ પુસ્તકમાં જોવા મળે છે. મી. બેરો કહે છે :[1]

"અત્યાર સુધી ઘરગથ્થુ ગુલામીની ઘૃણાજનક બાજુનું જ વર્ણન કરવામાં આવ્યું છે. પણ એનું બીજું પાસું પણ છે. સાહિત્યમાં વિશાળ ઘરબારને સામાન્ય તરીકે બતાવ્યું છે. અલબત્ત, એ એક અપવાદ છે. બેશક મોટા ગુલામ સમૂહો અસ્તિત્વ ધરાવતા હતા જ, અને સામાન્ય રીતે તેઓ રોમમાં જોવા મળતા હતા. ઇટાલીમાં અને પ્રાંતોમાં બતાવવાની જરૂર ઓછી પડતી; નાના નિવાસસ્થાનનો મોટા ભાગનો સમૂહ જમીન અને તેની પેદાશ સાથે સંકળાયેલી ઉત્પાદક કામગીરીમાં રોકાયેલો હતો. કામદાર આગેવાન અને ગુલામ વચ્ચેનો જૂની ઢબનો સંબંધ હતો જ; ગુલામ ઘણીવાર સાથી કાર્યકર હતો. પ્લાયનીની પોતાના સ્ટાફ પ્રત્યેની ભલમનસાઈ તો ખૂબ જાણીતી છે. એમાં સ્વયં સચ્ચાઈની ભાવના નથી અને ભાવિ પેઢીઓની નજરમાં સારા દેખાવાની પણ એમાં ઈચ્છા નથી જ્યારે એ એવી આશા રાખે કે તે પોતાના ગુલામોની માંદગી કે મૃત્યુ સમયે પોતે પોતાની વેદના કહેતા પોતાના પત્રો વાંચે. પ્રત્યેક ઘરબાર (અથવા પ્લાયની) ગુલામોનું પ્રજાસત્તાક છે. પ્લાયનીના પોતાના ગુલામો પ્રત્યેના વ્યવહારનો હિસાબ કેટલીકવાર સામાન્ય કે પ્રસંગોપાત પ્રથા કરતાંય એટલો બધો સારો ગણાય છે કે તેને પુરાવા તરીકે અમૂલ્ય ગણાય છે. આ વલણ માટેનું કોઈ કારણ નથી.

પ્રદર્શન અને સાચા સાહિત્યિક રસ એ બંને કારણોસર સમૃદ્ધ કુટુંબો પોતાના ઘરબારમાં સાહિત્ય અને કલામાં કેળવાયેલા ગુલામો રાખતા હતા. સેનેડાના કહેવા મુજબ કલેવીસીસેસ સેબીનસ પાસે અગિયાર ગુલામો એવા હતા જેઓ હોમર અને હેસોઈડને ટાંકી બતાવતા હતા અને જેઓને નવ ઊર્મિ કવિઓ મોઢે હતા. એક ઉદ્ધત મિત્રે કહ્યું, " પુસ્તકનાં ખાનાં રાખવાં સસ્તાં પડે," એનો જવાબ હતો "ના, ઘરબારનાં માણસો જાણે છે તે માલિક પણ જાણે છે." પરંતુ, આવા મહેણાં બાદ કરીએ તો, મુદ્રણકલા ન હતી તે સમયમાં શિક્ષિત ગુલામો એક જરૂરિયાત બની જ ગયા હોવા જોઈએ... વ્યસ્ત વકીલ, શિખાઉ કવિ, ફિલસૂફ અને સાહિત્યક અભિરુચિ ધરાવનારા શિક્ષિત સજ્જનો અને નકલનવીશો

૧. સ્લેવરી ઈન રોમન અમ્પાયર પૃ. ૪૭-૪૯.

તથા વાચકો અને સેક્રેટરીઓની જરૂરિયાત. આવા માણસો સહજ રીતે જ ભાષાજ્ઞાનીઓ પણ હતા; વીસ વર્ષે મૃત્યુ પામનાર લીબ્રારીયસ બડાઈ હાંકે છે કે તે 'લિટરેટસ ગ્રેસીસ લેટીનીસ' હતો. એમેન્યુએન્સીસ તો પૂરતા સામાન્ય હતા; ગ્રંથપાલો જાહેર અને ખાનગી ગ્રંથાલયોમાં જોવા મળતા હતા... સામ્રાજ્ય હેઠળ લઘુલિપિ લેખન સામાન્ય વપરાશમાં હતું, અને ગુલામ નોટારાઈને નિયમિતપણે કામે રાખવામાં આવતો હતો. સ્નેટોનિયસે ખાસ મહાનિબંધમાં ઘણા મુક્તવ્યક્તિઓ, શબ્દાડંબરી લેખકો અને વક્તાઓ અને વ્યાકરણશાસ્ત્રીઓને સંગૃહીત કર્યા છે. વેરિયસ ફ્લેક્સ ઓસ્ટસના પૌત્રનો શિક્ષક હતો અને એ મૃત્યુ પામ્યો ત્યારે તેની પ્રતિમા સ્થાપીને તેનું જાહેર સન્માન કરવામાં આવ્યું હતું. સ્ક્રીબોનિયસ એફ્રોડિસિયસ એક ગુલામ હતો અને તે ઓરબીલીયસનો શિષ્ય હતો અને સક્રીબેનિયાએ તેને પાછળથી મુક્ત કર્યો હતો. હાઈજીનસ પેલેટાઈન ગ્રંથાલયનો ગ્રંથપાલ હતો અને તે હોદ્દા પર તેના પછી તેનો પોતાનો મુક્તમાનવ જુલિયસ મોડેસ્ટસ આવ્યો હતો. આપણે ગુલામ ફિલસૂફના મુક્તમાનવ ઇતિહાસકારો અંગે સાંભળીએ છીએ. એ ગુલામ ફિલસૂફને તેના માલિક સાથે દલીલ કરવાનું પ્રોત્સાહન આપવામાં આવ્યું હતું. તે ગુલામોના મિત્રો અને મુક્ત થયેલા સ્થપતિઓ સાથે પણ દલીલબાજીમાં ઊતરતો. શિલાલેખોમાં મુક્ત-માનવીઓનો દાકતરો તરીકે વારંવાર ઉલ્લેખ કરવામાં આવે છે તેમાંના કેટલાક તો વિશેષજ્ઞો હતા, તેઓને ગુલામો તરીકે મોટાં કુટુંબોમાં તાલીમ આપવામાં આવી હતી જે એકાદ બે દાખલા પરથી જોવા મળે છે; ગુલામીમાંથી મુક્તિ પછી તેઓ લબ્ધપ્રતિષ્ઠ થયા અને તેઓની ભારે મોટી ફી માટે કુખ્યાત થયા."

સમાજના કેટલાક વિભાગોની રુચિની એવી માગ રહેતી હતી કે નર્તકો, ગાયકો, સંગીતકારો, વિવિધ કલાકારો, વ્યાયામ તાલીમદાતાઓ અને શ્રીમાનો આગળ આવવા જોઈએ. આ તમામ લોકો ગુલામીમાં હોવાનું જણાય છે, અને તેઓને ઘણીવાર એવા શિક્ષકો દ્વારા તાલીમ અપાતી હોય છે જેઓએ કંઈક પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી.[1]

ઓગસ્ટસનો યુગ વાણિજ્યક અને ઔદ્યોગિક વિસ્તરણના સમયની શરૂઆતનો હતો... ગુલામોને ખરેખર અગાઉ (કલા અને કારીગરી)માં કામે રોકવામાં આવતા હતા, પરંતુ વેપારમાં થયેલી ઝડપી વૃદ્ધિના કારણે તેઓને કામે

૧. રોમન સામ્રાજ્યમાં ગુલામી. પૃ. ૬૩

લગાડવાની સંખ્યામાં એટલો વધારો થયો કે જે અન્યથા બિનજરૂરી બની ગયો હોત. રોમનોને વાણિજ્યિક અને ઔદ્યોગિક સાહસનાં જુદાં જુદાં સ્વરૂપોમાં ખૂબ છૂટથી અને ખૂબ ખુલ્લંખુલ્લા કામે રોકવામાં આવ્યા. તેમ છતાં પણ એજન્ટ વધુ મહત્ત્વનો બન્યો કારણ કે વાણિજ્યક પ્રવૃત્તિઓ વધુ વ્યાપક બની; અને આવા એજન્ટો લગભગ ગુલામો જ હતા... (આમ હોવાનું કારણ એ હતું કે) ગુલામીની શૃંખલાઓ (વધુ સ્થિતિસ્થાપક બની ગઈ) (અને તેમ હોવું પણ જોઈએ) એટલી હળવી થઈ ગઈ કે સંપત્તિ અને સ્વાતંત્ર્યની ભાવિ આશા આપીને ગુલામને કામ કરવાની પ્રેરણા આપવામાં આવી અને કામની શરતો એટલી મજબૂત બનાવવામાં આવી કે જેથી પોતાના ગુલામના દુર્વર્તનને કારણે માલિકને નુકસાન થાય તો તેની સામે બાંયધરી આપવામાં આવી. ગુલામ અને માલિક અથવા ત્રાહિત વચ્ચેના ધંધાકીય કરારો સામાન્ય થઈ ગયા હોવાનું જણાય છે અને આ રીતે કરેલી કામગીરી તથા બેશક નફા ગણનાપાત્ર બન્યા... ગુલામને જમીન ભાડે આપવાનું જાણવા મળે છે... અને ઉદ્યોગમાં આવી જ પદ્ધતિ જુદા જુદા પ્રકારે ઉપયોગમાં લેવાતી હતી; માલિક બેંક પટેથી આપતો અથવા વહાણના ઉપયોગના ધંધાને પટેથી આપતો અને એની શરત એવી રહેતી કે નિયત મળતર મળતું રહે અથવા ગુલામને કમિશન ધોરણે રકમ ચૂકવવામાં આવે.[1]

ગુલામની કમાણી કાયદાની દ્રષ્ટિએ તેની પોતાની ગણાતી અને તેનો ઉપયોગ તે વિવિધ હેતુસર કરી શકતો. બેશક ઘણા કેસોમાં આ નાણાંનો ખર્ચ ખોરાક તથા આનંદ માટે કરવામાં આવતો. પરંતુ તેની આવી કમાણીને કેવળ નાની બચત તરીકે ગણી શકાતી નહિ કે જે પ્રસંગોપાત કમાઈ લેવાતી અને આળસુ રીતે ખર્ચાઈ જતી હોય. જે ગુલામ પોતાના માલિકના ધંધામાં નફો મેળવી આપતો તે પોતાનો નફો પણ કરી લેતો અને ઘણીવાર તેનાં પોતાનાં નાણાં બનાવી લેવા માટે તેનો ઉત્તમ ઉપયોગ કરવાની તેનામાં તીવ્ર બુદ્ધિ રહેતી. ઘણીવાર તે તેવાં નાણાંને પોતાના માલિકના ધંધામાં અથવા તે સાથે નહિ જોડાયેલાં તદ્દન સંપૂર્ણ રીતે હોય તેવાં સાહસોમાં ફરીથી રોકતો. તે પોતાના માલિક સાથે ધંધાકીય સંબંધોમાં જોડાતો અને પોતાના માલિકથી તે સંપૂર્ણ રીતે ભિન્ન ગણાતો અથવા તે ત્રાહિત સાથે કરાર કરી શકતો. તે તેની પોતાની

---

૧. રોમન સામ્રાજ્યમાં ગુલામી. પૃ. ૧૦૧

મિલકત અને પોતાનાં હિતની વ્યવસ્થા કરવા માટે મુખત્યારો પણ રાખી શકતો. અને એ રીતે તેની કમાણીમાં માત્ર જમીન, ઘરો, દુકાનો જ નહિ પરંતુ અધિકારો અને હકદાવાઓ પણ જોવા મળતા.

વાણિજ્યમાં ગુલામોની પ્રવૃત્તિઓ અસંખ્ય હોય છે; તેમાંના સંખ્યાબંધ ગુલામો દુકાનદારો હોય છે જેઓ વિવિધ ખાદ્યસામગ્રી જેવી કે પાઉં, માંસ, મીઠું, મચ્છી, દારૂ, શાકભાજી, વટાણા, મધ, દહીં, બતકાં અને તાજી માછલી વેચતા હોય છે; બીજા કેટલાક ગુલામો કાપડ વેચતા હોય છે- અને સેન્ડલ, જોડા, ગાઉન વગેરેનો વેપાર કરતા હોય છે. રોમમાં તેઓ પોતાનો વેપાર પડોશના વિસ્તારોમાં જમાવતા હોય છે. જેમકે સરકસ મામિમસ અથવા તો પોર્ટિકયસ ટ્રેજેમિમસ અથવા તો એસ્કવી લાઈનનું બજાર અથવા તો લકાઓનીલ પર્વત પર આવેલું બજાર અથવા સુબામા વગેરે.[1]

ગુલામો પોતાના માલિકોના સેક્રેટરીઓ અને એજન્ટો તરીકે કેવી કામગીરી બજાવતા હતા તે મોટાં કુટુંબોમાંથી મળેલી રસીદો પરથી જણાય છે.[2]

ગુલામોની માલિકી રાજ્યની હોય એમાં આશ્ચર્ય નથી; આખરે તો એ બાબત રાજ્ય સરકારના હાથની હતી અને ગુલામ રાજ્યની મિલકત ગણાતો. આશ્ચર્યકારક બાબત તો એ છે કે સામ્રાજ્ય હેઠળ જાહેર ગુલામોનો વિશિષ્ટ ઉપયોગ કરાતો અને તેઓ ભોગવતા એ સામાજિક સ્થાન અસાધારણ હતું...

''સામ્રાજ્ય પહેલાં જાહેર ગુલામનો અર્થ એવો હતો કે એ રાજ્યનો ગુલામ કહેવાતો અને ઘણી કચેરીઓમાં તે નોકરીએ રખાતો તથા તેને અમુક વ્યવસાય અપાતો તથા તેનું સામાજિક સ્થાન મુકરર કરવામાં આવતું. રાજ્યના ગુલામો, નગરના ગુલામો અને સીઝરના ગુલામોની કામગીરીમાં લગભગ એવી કામગીરીનો સમાવેશ થતો જે કામગીરી હવે મુલકી સેવાઓની ઉચ્ચ અને નિમ્ન શાખાઓના તેમ જ મ્યુનિસિપલ કોર્પોરેશનના ભાગોની બનેલી છે અને એ કામગીરીમાં બુદ્ધિ અને બળ બંનેનો ઉપયોગ કરાય છે... (તિજોરીની) તાબાની કક્ષાઓમાં સંખ્યાબંધ કારકુનો અને નાણાકીય અધિકારીઓ- જે તમામ મુકતમાનવીઓ અને ગુલામો હતા- તેઓ કામગીરી બજાવતા હતા. કરવામાં આવતા આવા કામકાજનો વ્યાપ વિશાળ રહેતો હતો. તેઓને લશ્કરમાં લડવાની છૂટ નહોતી કારણ કે તેમને એવા માનના અધિકારી ગણવામાં આવતા ન હતા. એમાં બેશક બીજા ઉદ્દેશો

૧. રોમન સામ્રાજયમાં ગુલામી. પૃ. ૧૦૨
૨. એ જ પુસ્તકમાં પૃ. ૧૦૬

પણ રહેલા હતા. ઘણા બધા ગુલામોને શસ્ત્રોનો પદ્ધતિસરનો ઉપયોગ કરવાની તાલીમ આપવાનો અનુભવ કરવામાં ખતરો રહેતો હતો. તેમ છતાં, જો કયારેક ગુલામોને લડતના મોરચે સેવા આપવા જણાવાતું ત્યારે પણ નિયમિતપણે તેઓને નોકરો તરીકે ભારે મોટી સંખ્યામાં કામે રાખવામાં આવતા. તેઓને ખોરાક પૂરા પાડતા ખાતામાં અને વાહનવ્યવહારમાં કામે રાખવામાં આવતા હતા. યુદ્ધનૌકાના કાફલામાં ગુલામો અત્યંત સામાન્ય રીતે જોવા મળતા હતા.[1]

૨

ચાલો હવે આપણે અમેરિકામાં નીગ્રોની વાસ્તવિક સ્થિતિ જોઈએ જે સમય દરમિયાન નિગ્રો કાયદાની દ્રષ્ટિએ ગુલામ હતો. અહીં થોડીક હકીકતો છે[2] જે તેની સ્થિતિ પર સારો એવો પ્રકાશ પાડે છે :

"લાફાયેટે પોતે એવું નિરીક્ષણ કર્યું હતું કે" શ્વેત અને શ્યામ ખલાસીઓ અને સૈનિકો ક્રાંતિ સમયે સાથે મળીને કશાય કડવા ભેદભાવ વગર લડયા હતા. ઉત્તર કેરોલિનામાં એક જબરજસ્ત નીગ્રો જહોન કેવિસ પ્રિન્સટન યુનિવર્સિટીમાં ભણ્યો હતો અને તે શ્વેત વિદ્યાર્થીઓ માટે ખાનગી શાળા ચલાવતો હતો અને રાજ્યમાં ધર્મસભાને ઉપદેશ આપવાનો પરવાનો ધરાવતો હતો. તેનો એક વિદ્યાર્થી ઉત્તર કેરોલીનાનો રાજ્યપાલ બન્યો હતો, બીજો એક વિદ્યાર્થી રાજ્યનો સૌથી વધુ પ્રતિષ્ઠિત વ્હીગ સેનેટર થયો હતો. તેના બે વિદ્યાર્થીઓ ઉત્તર કેરોલીનાના મુખ્ય ન્યાયાધીશના પુત્રો હતા. રાજ્યની સૌથી મોટી લશ્કરી એકેડેમીના સ્થાપકના પિતા તેની શાળામાં ભણતા હતા અને તેના ઘેર રહેતા હતા... ગુલામીની મજૂરીનો ઉપયોગ તમામ પ્રકારની કામગીરી માટે કરાતો હતો અને વધુ બુદ્ધિશાળી નિગ્રો ગુલામોને કારીગરો તરીકે તાલીમ અપાતી હતી જેથી તેમનો ઉપયોગ કરી શકાય અને તેમને પટેથી આપી શકાય. ગુલામ કારીગરો સામાન્ય ખેતમજૂર બજારમાં લાવતા તેનાથી બમણો માલ લઈ આવતા હતા. માલિક કારીગર પોતાના સ્ટાફનો માલિક હતો. આ પદ્ધતિ વધુ પ્રચલિત બનતાં કેટલાક માલિકો પોતાના ગુલામ કારીગરો માટે ગુલામો ભાડે રાખતા થયા. ઘણા ગુલામ કારીગરો અપેક્ષિત સામાન્ય મજૂરી કરતાં વધુ બચત કરીને પોતાનું સ્વાતંત્ર્ય ખરીદતા હતા."

---

૧. એ જ પુસ્તકમાં પૃ. ૧૩૦-૧૪૭

૨.' ચાર્લ્સ સી. જહોન્સનનું 'અમેરિકન સંસ્કૃતિમાં નીગ્રો.'

''ફરાર વ્યક્તિઓ'' અને વેચાણો માટેની જાહેરખબરો પરથી આ કુશળતા છતી થાય છે. તેઓને ગરીબ શ્વેત મજૂરો જેટલાં અથવા વધુ સારાં વેતન મળતાં હતાં. અને માલિકની લાગવગથી શ્રેષ્ઠ નોકરીઓ મેળવતા હતા. ૧૮૩૮માં એથેન્સ અને જ્યોર્જિઆમાં કડિયાઓ અને સુથારોની કામગીરી માટેના કરારો કરનારાઓને નિગ્રો મજૂરો તરફ પક્ષપાત બતાવવાનું બંધ કરવાની પીટીશન કરવામાં આવી હતી. ''શ્વેત માનવી જ માત્ર આ દેશ અને રાજ્યનો સાચો, કાયદેસરનો, નૈતિક અને મુલકી માલિક હતો. આ શ્વેત માનવીઓ અભ્યાસ કરતા થયા તે તારીખથી જ તેમની માલિકીનો અધિકાર શરૂ થયો. શ્વેત માનવીઓએ એકલાએ જ આ ખંડ શોધી કાઢયો હતો અને એકલા આ શ્વેત માનવીઓ જ હતા જેમનાં ભૂખે મરતાં કુટુંબો માટે રોટી અને કપડાં માટેનાં નાણાં આપવાની ના પાડવામાં આવતી હતી.'' ૧૮૫૮માં આટલાન્ટામાં બે શ્વેત યંત્ર કારીગરોએ અને મજૂરોએ અરજી કરીને બીજા વિભાગોમાં રહેતા હતા તેવા માલિકોના શ્યામ ગુલામ કારીગરો સામે રક્ષણ માગ્યું હતું. એના પછીના તરત બીજા વર્ષે શ્વેત નાગરિકો નારાજ થયા હતા કે શહેર પરિષદે તેઓની વચ્ચે રહીને કામ કરતા એક નીગ્રો દાંતના દાકતરને નભાવી લીધો હતો. 'અમને ન્યાય મળે એ ખાતર અને સમાજને ન્યાય મળે એ માટે તેને દૂર કરવો જ જોઈએ. અમે, આટલાન્ટાના નિવાસીઓ, ન્યાય માટે આપને અપીલ કરીએ છીએ.' જ્યોર્જિયાના રીયમંડ કાઉન્ટીમાં ૧૯૧૯માં બિગ્રો લોકોની વસ્તી ગણતરીથી ખબર પડીકે તેઓમાં લુહાર, વાળંદ, નાવીક, સુથાર, ચર્ખો ચલાવનાર, ચમાર, આરામ મશીન ચલાવનાર, સ્ટીમબોટ પાયલોટ, વગેરે કારીગરો હતા. એક નિગ્રો મોચીએ હાથે બનાવેલા બૂટનું ઉદ્‌ઘાટન પ્રમુખ મનરોએ કર્યું હતું. મોન્ટીસેલો ખાતેના થોમસ જેફરસનના ઘરના ભોંયતળિયે સુંદર રીતે બેસાડેલા પથ્થરની ગુલામે કરેલી કારીગરીથી હેરિયેટ માર્ટીનીયસ આશ્ચર્યમુગ્ધ બન્યો હતો. જૂનાં વાવેતર ક્ષેત્રોનાં મોટાં ઘરોમાં આ નીગ્રો કારીગરોએ હાથે કરેલાં નિશાન હજી નજરે પડે છે. મજબૂત કડિયાઓએ મૂળ ઓકનાં વૃક્ષમાંથી ઇમારતી લાકડાનાં બનાવેલાં મકાન હયાત છે. નિગ્રો સ્ત્રીઓ જેઓ વણાટ અને કાંતણમાં કુશળ હતી તેઓ મિલોમાં કામ કરતી હતી. ૧૮૩૯માં બકિંગહામે તેઓને શ્વેત છોકરીઓ સાથે કશાય તિરસ્કાર કે વાંધાવિરોધ વિના કામ કરતી જોઈ હતી. દક્ષિણમાંના નિગ્રો કારીગરો, ગુલામો અને મુકત માનવીઓ ઉત્તરમાંના તેમના જેવા કારીગર ભાઈઓ કરતાં વધુ સારી કામગીરી કરતા હતા. ૧૮૫૬માં ફીલાડેલ્ફીયામાં ૧૬૩૭ નિગ્રો

હસ્તકારીગરો હતા. તેમાંથી બે તૃતીયાંસથી પણ ઓછા લોકો તેમની સામેના અમાનવીય વલણને કારણે ધંધો કરતા હતા. ઓગણીસમી સદીની શરૂઆતથી જ અમેરિકામાં આવતા આઇરિશોને નિગ્રો ગુલામીની પસંદગીમાં એ જ ઉદ્દેશો પર ઉત્તરમાં કામે લગાડવામાં આવતા હતા. આઇરિશ કેથોલિકના પક્ષે એવી દલીલ કરવામાં આવતી હતી કે તેને જે સ્થિતિમાં મૂકવામાં આવતો તેનાથી ઊંચી સ્થિતિમાં ચઢવાનો તે ભાગ્યે જ પ્રયાસ કરતો હતો, જ્યારે નિગ્રો વારંવાર સફળતા મળે એવો પ્રયાસ કરતો હતો. શ્યામ ગુલામોનો વેપાર ચાલુ હતો ત્યારે ડ્રોઘેડા કત્લેઆમમાં મારી નહિ નંખાયેલા તમામ આઇરિશોને જૂના પ્યુરિટન ઓલિવરક્રોમવેલે બારબાડોસમાં વેચી નહોતા માર્યા ?

ન્યુયોર્ક અને પેન્સીલવેનિયામાં મુક્ત અને નાસી છૂટેલા નિગ્રો આ જૂથ સાથે સતત સંઘર્ષમાં રહેતા હતા અને નયુયોર્કનાં હુલ્લડોમાં હિંસક રીતે કડવાશભરી દુશ્મનાવટ દેખાઈ આવતી હતી. આ હિબરજાયનીયનોએ તગારાં લઈ જવા પર નિયંત્રણ મૂક્યું અને સામાન્ય મજૂરીનાં કામો પર અંકુશ મૂકયો અને એ રીતે અમેરિકા પરના તેઓની હળવી પકડ પરના અને આજીવિકાનાં સાધનો પરના આક્રમણ તરીકેના નિગ્રોના પ્રત્યેક પ્રયાસનો વિરોધ કર્યો.''

૩

રોમન ગુલામની અને અમેરિકન નિગ્રો ગુલામની વાસ્તવિક પરિસ્થિતિ આવી હતી. ભારતના અસ્પૃશ્યોની સ્થિતિમાં એવું કંઈ છે જેની તુલના રોમન ગુલામની અને અમેરિકન નિગ્રો ગુલામની સ્થિતિ સાથે કરી શકાય ? અસ્પૃશ્યોની સ્થિતિની તુલના રોમન સામ્રાજ્ય હેઠળના ગુલામોની સ્થિતિની સાથે કરવા માટે આ જ સમય લેવો એ ગેરવાજબી નહિ ગણાય. પરંતુ હું રોમન સામ્રાજ્યમાંના ગુલામોની સ્થિતિની તુલના હાલના સમયના અસ્પૃશ્યોની સ્થિતિ સાથે કરવા તૈયાર છું. એ તુલના તો એક તદ્દન ખરાબ બાજુની બીજી તદ્દન સારી બાજુ સાથે કરવા જેવું ગણાય, કારણ કે હાલનો સમય અસ્પૃશ્યો માટેનો સુવર્ણયુગ હોવાનું માનવામાં આવે છે. અસ્પૃશ્યોની વાસ્તવિક સ્થિતિની તુલના ગુલામોની વાસ્તવિક સ્થિતિ સાથે શી રીતે કરી શકાય ? રોમમાં ગુલામો જે કામગીરીમાં રોકાયેલા હતા તે પ્રમાણે કેટલા અસ્પૃશ્યો ગ્રંથપાલો, લઘુલિપિક-લેખકો જેવા વ્યવસાયોમાં છે ? રોમમાં ગુલામો હતા તે પ્રમાણે કેટલા અસ્પૃશ્યોને શબ્દાડંબરી

લેખકો અને વકતાઓ, વ્યાકરણશાસ્ત્રીઓ, ફિલસૂફો, શિક્ષકો, દાકતરો અને કલાકારો જેવા બુદ્ધિજીવી વ્યવસાયોમાં કામે રાખવામાં આવ્યા છે ? રોમમાં ગુલામો હતા તે પ્રમાણે કેટલા અસ્પૃશ્યોને કામે રાખવામાં આવ્યા છે ? કોઈપણ હિંદુ આ પ્રશ્નોનો કોઈપણ વ્યક્તિને હકારાત્મક જવાબ આપવાની હિંમત કરી શકે છે ? જે ક્ષેત્રોમાં ગુલામો આટલી મોટી સંખ્યામાં સ્થાન પામેલા હોવાનું દેખાય છે તેવા કોઈ પણ એકાદ ક્ષેત્રમાંથી અસ્પૃશ્યોને સદંતર દૂર કરવામાં આવ્યા છે. હિંદુઓ અસ્પૃશ્યતાને વાજબી ઠરાવવા માટે જે બચાવ આગળ ધરે છે તે કેટલો ક્ષુલ્લક છે તે આના પરથી સાબિત થાય છે . દયાજનક બાબત તો એ છે કે મોટા ભાગના લોકો ગુલામીને માત્ર એટલા જ કારણસર ધિક્કારે છે કે તેઓ એવું માને છે કે કોઈ એકાદ વ્યક્તિને કે વર્ગને કાયદા દ્વારા બીજી વ્યક્તિને જીવન કે મૃત્યુ આપવાની સત્તા હોવી એ ખોટું છે. તેઓ એ ભૂલી જાય છે કે ગુલામી ન હોય તો પણ ક્રૂર દમન, જુલમ અને અત્યાચાર, દુઃખોની શૃંખલા, નિરાશા અને નાસીપાસીની હારમાળા હોઈ શકે છે. ગુલામોની વાસ્તવિક સ્થિતિને લગતી ઉપર જણાવેલી હકીકતોને જેઓ ધ્યાનમાં લેશે તેઓ એ કબૂલ કરશે કે ગુલામીની કેવળ કાનૂની દ્રષ્ટિએ હળવાશથી કે ઉતાવળે નિંદા કરવી મિથ્યા છે. કાયદાથી જેની છૂટ અપાઈ હોય તેવી બાબત સમાજમાં પ્રવર્તતી પ્રથાઓનો હંમેશાં પુરાવો નથી હોતી. મોટા ભાગના ગુલામોએ તરત એ વાતનો સ્વીકાર કર્યો હોત કે તેમની પાસે જે કંઈ છે તે બધું ગુલામીને આભારી છે અને ઘણાએ તે કબૂલ રાખ્યું હોત કે નહિ તો પણ ઘણાએ તેમ કર્યું હતું.

એ કબૂલ કરવું જોઈએ કે ગુલામી એ કંઈ મુકત સામાજિક વ્યવસ્થા નથી. પરંતુ શું અસ્પૃશ્યતાને એક મુકત સામાજિક વ્યવસ્થા તરીકે વર્ણવી શકાય ખરી ? જે હિંદુઓ અસ્પૃશ્યતાનો બચાવ કરવા આગળ આવ્યા તેઓ બેશક એવો દાવો કરે છે કે તે એમ જ છે. જો કે તેઓ ભૂલી જાય છે કે અસ્પૃશ્યતા અને ગુલામી વચ્ચે તફાવતો છે જેના કારણે અસ્પૃશ્યતા એક અધમ પ્રકારની અમુકત સામાજિક વ્યવસ્થા બની જાય છે. **ગુલામી કદી પણ ફરજિયાત ન હતી. પરંતુ અસ્પૃશ્યતા ફરજિયાત છે.** કોઈ વ્યક્તિને પોતાનો **ગુલામ બનાવવાની પરવાનગી આપવામાં આવે છતાં** જો બીજી વ્યક્તિ ગુલામ થવા માગતી ન હોય તો તેમને ફરજ પડાતી નથી. પરંતુ અસ્પૃશ્યને કોઈ વિકલ્પ નથી. એકવાર એ અસ્પૃશ્ય જન્મ્યો કે તે અસ્પૃશ્યતાના તમામ દુષણોનો ભોગ બની જાય છે. ગુલામીના કાયદામાં મુક્તિની છૂટ રહેતી. એકવાર ગુલામ થયો

એટલે હંમેશાં જ ગુલામ થયો એવું ગુલામનું ભાગ્ય ન હતું. અસ્પૃશ્યતામાં તો કશો છૂટકારો જ નથી. એકવાર અસ્પૃશ્ય તે હંમેશાંનો અસ્પૃશ્ય. બીજો તફાવત એ છે કે અસ્પૃશ્યતા એ પરોક્ષ બાબત છે અને તેથી અધમ પ્રકારની ગુલામી બની જાય છે. એક ખુલ્લી અને પ્રત્યક્ષ રીતથી કોઈ પણ માનવીની સ્વતંત્રતા છીનવી લેવી એ તો ગુલામ બનાવવાનો પસંદગીપાત્ર પ્રકાર થયો ગણાય. તેનાથી ગુલામ પોતાની ગુલામી પ્રત્યે સભાન બની જાય છે અને ગુલામીથી સભાન થવું એ સ્વાતંત્ર્યની લડત માટેનું પ્રથમ અને સૌથી મહત્ત્વનું કદમ છે. પરંતુ જો કોઈ માનવીની સ્વતંત્રતાને પરોક્ષ રીતે આંચકી લેવામાં આવે તો તેને તેની ગુલામીની સભાનતા થતી નથી. અસ્પૃશ્યતા એ ગુલામીનો પરોક્ષ પ્રકાર છે. અસ્પૃશ્યને એમ કહેવું કે, 'તું મુક્ત છે, તું નાગરિક છે, તને નાગરિકના તમામ અધિકારો છે', અને એનું દોરડું એટલું જોશથી બાંધવું કે તેને આદર્શનો ખ્યાલ આવવાની કશી તક જ ન મળે એ તો ક્રૂર છેતરપિંડી છે. એ તો અસ્પૃશ્યતાને તેઓની ગુલામીની સભાનતા કરાવ્યા વગરની ગુલામી છે. એ અસ્પૃશ્યતા હોવા છતાં ગુલામી છે. એ પરોક્ષ હોવા છતાં વાસ્તવિક છે. એ અભાન હોવાના કારણે કાયમની છે. આ બંને વ્યવસ્થાઓમાં અસ્પૃશ્યતા બેશક બદતર છે.

ગુલામી કે અસ્પૃશ્યતા બેમાંથી કોઈ પણ મુકત સામાજિક વ્યવસ્થા નથી. પરંતુ જો કોઈ ભેદ પાડવો હોય તો - અને બેશક એ બંને વચ્ચે ભેદ તો છે જ - કસોટી એ છે કે શિક્ષણ, લાયકાત, સુખ, સંસ્કાર અને સંપત્તિ ગુલામીમાં શક્ય છે કે અસ્પૃશ્યતામાં ? આ કસોટીએ નિર્ણય કરાય તો એ વાત વિવાદથી પર છે કે ગુલામી એ અસ્પૃશ્યતા કરતાં હજાર દરજજે વધુ સારી છે. ગુલામીમાં શિક્ષણ, સદ્‌ગુણ, સુખ સંસ્કાર અથવા સંપત્તિ માટે અવકાશ છે. અસ્પૃશ્યતામાં એવું કશું નથી. ગુલામી જેવી અમુકત સામાજિક વ્યવસ્થાનો કોઈપણ ફાયદો અસ્પૃશ્યતામાં નથી. તેમાં તો મુકત સામાજિક- વ્યવસ્થાના તમામ ગેરફાયદા છે. ગુલામી જેવી અમુકત સામાજિક વ્યવસ્થામાં ધંધા, કારીગરી અથવા કલામાં ઉમેદવારીનો ફાયદો છે અથવા પ્રોફેસર મ્યુરેસ કહે છે તેમ, 'ઉચ્ચ સંસ્કારમાં જવાનો' ફાયદો છે. ગુલામીમાં- ખાસ કરીને રોમન સામ્રાજ્યમાં અસ્તિત્વ ધરાવતી હતી તેવી ગુલામીમાં- અસ્પૃશ્યતાનું દમન નહોતું કે અંગત વિકાસનો ઈનકાર નહોતો. તેથી ગુલામી એ અસ્પૃશ્યતા કરતાં વધુ સારી છે એમ કહેવું એ અતિ ઉતાવળું ગણાય.

આ તાલીમ, સંસ્કારનો આ પ્રારંભ બેશક ગુલામ માટેનો મોટો ફાયદો હતો.

સાથોસાથ, પોતાના ગુલામને તાલીમ આપવા માટે, તેને સંસ્કારમાં પ્રવૃત્ત કરવા માટે માલિકને ભારે ખર્ચ કરવું પડતું હતું. 'ગુલામી પહેલાં શિક્ષિત કે તાલીમ પામેલા ગુલામો ઓછી સંખ્યામાં પૂરા પાડવામાં આવતા હતા. એનો વિકલ્પ એ રહેતો કે ગુલામો જ્યારે યુવાન હોય ત્યારે તેઓને ઘરકામમાં તાલીમ આપવામાં આવતી હતી અથવા સામ્રાજ્ય પહેલાં કંઈક અંશે કરાતું તેમ કુશળ હુન્નરમાં તાલીમ આપવામાં આવતી હતી. આવી તાલીમ તેમનો માલિક આપતો હતો. આવી તાલીમ જુદાં જુદાં સ્વરૂપે એટલે કે ઉદ્યોગ, વેપાર, કલા અને પત્રો અંગેની રહેતી હતી.'

ગુલામને તાલીમ આપવા માટે તેનો માલિક શા માટે આટલી તકલીફ લેતો હતો તેનું કારણ એ હતું કે મજૂરી અને સંસ્કારના ઉચ્ચ પ્રકારોમાં તેને પ્રવૃત્ત કરવાથી માલિકને લાભ અવશ્ય થતો હતો. એક કુશળ ગુલામ અકુશળ ગુલામ કરતાં વધુ કીમતી વસ્તુ ગણાતો હતો. જો તેને વેચવામાં આવે તો તેની વધુ સારી કિંમત મળતી હતી, જો તેને ભાડે રાખવામાં આવે તો તેના કારણે વધુ વેતન પ્રાપ્ત થતાં હતાં. તેથી તેવા ગુલામને તેનો માલિક તાલીમ આપે તો તે એક પ્રકારનું મૂડીરોકાણ ગણાતું હતું.

ગુલામી જેવી અમુકત સામાજિક વ્યવસ્થામાં ગુલામની જિંદગી અને તેના શરીરની જાળવણી કરવાની ફરજ તેના માલિકના માથે રહેતી હતી. ગુલામના ખોરાક, તેનાં કપડાં અને આશ્રય બાબતની તમામ જવાબદારીમાંથી તેને મુકત રાખવામાં આવતો હતો. તેનો માલિક આ બધું તેને પૂરું પાડવા માટે બંધાયેલો રહેતો હતો. અલબત્ત, આ કંઈ બોજરૂપ નહોતું કારણ કે ગુલામ તેના માલિક કરતાં વધુ કમાતો હતો. પરંતુ, દરેક મુકત માનવી માટે જમવા અને રહેવાની જામીનગીરી હંમેશાં શકય બનતી નહોતી કારણ કે કમાણી કરનારાઓ હવે તેની કિંમત જાણતા થયા હતા. મહેનત કરવા માટે તૈયાર હોય તેવા સૌને પણ કામ તો ઉપલબ્ધ થઈ રહેતું હતું અને જો કામદારને રોજી ન મળે તો તેને રોટી ન મળે તેવા કાયદા અનુસાર તે તેમાંથી છટકી શકતો ન હતો. આ કાયદો એટલે કે- રોજી નહિ તો રોટી નહિ· ગુલામને લાગુ પડતો ન હતો. રોટી શોધી કાઢવાની ફરજ માલિકની રહેતી હતી અને રોજી શોધવાની ફરજ પણ માલિકની રહેતી હતી. જો માલિક રોજી શોધી કાઢવામાં નિષ્ફળ જાય તો ગુલામ તેની રોટીનો અધિકાર ગુમાવતો નહિ. ધંધાની ભરતી અને ઓટ, તેમાં આવતી તેજી મંદીની ચઢ-ઉતરમાંથી તમામ કમાનારી વ્યક્તિઓને પસાર થવું પડતું હતું. પરંતુ

તે બધાંની અસર ગુલામ પર પડતી ન હતી. તેની અસર તેના માલિકને થતી હતી. પરંતુ, ગુલામ તે બધાંમાંથી મુક્ત રહેતો હતો. તેને તેની રોટી મળી રહેતી, કદાચ એને જ રોટી મળી રહેતી હતી, તેજી હોય કે મંદી હોય, રોટી તો તેને મળી જ રહેતી.

ગુલામી જેવી સામાજિક વ્યવસ્થામાં ગુલામની તંદુરસ્તી અને સુખાકારીની ભારે કાળજી રાખવા માટે માલિક બંધાયેલો રહેતો હતો. ગુલામ તેના માલિકની મિલકત ગણાતો હતો. પરંતુ આ જ ગેરફાયદાના કારણે ગુલામને મુકત માનવી કરતાં વધુ ફાયદો થતો હતો. મિલકત હોવાના કારણે અને કીમતી હોવાના કારણે માલિક તેના ગુલામની તંદુરસ્તી અને સુખાકારીની ભારે કાળજી કેવળ સ્વહિતને ખાતર લેતો હતો. રોમમાં, ગુલામોને કાદવકીચડવાળી અને મેલેરિયાયુકત જમીન પર કદી કામે લગાડવામાં આવતા ન હતા. આવી જમીન પર કેવળ મુકત માનવીઓને જ કામે રોકવામાં આવતા હતા. ગુલામોને મેલેરીયા અને કાદવ કીચડવાળી જગ્યાએ કામપર ન મોકલવા તેવી શીખામણ કેરો ખેડૂતોને આપતો. આ વિચિત્ર જણાય છે. પરંતુ થોડુંક તપાસતાં જણાય છે કે આ સાવ સાહજિક હતું. ગુલામ તો કીમતી મિલકત ગણાતો હતો અને તેથી એક ડાહ્યો માનવી ગણાતો હતો જે પોતાનું હિત સમજતો હતો અને તેથી મલેરિયાની વિનાશકારી અસર હેઠળ પોતાની કીમતી મિલકતને હવાલે થવા દેતો ન હતો. મુકત માનવીની બાબતમાં આવી કાળજી લેવાની જરૂર ન હતી કારણ કે તે કીમતી મિલકત ન હતો. આ વિચારણાના પરિણામે ગુલામને ભારે ફાયદો થયો. કોઈની પણ ન લેવાય એવી કાળજી એની લેવામાં આવતી હતી.

ઉપર જણાવેલી અમુકત સામાજિક વ્યવસ્થાના ત્રણે ફાયદામાંથી એક પણ ફાયદો અસ્પૃશ્યતામાં નથી. અસ્પૃશ્યને સભ્યતાની ઉચ્ચતર કલામાં પ્રવેશ નથી મળતો અને સંસ્કારની જિંદગી તેના માટે કોઈ પણ રીતે ખુલ્લી નથી. તેણે તો માત્ર વાળવા-ઝૂડવાનું જ કામ કરવાનું રહે છે. તેણે બીજું કશું જ કરવું જોઈએ નહિ. અસ્પૃશ્યતામાં આજીવિકાની કોઈ બાંહેધરી નથી. હિંદુઓમાંથી કોઈ પણ વ્યક્તિ અસ્પૃશ્યતાને ખોરાક, વસવાટ કે કપડાં આપવા માટે જવાબદાર નથી. અસ્પૃશ્યની તંદુરસ્તીની કોઈને પણ પડી હોતી નથી. ખરેખર, અસ્પૃશ્યનું મૃત્યુ થાય તેને બલામાંથી છૂટકારો થયો એમ માનવમાં આવે છે. એક હિંદુ કહેવત છે કે, 'અસ્પૃશ્ય મરી જાય તો પ્રદૂષણનો ભાર દૂર થાય.'

બીજી બાજુ, અસ્પૃશ્યતામાં મુક્ત સામાજિક વ્યવસ્થાના તમામ ગેરફાયદા રહેલા છે. મુક્ત સામાજિક વ્યવસ્થામાં અસ્તિત્વ માટેના સંઘર્ષમાં જીવવા માટેની જવાબદારી વ્યક્તિ પર રહેલી છે. આ જવાબદારી મુક્ત સામાજિક વ્યવસ્થાનો એક સૌથી મોટો ગેરફાયદો છે. વ્યક્તિ આ જવાબદારી નિભાવી શકે છે કે કેમ તેનો આધાર ન્યાયી શરૂઆત, સમાન તક અને વાજબી વ્યવહાર પર રહેલો છે. આ દ્રષ્ટિકોણથી જોતાં અસ્પૃશ્યતા ગુલામી કરતાં બદતર છે એટલું જ નહિ બલકે ગુલામીની તુલનામાં ચોક્કસ પ્રકારની ક્રૂરતા છે. ગુલામીમાં ગુલામ માટે રોજી શોધવાની જવાબદારી માલિકની રહે છે. મુક્ત મજૂરીની પદ્ધતિમાં કામદારોએ રોજી મેળવવા માટે કામદારો સાથે સ્પર્ધા કરવાની રહે છે. રોજી માટેની આ ઝૂંટાઝૂટમાં અસ્પૃશ્યને વાજબી તક મળે એવી કઈ આશા રહે ? ટૂંકમાં કહીએ તો સામાજિક કલંકના કારણે તેને સૌથી છેલ્લી રોજી મળે છે અને સૌથી પહેલાં રોજીમાંથી કાઢી મૂકવામાં આવે છે. ગુલામીની તુલનામાં અસ્પૃશ્યતા ક્રૂરતા છે કારણ કે રોજી મેળવવાના તમામ માર્ગો તેના માટે ખુલ્લા નથી હોતા ત્યારે પોતાને નભાવવાની જવાબદારી તેના માથે હોય છે.

સારાંશમાં, હિંદુઓ અસ્પૃશ્યોને ગુલામોથી બદતર સ્થિતીમાં રાખે છે. પરંતુ પોતાના સ્વાર્થને ખાતર જ તેમને બોલાવે છે. અને આવી માલિકીનો તેઓના ઉપર બોજ લાદે છે. અસ્પૃશ્યોને પરતંત્ર સામાજિક વ્યવસ્થાનો કોઈ ફાયદો માગી શકતા નથી અને મુક્ત સામાજિક વ્યવસ્થાના તમામ ગેરફાયદાનો તેઓ ભોગ બને છે.





# ચાર્તુવર્ણ બહાર

હિંદુ સામાજિક વ્યવસ્થામાં અસ્પૃશ્યની સ્થિતિ કેવી છે ? તેઓની સ્થિતિનો સાચો ખ્યાલ આપવો એ આ પ્રકરણનો મુખ્ય હેતુ છે. હિંદુ સામાજિક વ્યવસ્થા હેઠળ અસ્પૃશ્યો જે રીતે રહે છે અથવા તેઓને જે રીતે રાખવામાં આવે છે તે રીત અંગેનો ખ્યાલ જેને તેનો વિચાર જ આવતો નથી તે વ્યકિત સમક્ષ તેનું વાસ્તવિક અને નક્કર ચિત્ર રજૂ કરવાનાં શ્રેષ્ઠ સાધનો પ્રાપ્ત કરવાનું સહેલું કામ નથી. એક રીત એ છે કે હિંદુ સામાજિક વ્યવસ્થાનો એક નમૂનારૂપ ઢાંચો તૈયાર કરવો અને અસ્પૃશ્યોને તેમાં જે સ્થાન અપાયું છે તે બતાવવું. આના માટે હિંદુ ગામમાં જવું જરૂરી છે. આના સિવાય આપણો હેતુ વધુ સારી રીતે પાર પડે એવું બીજું કશું નથી. હિંદુ ગામ એ હિંદુ સામાજિક વ્યવસ્થાનો કામ કરતો એક ઢાંચો છે. ત્યાં હિંદુ સામાજિક વ્યવસ્થા પૂરજોશમાં કામકાજ કરતી જોઈ શકાય છે. સરેરાશ હિંદુને ભારતીય ગામની તે વાત કરે ત્યારે ત્યારે પરમાનંદ પ્રાપ્ત થતો હોય છે. તે તેને સામાજિક સંઘટનનો એક આદર્શ પ્રકાર ગણે છે અને તે માને છે કે વિશ્વમાં કયાંય તેનો કોઈ જોટો જડે એમ નથી. તેને સામાજિક સંઘટનના સિદ્ધાંતમાં વિશિષ્ટ ફાળો ગણવામાં આવે છે જેના માટે ભારત ઠીક ઠીક ગૌરવ લઈ શકે એમ છે.

ભારતીય ગામને સામાજિક સંઘટનના એક આદર્શ નમૂના તરીકેની માન્યતા ધરાવનારા હિંદુઓ કેટલા ઝનૂની છે તે વાત, ભારતીય સંવિધાન સભાના હિંદુ સભ્યોએ ભારતીય સંવિધાનમાં ભારતીય ગામને તેના પોતાના વિધાનમંડળ, કારોબારી અને ન્યાયતંત્ર સાથેના સ્વાયત્ત વહીવટી એકમોના સંવૈધાનિક પિરામિડના પાયા તરીકે માન્ય કરવું જોઈએ એવી દલીલના સમર્થનમાં કરેલાં ક્રોધી પ્રવચનો પરથી જણાઈ આવે છે. અસ્પૃશ્યોના દ્રષ્ટિકોણથી જોતાં, આનાથી વધુ મોટી આપત્તિ બીજી કઈ હોઈ શકે ? ઈશ્વરનો આભાર માનવો રહ્યો કે સંવિધાન સભાએ એ વાત સ્વીકારી નહિ. જો કે હિંદુઓ તો હજી પણ તેઓની

એ માન્યતાને વળગી બેઠા છે કે ભારતીય ગામ એ સામાજિક સંઘટનનું એક આદર્શ સ્વરૂપ છે. હિંદુઓની આ માન્યતા કંઈ વંશપરંપરાગત માન્યતા નથી. તેમ જ તે માન્યતા પ્રાચીન ભૂતકાળમાંથી ઊતરી આવી નથી. એ માન્યતા તો સર ચાર્લ્સ મેટકાફ પાસેથી ઉધાર લેવામાં આવી છે- અને આ ચાર્લ્સ મેટકાફ ઈસ્ટ ઈન્ડિયા કંપનીનો એક મુલકી કર્મચારી હતો. મેટકાફ કે જે એક મહેસૂલી અધિકારી હતો તેણે તેના એક મહેસૂલી નિબંધમાં ભારતીય ગામને નીચે પ્રમાણે વર્ણવ્યું છે :[1]

"ગ્રામ સમુદાયો નાનાં નાનાં પ્રજાસત્તાક રાજ્યો જેવા હોય છે અને તેઓને જે કંઈ જોઈતું હોય છે તે તેઓ તેમની પોતાની અંદરથી જ પ્રાપ્ત કરી લે છે અને કોઈ બાહ્ય સંબંધોથી તેઓ લગભગ સ્વતંત્ર હોય છે. બીજું કશું ન ટકે તો પણ ગ્રામ સમુદાયો તો ટકતા જ હોય છે. રાજવંશો એક પછી એક ગબડી પડે, ક્રાન્તિ પછી ક્રાન્તિ આવે; હિંદુ, પઠાણ, મોગલ, મરાઠા, શીખ, અંગ્રેજ- એ તમામ વારાફરતી માલિકો બને, પરંતુ ગ્રામ સમુદાયો તો એ જ રહે છે. મુશીબતના સમયમાં તેઓ હથિયાર પકડી પોતાનું રક્ષણ કરતા હોય છે. દુશ્મન સૈન્ય દેશમાંથી પસાર થાય ત્યારે પણ ગ્રામ સમુદાયો પોતાનાં ઢોરઢાંખરને પોતાની દીવાલોની અંદર એકઠાં કરી લે છે અને દુશ્મનને ઉશ્કેર્યા વિના પસાર થઈ જવા દે છે. જો તેઓને લૂંટવામાં કે તેઓ પર વિનાશ વેરવામાં આવે અને એ માટેનાં પરિબળોનો મુકાબલો થઈ શકે એમ ન હોય તો તેઓ અમુક અંતરે આવેલાં મિત્ર-ગામોમાં નાસી જાય છે; પરંતુ વાવાઝોડું પસાર થઈ ગયા પછી તેઓ પરત આવે છે અને પોતાના વ્યવસાયો શરૂ કરી દે છે. જો દેશમાં વર્ષો સુધી લગાતાર લૂંટફાટ અને કત્લેઆમ ચાલુ રહે અને તેના કારણે ગામોમાં વસવાટ કરી શકાય એમ ન હોય તો છૂટાંછવાયાં ગામો તેમ છતાં પણ શાંતિપૂર્વકનું વાતાવરણ જીવંત થાય ત્યારે પરત આવતાં હોય છે. એક આખી પેઢી પસાર થઈ જાય, પરંતુ તે પછીની પેઢી પાછી આવી જાય છે. પુત્રો પોતાના પિતાઓનું સ્થાન લેતા હોય છે; ગામ માટેનું સ્થળ પણ એ જ રહેતું હોય છે, તેઓનાં ઘરોની સ્થિતિ પણ એ જ રહેતી હોય છે અને ગામ ફરીથી વસ્યું ત્યારે જેઓને ભગાડી મૂકવામાં આવ્યા હતા તેવા લોકોના વંશજો દ્વારા એ જ જમીનોનો કબજો લેવામાં આવે છે. ગામ સમુદાયોનો આ

---

૧. બેડન પોવેલ દ્વારા એમના "બ્રિટિશ ભારતની ભૂમિ પદ્ધતિ," ગ્રંથ-૧.

સંઘ ખુદ પોતે જ એક નાના રાજ્ય જેવો હોય છે અને મને લાગે છે કે તમામ ક્રાંતિઓ અને પરિવર્તનો દરમિયાન ભારતના લોકોની સાચવણી પ્રત્યે બીજા કોઈપણ પરિબળ કરતાં વધુ મોટો ફાળો આપતા હોય છે અને એ બાબત તેમના સુખ માટેની ઊંચા પ્રમાણની ઉપકારકતા છે અને સ્વાતંત્ર્ય અને મુક્તિ માટેના ભારે મોટા હિસ્સાનો ઉપભોગ કરતા હોય છે.''

શાસક વર્ગના ઉચ્ચ સ્થાને બેઠેલા સભ્યે આપેલું ભારતીય ગામનું વર્ણન વાંચીને હિંદુઓને પોતાની ખુશામત થઈ હોવાનું લાગ્યું હતું અને તેના મંતવ્યને એક આવકારદાયક પ્રશંસા તરીકે અપનાવ્યું હતું. ભારતીય ગામના આવા મંતવ્યને અપનાવવામાં હિંદુઓએ પોતાની બુદ્ધિ અને પોતાની સમજને કશો ન્યાય કર્યો હોય એમ લાગતું નથી. તેઓએ માત્ર તમામ ગુલામ લોકોને સહજ હોય તેવી નબળાઈ જ પ્રદર્શિત કરી છે. ઘણા વિદેશીઓએ ભારતીય ગામના આવા આદર્શ મંતવ્યને સ્વીકારવાની વૃત્તિ બતાવી હોવાથી, ભારતીય ગામમાં જોવા મળતું સમાજનું વાસ્તવિક ચિત્ર રજૂ કરવું વધુ સારું ગણાશે.

ભારતીય ગામ એક સામાજિક એકમ નથી. તે જ્ઞાતિઓનું બનેલું છે. પરંતુ આપણા હેતુઓ ખાતર આટલું કહેવું બસ થશે કે–

૧. ગામમાંની વસ્તીને બે વિભાગોમાં વિભાજિત કરવામાં આવે છે– (૧) સ્પૃશ્યો અને (૨) અસ્પૃશ્યો.
૨. સ્પૃશ્યો મોટી કોમ બને છે અને અસ્પૃશ્યો નાની કોમ બની જાય છે.
૩. સ્પૃશ્યો ગામની અંદર રહે છે અને અસ્પૃશ્યો ગામની બહાર અલગ મકાનોમાં રહે છે.
૪. આર્થિક દ્રષ્ટિએ સ્પૃશ્યો મજબૂત અને શક્તિશાળી સમુદાય બને છે જ્યારે અસ્પૃશ્યો ગરીબ અને આશ્રિત સમુદાય બને છે.
૫. સામાજિક દ્રષ્ટિએ સ્પૃશ્યોનું સ્થાન એક શાસક વર્ગનું હોય છે જ્યારે અસ્પૃશ્યોનું સ્થાન વંશાપરંપરાગત વેઠિયાના ગુલામ વર્ગનું હોય છે.

ભારતીય ગામમાં સ્પૃશ્યો અને અસ્પૃશ્યો જેના આધારે સંયુક્ત જીવન જીવે છે તે અંગેની શરતો કઈ છે ? દરેક ગામમાં સ્પૃશ્યોની એક આચારસંહિતા હોય છે જેનું અસ્પૃશ્યોએ પાલન કરવાનું જરૂરી છે. આ આચારસંહિતામાં, સ્પૃશ્યો જેને ગુનાઓ ગણતા હોય તેવાં કાર્યો કરવા– ન કરવા અંગે જણાવવામાં આવ્યું

હોય છે. આવા ગુનાઓની યાદી નીચે આપી છે :

૧. અસ્પૃશ્યોએ હિંદુઓનાં રહેઠાણોથી દૂર અલગ નિવાસોમાં રહેવું જોઈએ. અસ્પૃશ્યો જો આ પૃથકતાના નિયમનો ભંગ કરે કે તેની ઉપેક્ષા કરે તો તે ગુનો ગણાય છે.

૨. અસ્પૃશ્યોના નિવાસોનું સ્થળ દક્ષિણ બાજુએ હોવું જોઈએ કારણ કે ચારે દિશાઓમાં દક્ષિણ દિશા સૌથી વધુ અશુભ છે. આ નિયમનો ભંગ કરવો એ ગુનો ગણાશે.

૩. અસ્પૃશ્યોએ એ વાતનું ધ્યાન રાખવાનું કે તેમના અડવાથી કે તેમના પડછાયાથી પણ પાપ લાગે છે. આ નિયમનો ભંગ ગુનો બને છે.

૪. અસ્પૃશ્ય સમાજનો સભ્ય સંપત્તિ પ્રાપ્ત કરે એ ગુનો છે એટલે કે જમીન કે પશુ જેવી સંપત્તિ મેળવવી ગુનો છે.

૫. અસ્પૃશ્ય સમાજનો સભ્ય ઘરના છાપરે નળિયાં મુકાવી ઘર બાંધે તો ગુનો છે.

૬. અસ્પૃશ્ય સમાજનો સભ્ય સ્વચ્છ વસ્ત્ર પહેરે, જોડાં પહેરે, ઘડિયાળ બાંધે કે સોનાના દાગીના ધારણ કરે તો તે ગુનો છે.

૭. અસ્પૃશ્ય સમાજનો સભ્ય પોતાનાં સંતાનોના માનવાચક નામ રાખે તો તે ગુનો બને છે. તેઓનાં નામ એવાં હોવાં જોઈએ કે જે ઉચ્ચારવાથી તિરસ્કાર પેદા થાય.

૮. અસ્પૃશ્ય સમાજનો સભ્ય હિંદુની હાજરીમાં ખુરશી પર બેસે તો એ બને છે.

૯. અસ્પૃશ્ય સમાજનો સભ્ય ઘોડા પર બેસીને અથવા પાલખીમાં બેસીને ગામમાં થઈને નીકળે તો તે ગુનો બને છે.

૧૦. અસ્પૃશ્ય સમાજનો સભ્ય અસ્પૃશ્યોનો વરઘોડો ગામમાં થઈને લઈ જાય તો એ ગુનો બને છે.

૧૧. અસ્પૃશ્ય સમાજનો સભ્ય હિંદુને સલામ ન કરે તો એ ગુનો ગણાય છે.

૧૨. અસ્પૃશ્ય સમાજનો સભ્ય સંસ્કારી ભાષા બોલે તો એ ગુનો છે.

૧૩. અસ્પૃશ્ય સમાજનો સભ્ય જો એવા દિવસે ગામમાં આવે કે જે દિવસ હિંદુના ઉપવાસનો પવિત્ર દિવસ હોય અથવા ઉપવાસ છોડવાનો સમય હોય અને જો અસ્પૃશ્ય સમાજનો સભ્ય બોલતો હોય તો તેના શ્વાસથી હિંદુઓની હવા અને ખોરાક પ્રદૂષિત થઈ જાય એ કારણે એ ગુનો બને છે.

૧૪. અસ્પૃશ્ય સમાજનો સભ્ય સ્પૃશ્યની વ્યક્તિઓ જેવા બાહ્ય ચિન્હો પહેરે અને પોતે સ્પૃશ્ય તરીકે પ્રદર્શિત થાય તો એ ગુનો બને છે.

૧૫. અસ્પૃશ્યે પોતે ઊતરતી કક્ષાનો છે એનું પાલન કરવું જોઈએ અને તે માટે તેણે ઊતરતી કક્ષાની નિશાનીઓ પહેરવી જોઈએ જેથી કરીને તે અસ્પૃશ્ય છે તેવું લોકોને લાગવું જોઈએ. જે આ પ્રકારે છે.

(ક) કે તેનું નામ અપમાનજનક છે.

(ખ) કે તે સ્વચ્છ કપડાં પહેરતો નથી.

(ગ) કે તેનું છાપરું નળિયાનું નથી.

(ઘ) કે તે સોના-ચાંદીનાં ઘરેણાં પહેરતો નથી.

આમાંના કોઈપણ નિયમનો ભંગ એ ગુનો ગણાય છે.

ત્યાર પછી આવે છે એવી ફરજો જેમા આચારસંહિતામાં ફરમાવ્યું છે કે અસ્પૃશ્યોએ સ્પૃશ્યો માટે કઈ ફરજો બજાવવી જોઈએ. આમાં નીચેની ફરજો ગણાવી શકાય :

૧. અસ્પૃશ્ય સમાજના સભ્યે હિંદુના ઘરમાં બનેલા મૃત્યુ કે લગ્ન જેવા પ્રસંગોને બીજાગામોમાં રહેતા તો પણ પછી ભલે તે ગામ ગમે તેટલું દુર હોય તેમના સગાંસંબંધીઓને સંદેશો પહોંચાડવો જોઈએ.

૨. હિંદુના ઘેર જ્યારે લગ્ન થઈ રહ્યું હોય ત્યારે અસ્પૃશ્યે બળતણ લઈ આવવા અને સંદેશો આપવા જવા જેવું કામ કરવું જોઈએ.

૩. હિંદુ કન્યા પોતાનાં મા-બાપને ત્યાંથી પોતાના પતિના ઘરે જતી હોય ત્યારે તેના પતિનું ઘર ગમે તેટલું દૂર હોય તો પણ અસ્પૃશ્યે તેની સાથે જવું જોઈએ.

૪. જ્યારે આખું ગામ હોળી કે દશેરા જેવા સામાન્ય ઉત્સવ ઉજવતું હોય ત્યારે અસ્પૃશ્યે ઉત્સવને લગતું પ્રાથમિક તમામ પ્રકારનું-નોકરને લગતું કામ કરવું જોઈએ.

૫. અમુક ઉત્સવના પ્રસંગોએ અસ્પૃશ્યોએ પોતાની સ્ત્રીઓને ગામ સમૂહના સભ્યો પાસે અસભ્ય આનંદ માટે મોકલવી જોઈએ.

આ બધી ફરજોનું પાલન કશા ય વળતર વગર કરવાનું રહે છે.

આ ફરજોનું મહત્ત્વ શું છે તે જાણવા માટે એવી ફરજો અસ્તિત્વમાં કઈ રીતે આવી તે જાણવું મહત્ત્વનું છે. ગામનો દરેક હિંદુ પોતાની જાતને અસ્પૃશ્યો કરતાં ઉચ્ચ વ્યક્તિ માનતો હોય છે. એક હાકેમ તરીકે તેને પોતાની ઇજ્જત જાળવવાનું તદ્દન આવશ્યક લાગતું હોય છે. તેની આસપાસ આવો રસાલો તેની તહેનાતમાં ન હોય ત્યાં સુધી તે પોતાની પ્રતિષ્ઠા જાળવી શકતો નથી. તેના તાબામાં આવો તૈયાર રસાલો તેને અસ્પૃશ્યોનો જ દેખાય છે અને તેના માટે તેણે કશું ચૂકવવું પડતું નથી. અસ્પૃશ્યો પોતાની લાચારીના કારણે આવી ફરજો બજાવવાની ના પાડી શકતા નથી અને અસ્પૃશ્યો તેની પ્રતિષ્ઠા જાળવવા માટે એટલા આવશ્યક હોય છે કે ગામનો હિંદુ તેમની પાસેથી સખત કામ લેતાં અચકાતો નથી.

બ્રીટીશ સરકારે ઘડેલ કાયદાઓમાં આ બધા ગુનાઓને ફોજદારી કાયદામાં સ્થાન નથી મળ્યું– એટલું જ નહિ બલકે અસ્પૃશ્યોને લાગેવળગે છે તેટલા પૂરતું આવા દુષણો વાસ્તવિક સત્ય બની ગયા છે. આમાંની કોઈપણ ફરજનો ભંગ થાય તો અસ્પૃશ્યોને ચોક્કસ શિક્ષા ભોગવવી પડે છે.

નોંધવા જેવી બીજી એક મહત્ત્વની બાબત એ છે કે આ ગુનાઓ માટેની શિક્ષા હંમેશાં સામૂહિક રહે છે. આવો ગુનો કોઈ એકાદ વ્યક્તિએ કર્યો હોવા છતાં તે માટેની શિક્ષા માટે અસ્પૃશ્યોનો સમગ્ર સમાજને પાત્ર બની જાય છે.

અસ્પૃશ્યો રહે છે કઈ રીતે ? તેઓ કમાય છે કેવી રીતે ? અસ્પૃશ્યો માટે ખુલ્લી હોય તેવી આજીવિકા કમાવાના ઉપાયોના સમજણ વિના હિંદુ સમાજમાં તેઓના સ્થાનનો સ્પષ્ટ ખ્યાલ આવી શકશે નહિ.

ખેતીપ્રધાન દેશમાં ખેતી જીવનનિર્વાહનું એક મુખ્ય સાધન બની શકે છે. પરંતુ આજીવિકા કમાવાનું આ એક સાધન અસ્પૃશ્યો માટે ખુલ્લું નથી. આમ થવાનાં ઘણાં બધાં કારણો છે. સૌ પ્રથમ તો તેઓ જમીન ખરીદી શકતા નથી. બીજું, અસ્પૃશ્ય પાસે નાણાં હોય તો પણ જમીન ખરીદવાની તેને તક મળતી નથી. ઘણાં સ્થળે જમીન ખરીદવા માટે અસ્પૃશ્ય તૈયાર થાય એ હિંદુઓને ગમતું હોતું નથી કારણ કે એમ કરીને અસ્પૃશ્યો હિંદુઓની બરાબર થઈ જવાનો

તેઓને ડર હોય છે. અસ્પૃશ્ય જો આવું હિંમતભર્યું કામ કરે તો તેની સામે હિંદુ ગુસ્સે થાય એટલું જ નહિ પણ તે શિક્ષા પણ સહેલાઈથી વ્હોરી લે. કેટલાંક સ્થળે તો તેઓ કાયદા દ્વારા જ જમીન ખરીદવા માટે અશક્તિમાન થઈ જતા હોય છે. દા. ત., પંજાબ પ્રાંતમાં જમીન સ્વત્વાર્પણ અધિનિયમ નામનો કહેવાતો કાયદો છે. આ કાયદામાં જમીન કોણ ખરીદ શકે તે વ્યક્તિઓને નિર્દિષ્ટ કરવામાં આવી છે અને અસ્પૃશ્યોને એ યાદીમાંથી બાકાત રાખવામાં આવ્યા છે. આના પરિણામે ઘણાં બધાં સ્થળે અસ્પૃશ્યોને જમીનવિહોણા ખેતમજૂરો બનવાની ફરજ પડે છે. મજૂરો તરીકે તેઓ વાજબી વેતન માગી શકતા નથી. તેઓએ પોતાના માલિકો જે આપે તેવાં વેતન લઈને હિંદુ ખેડૂત માટે કામ કરવું પડે છે. આ મુદ્દા પર હિંદુ ખેડૂતો ભેગા થઈને પોતાનાં હિત ખાતર વેતનને બને એટલાં ઓછાં રાખે છે. બીજી બાજુ અસ્પૃશ્યોને બીજો કોઈ વિકલ્પ નથી રહેતો. તેઓ કાં તો આ રીતે કમાય કાં તો ભૂખે મરી જાય. તેઓ સોદાબાજી પણ કોની સાથે કઈ રીતે કરે ? બાંધેલા દરે તેઓ કામ કરે અથવા તો હિંસાનો ભોગ બને.

અસ્પૃશ્યોને અપાતાં વેતન કાં તો રોકડે ચૂકવવામાં આવે છે અથવા તો અનાજ રૂપે આપવામાં આવે છે. ઉત્તર પ્રદેશના ઘણા ભાગોમાં અસ્પૃશ્યોને અપાતું અનાજ ''ગોબરહા'' કહેવાય છે. ''ગોબરહા'' એટલે પ્રાણીના છાણમાં હોય છે તે અનાજ. માર્ચ મહિનામાં અથવા એપ્રિલ મહિનામાં પાક પૂરેપૂરો ઊગી ગયો હોય છે, તે લણવામાં આવે છે અને સૂકવવામાં આવે છે, અને તે માટે તે ખળાંમાં પાથરવામાં આવે છે. ખળામાં કણસલાંમાંથી દાણા છૂટા પાડવા માટે બળદોને તેના પર ચલાવવામાં આવે છે જેથી તેમની ખરીઓના દબાણથી અનાજ છૂટું પડે. અનાજ પર ચાલતી વેળા બળદો અનાજ સાથે ઘાસ પણ ખાઈ જાય છે. જ્યારે બળદો પૂરા ધરાઈ જાય ત્યારે તેઓ અનાજને પચાવી શકતા નથી. બીજા દિવસે એ જ અનાજ તેઓનાં પેટમાંથી તેઓના છાણ સાથે બહાર નીકળે છે. આ છાણમાંથી અનાજને અલગ કરવામાં આવે છે અને અસ્પૃશ્ય મજૂરને તે આપવામાં આવે છે જેને તેઓ દબાવીને રોટલા બનાવે છે.

ખેતીની મોસમ પૂરી થાય ત્યારે અસ્પૃશ્યને બીજો કામ ધંધો હોતો નથી અને તેથી આજીવિકાનું કોઈ સાધન મળતું નથી. આવા સમયે તેઓ જંગલમાંથી ઘાસ અને બળતણનાં લાકડાં કાપીને આસપાસના નગરમાં તે વેચીને પોતાનું

ગુજરાન ચલાવે છે. આમ કરવાની તેઓને છૂટ હોવા છતાં તેઓએ જંગલના ચોકીદાર પર આધાર રાખવો પડે છે. તેને લાંચ આપવામાં આવે તો જ તે સરકારી જંગલમાંથી ઘાસ કે લાકડાં કાપવાની તેઓને રજા આપે છે. આવું ઘાસ અને લાકડાં તેઓ નગરમાં લાવે છે ત્યારે પણ તેઓએ ખરીદનારાના બજારનો સામનો કરવો પડે છે. આ ખરીદનારાઓ મુખ્યત્વે હિંદુઓ હોવાથી તેઓ વેતનને હંમેશાં નીચાં રાખવાનાં કાવતરાં કરતા હોય છે. બીજી કોઈ શક્તિ ન હોવાથી અસ્પૃશ્યોએ તેમના વેચાણમાં વેઠવું પડે છે અને તેઓને જે કંઈ મળે તે લઈ લેવું પડે છે. ઘણીવાર તો તેઓને પોતાના ગામથી નગર સુધીનો ૧૦ માઈલનો રસ્તો કાપીને પોતાનો માલ વેચીને પાછાં દસ માઈલ કાપીને ઘેર પરત આવવું પડે છે.

પોતાની આજીવિકા રળવા માટે તેઓની પાસે બીજો કોઈ ધંધો હોતો નથી. તેઓની પાસે તે માટે કોઈ મૂડી પણ હોતી નથી અને જો હોય તો પણ તેઓની પાસેથી કોઈ ખરીદતું નથી.

કમાણીનાં આ બધાંય સાધનો અનિશ્ચિત અને ક્ષણિક હોય છે. એની કશી બાંયધરી હોતી નથી. હું જાણું છું તેવો દેશના અમુક ભાગોમાં તેઓના માટે આજીવિકાનો એકમાત્ર માર્ગ જે નિશ્ચિત છે તે છે ગામના હિંદુ ખેડૂતો પાસેથી અનાજની ભીખ માગવાનો અધિકાર. દરેક ગામને વહીવટનું તેનું પોતાનું આગવું તંત્ર હોય છે. ગામના અસ્પૃશ્યો ગામના વહીવટમાં વંશપરંપરાગત રીતે ગામના નોકર-ચાકર ગણાયેલા હોય છે. અસ્પૃશ્યોના આખાય સમૂહને પોતાના મહેનતાણાના એક ભાગ તરીકે પ્રાચીન ભૂતકાળમાં જમીનનો નાનો ટુકડો મળેલો હોય છે જે નિયત હોય છે અને તેમાં કદી વધારો થતો નથી અને અસ્પૃશ્યો તેના નાના નાના ટુકડા હોવાના કારણે તેને ખેડ્યા વગરનો રાખવાનું પસંદ કરતા હોય છે. આની સાથોસાથ જ તેમને અનાજ માગવાનો અધિકાર તો મળેલો જ હોય છે.

આ બાબત આઘાતજનક જણાતી હોવા છતાં આ બાબત અસ્પૃશ્યોનો રિવાજ-હક બની ગઈ છે અને જો અસ્પૃશ્યને સરકારી નોકરીમાં રાખવામાં આવે તો પણ તેના મહેનતાણાને નક્કી કરવામાં તેણે ભીખ માગીને મેળવેલા અનાજની કિંમતને સરકાર પણ લક્ષમાં લેતી હોય છે.

સ્પૃશ્યો પાસેથી અનાજની ભીખ માગવાનો અધિકાર હવે ભારતમાંના ૬ કરોડ અસ્પૃશ્યોની આજીવિકાનું મુખ્ય સાધન બન્યો છે. સામાન્ય રીતે જમવાના

રાબેતા મુજબના સમય પછી જો કોઈ ગામમાં આંટો મારવા નીકળે તો અસ્પૃશ્યોનું ટોળું અમુક ઉચ્ચારણો કરતું ખોરાકની ભીખ માગતું ફરતું જોવા મળે.

અસ્પૃશ્યો માટેના નિર્વાહના એક સાધન તરીકેની આવી કાનૂની ભીખને હવે તો એક પદ્ધતિ બનાવી દેવામાં આવી છે. મધ્યકાલીન યુરોપમાં અમીર-ઉમરાવોને ત્યાં ગુલામો જે રીતે હતા તે રીતે અસ્પૃશ્ય કુટુંબો જુદાં જુદાં સ્પૃશ્ય કુટુંબો સાથે જોડાયેલાં હોય છે. સ્પૃશ્ય કુટુંબો સાથે જોડાયેલાં અસ્પૃશ્ય કુટુંબો તેઓનાં તાબેદાર હોય છે. આવો સંબંધ એટલો અંગત થઈ ગયો હોય છે કે જાણે અસ્પૃશ્ય સ્પૃશ્યનો ગુલામ હોય તે પ્રમાણે સ્પૃશ્ય અસ્પૃશ્ય માટે "મારો માણસ છે" એવું કહેતો સાંભળવા મળે છે. અસ્પૃશ્યો સ્પૃશ્ય કુટુંબોમાંથી અનાજની ભીખ માગે એ બાબતને આવા સંબંધે એક પદ્ધતિસરની બાબત બનાવી દીધી હોય છે.

આવું છે આ ગ્રામ પ્રજાસત્તાક જેના અંગે હિંદુઓને અભિમાન છે. આ પ્રજાસત્તાકમાં અસ્પૃશ્યોની કેવી સ્થિતિ છે ? તેઓનું સ્થાન માત્ર છેલ્લું છે એટલું જ નહિ, તેઓની ગણતરી પણ નથી હોતી. તેઓને સાવ ઊતરતી કક્ષાના ગણવામાં આવે છે અને બહુમતી તેઓ પર તમામ પ્રકારના હુકમ બજાવતી હોય છે. આવી ઊતરતી કક્ષા એ માત્ર એક વ્યકિતનું જ નહિ પરંતુ સમગ્ર વર્ગનું ભાગ્ય હોય છે. તમામ અસ્પૃશ્યો તેઓની વય કે લાયકાત ગમે તે હોય તો પણ તમામ સ્પૃશ્યો કરતાં ઊતરતા ગણાય છે. સ્પૃશ્ય યુવાન વૃદ્ધ અસ્પૃશ્યથી ઊંચો ગણાય છે અને શિક્ષિત અસ્પૃશ્ય અભણ સ્પૃશ્યથી નીચો ગણાય છે.

આવી સ્થાપિત વ્યવસ્થા સ્પૃશ્યોએ બનાવેલો કાયદો છે. અસ્પૃશ્યોને એની સાથે કશી લેવાદેવા હોતી નથી સિવાય કે તેનું પાલન કરવું અને તેને માન આપવું.

અસ્પૃશ્યોને સ્પૃશ્યો સામે કશા અધિકારો હોતા નથી. તેઓના માટે કોઈ સમાન અધિકાર નથી, કોઈ ન્યાય નથી જે દ્વારા અસ્પૃશ્યોને મળવાપાત્ર હોય તે તેઓને મળી શકે. સ્પૃશ્યો તેઓને આપવા તૈયાર થાય તે સિવાય બીજું કશું તેઓને મળવાપાત્ર હોતું નથી. અસ્પૃશ્યોએ અધિકારોનો આગ્રહ રાખવો જોઈએ નહિ. તેઓએ માત્ર દયાની ભીખ માગવી જોઈએ અને કૃપા પર આધાર રાખવો જોઈએ અને જે આપવામાં આવે તેનાથી સંતોષ માનવો જોઈએ.

આ સ્થાપિત વ્યવસ્થા વંશપરંપરાગત વ્યવસ્થા છે અને દરજ્જો તથા

કામગીરી બંનેમાં તે લાગુ પડે છે. એકવાર સ્પૃશ્ય તે હંમેશાં સ્પૃશ્ય. એકવાર અસ્પૃશ્ય તે હંમેશાં અસ્પૃશ્ય. એકવાર બ્રાહ્મણ તે હંમેશાં બ્રાહ્મણ. એકવાર ભંગી તે હંમેશાં ભંગી. આ વ્યવસ્થા હેઠળ જેઓ ઉચ્ચ વર્ણમાં જન્મ્યા હોય તે ઉચ્ચ રહે છે; જેઓ નીચી કોમમાં જન્મ્યા હોય તે નીચા રહે છે. બીજા શબ્દોમાં કહીએ તો આવી સ્થાપિત વ્યવસ્થાનો આધાર કર્મ અથવા ભાગ્યના અફર કાયદા પર છે. અને એકવાર તે ઠરાવાયો પછી તેમાં કશો ફેરફાર થઈ શકતો નથી. આ વ્યવસ્થા હેઠળ જીવનાર વ્યક્તિના ગુણદોષ સાથે આ ભાગ્યને કશો સંબંધ નથી હોતો. અસ્પૃશ્ય માનસિક દ્રષ્ટિએ અને નૈતિક દ્રષ્ટિએ ગમે તેટલો ઉચ્ચ હોય તો પણ દરજ્જામાં સ્પૃશ્ય કરતાં નીચો હોય છે. પછી તે માનસિક કે નૈતિક રીતે ગમે તેટલો ઊતરતો હોય તો પણ. સ્પૃશ્ય ગમે તેટલો ગરીબ હોય તો પણ તેની કક્ષા હંમેશાં અસ્પૃશ્ય કરતાં ઊંચી હોવી જોઈએ, પછી અસ્પૃશ્ય ગમે તેટલો ધનિક હોય તો પણ.

ભારતીય ગામનું આંતરિક ચિત્ર આવું છે. આ પ્રજાસત્તાકમાં લોકશાહીને સ્થાન નથી. સમાનતાને કશો અવકાશ નથી. સ્વાતંત્ર્યને કશી તક નથી. ભાઈચારાને કશો અવકાશ નથી. ભારતીય ગામ પ્રજાસત્તાકની નકારાત્મક બાબત છે. જો તે પ્રજાસત્તાક છે તો તે સ્પૃશ્યોનું પ્રજાસત્તાક છે, સ્પૃશ્યો દ્વારા પ્રજાસત્તાક છે અને સ્પૃશ્યો માટેનું પ્રજાસત્તાક છે. આ પ્રજાસત્તાક હિંદુઓનું સામ્રાજ્ય છે અને અસ્પૃશ્યો પરનું શાસન છે. અસ્પૃશ્યોના શોષણ માટેનું હિંદુઓનો વસાવહતવાદ છે. અસ્પૃશ્યોને કશા અધિકારો નથી. તેઓએ તો માત્ર રાહ જોવાની, સેવા કરવાની અને તાબેદારી ઉઠાવવાની હોય છે. તેઓએ કાં તો જીવવાનું હોય છે યા તો મરી જવાનું હોય છે. તેઓ ગામ પ્રજાસત્તાકની બહાર હોવાથી તેઓને કશા અધિકારો હોતા નથી. તેઓ હિંદુઓના દાયરાની બહાર હોય છે. આ એક દુષ્ચક્ર હોય છે, પરંતુ આ એક હકીકત છે અને તેને નકારી શકાય એમ નથી.



# ૫

# માનવ સહચાર માટે અયોગ્ય

ગયા પ્રકરણમાં સમજાવ્યા પ્રમાણે અસ્પૃશ્યો હિંદુ વર્ણ દાયરાની બહાર હોય છે. તેમ છતાં પ્રશ્ન એ રહે છે તેઓ હિંદુઓથી કેટલા દૂર છે ? હિંદુઓ તેઓ પ્રત્યે હિંદુઓ તરીકે નહિ તો પણ માનવીઓ તરીકે કેવો વ્યવહાર કરે છે ? કે વિચારણા કરે છે ? આ પ્રશ્નોનો જવાબ આપ્યા વગર અસ્પૃશ્યોની જિંદગીનું સંપૂર્ણ ચિત્ર મળી શકે નહિ. જવાબ લેવાની કાળજી રાખનારને માટે જવાબ હાજર જ છે. મુશ્કેલી એટલી જ છે કે તેને રજૂ કઈ રીતે કરવો. જવાબ રજૂ કરવાની બે રીતો છે. કાં તો નિવેદનરૂપે અથવા તો કેસો ટાંકીને. હું કેસો ટાંકીશ. હું ઘણા કેસો ટાંકીને વાચકને થકવવા માગતો નથી. હું ફકત એવા જ કેસો ટાંકીશ કે જે ખૂબ હૃદયદ્રાવક છે.

પહેલો કેસ મદ્રાસ રાજયનો છે.

૧૯૦૯ના વર્ષમાં મી. વેંકટ સુબ્બા રેડ્ડી અને બીજાઓએ- જે બધા જ હિંદુઓ હતા- ફરિયાદી અને તેની મંડળીને જેઓ પણ હિંદુઓ હતા. તેઓને અવરોધ ઊભો કરવા માટે ભારતના ફોજદારી અધિનિયમની કલમ ૩૩૯ હેઠળ મેજિસ્ટ્રેટે તેઓને કરેલી શિક્ષા સામે મદ્રાસ હાઈકોર્ટમાં અપીલ ફાઈલ કરી હતી. મદ્રાસ હાઈકોર્ટના ચુકાદામાં[1] અપાયેલી કેસની હકીકતોમાં અસ્પૃશ્યો વિરૂદ્ધ હિંદુઓની પરિસ્થિતિનું કરેલું વર્ણન ખૂબ ચોંકાવનારૂં છે. તેથી, ચુકાદો ટાંકવાપાત્ર છે. તે નીચે મુજબ છે :

"અપીલ કરનારાઓ (વેંકટ સુબ્બા રેડ્ડી અને બીજાઓ)ને, મહોલ્લામાં થઈને મંદિરમાંથી સરઘસ લઈ જવામાંથી ફરિયાદીને અટકાવવાના ઉદ્દેશથી મંદિરની નજીકમાં જાહેર મહોલ્લામાં અમુક (અસ્પૃશ્ય) પેરિયાઓને[2] ઊભા રાખવાનું

---

૧. ૧૧ ક્રિમિનલ લૉ જર્નલના પૃ. ૨૬૩ ઉપર નોંધાયેલ ઘટના.

૨. 'પરિયા' મદ્રાસની એક અશ્પૃશ્ય જાતિ છે.

જણાવીને ગેરકાયદે અટકાયત બદલ સજા કરવામાં આવી હતી. પેરિયાઓની નજીક થઈને જો ફરિયાદી પસાર થયો હોત તો અભડાય જાત એવા ભયથી તેણે સરઘસ કાઢયું નહિ અને આરોપીએ દ્વેષપૂર્વક અસ્પૃશ્ય પેરિયાઓને, ફરિયાદીને જ્યાં જવાનો હક હતો ત્યાં તે જઈ ન શકે તે માટે તેને અટકાવાના એકમાત્ર ઉદ્દેશથી, મહોલ્લામાં ઊભા રાખવાનું જણાવ્યું હતું એમ માલૂમ પડયું હતું.

અમને નથી લાગતું કે આરોપીએ ગેરકાયદે અટકાયતનો કોઈ ગુનો કર્યો હોય, અમારા મતે આ કાર્યથી કલમ ૩૩૯ના અર્થમાં અવરોધ ઊભો થતો નથી. અસ્પૃશ્ય પેરિયાઓના કારણે અવરોધ ઊભો થાય નહિ, હકીકતમાં તો એવું કશું ત્યાં ન હતું જેના કારણે ફરિયાદીને પોતાનું સરઘસ તેમની પાસેથી લઈ જવામાં અવરોધ ઊભો થાય અને પેરિયાઓને ત્યાં ઊભા રહેવાનો અધિકાર હતો, અને એવું સૂચન મળતું નથી કે પેરિયાઓની હાજરીથી શારીરિક ઈજાનો ભય અથવા કશું થઈ જવાનો ભય ઊભો થાય સિવાય કે ફરિયાદીના મનમાં એવો ભય હતો કે તેઓની હાજરીથી સરઘસમાં આભડછેટ ફેલાશે. શ્રી કૃષ્ણુસ્વામી ઐયરે પોતાના ચુકાદામાં નોંધ્યું છે કે;

પેરિયાઓની હાજરીના કારણે નહિ પરંતુ ફરિયાદીની પોતાની તેઓની પાસે જવાની અનિચ્છાના કારણે તે પોતાને જવું હતું ત્યાં જઈ શકયો નહિ. એ એની પોતાની પસંદગીથી મંદિરને છોડી શકયો નહિ.

એ સ્પષ્ટ થાય છે કે આવા કેસમાં ગેરકાયદે અટકાયત થતી નથી અને અમને લાગે છે કે પેરિયાઓને આરોપીએ ત્યાં ગોઠવવા હતા તેનાથી કશો તફાવત પડતો નથી.[1]

તેથી અમે સજા અને શિક્ષા રદ કરીએ છીએ અને આદેશ આપીએ છીએ કે જો દંડ ચૂકવાયો હોય તો તે પરત કરવો.

આ કેસ અત્યંત પ્રકાશ પાડનારો કેસ છે. આ કેસમાં બે પક્ષકારો હતા. બંને પક્ષો સવર્ણ હિંદુઓ હતા. બંને પક્ષકારોનો ઝઘડો સરઘસ કાઢવા અંગે હતો. વેંકટ સુબ્બા રેડ્ડી જે એક પક્ષનો આગેવાન હતો તે પોતાના વિરોધીઓ સરઘસ કાઢે નહિ તેવું ઈચ્છતો હતો. તેને લાગ્યું કે અસરકારક રીત એ રહેશે કે થોડાક અસ્પૃશ્યોને લાવીને રસ્તા પર ઊભા કરી દેવા. તેની આ યુક્તિ સફળ

૧. જે મેજીસ્ટ્રેટે કેસ ચલાવ્યો હતો તેમણે પેરીયાઓની હાજરીને વાંધાજનક ન ગણાવી. માટે આરોપીઓને દોષી જાહેર કર્યાં.

થઈ અને તેના વિરોધીઓ અસ્પૃશ્યોથી ફેલાતી આભડછેટથી ભયના માર્યા સરઘસ લઈ જઈ શકયા નહિ. અસ્પૃશ્યોને રસ્તા પર ઊભા રાખવાથી અવરોધ થાય છે એવો મદ્રાસ હાઈકોર્ટનો ચુકાદો કાનૂની દ્રષ્ટિએ બરાબર છે એ બીજી વાત છે પરંતુ હકીકત તો એ રહે છે કે માત્ર અસ્પૃશ્યોના ઊભા રહેવાથી જ હિંદુઓ દૂર ભાગી જતા હતા. આનો અર્થ શું ? આનો અર્થ એ જ કે હિંદુઓને અસ્પૃશ્યો પ્રત્યે સંપૂર્ણ ધિક્કારની લાગણી છે.

બીજો કેસ એટલો જ જવલંત છે. એ કેસ કાઠિયાવાડમાંના એક ગામના અસ્પૃશ્ય શાળા શિક્ષકનો છે અને એનો અહેવાલ નીચેના પત્રમાં આવ્યો છે. જે મી. ગાંધી દ્વારા પ્રકાશિત ૧૨ ડીસેમ્બર ૧૯૨૯માં 'યંગ ઈન્ડિયા' સામાયિક એના જણાવાયું છે કે એ શિક્ષકના પત્નીને તરતની સુવાડમાં એને કેવી તકલીફો પડી અને એ પત્ની તથા બાળક તબીબી સારવારના અભાવે કેવાં મૃત્યુ પામ્યાં. પત્રમાં જણાવાયું છે :

"આ મહિનાની ૫મી તારીખે મારી પત્નીને બાળક જન્મ્યું હતું. ૭મી તારીખે તે માંદી પડી અને તેને પાતળા ઝાડા થઈ ગયા. તેની શકિત ઘટવા માંડી અને તેની છાતીએ સોજા ચઢવા માંડ્યા. તેને શ્વાસ લેવામાં મુશ્કેલી પડવા માંડી અને પાંસળીઓમાં તીવ્ર વેદના થવા માંડી. હું ડોકટરને બોલાવવા ગયો- પરંતુ એમણે કહ્યું કે હું હરિજનના ઘેર નહિ જાઉં - હું નગરશેઠ દરબારને ત્યાં ગયો અને મને મદદ કરવાની વિનંતિ કરી. ડોકટરની ફીના બે રૂપિયા મારે ચૂકવવા એવી ડોકટરને નગરશેઠે બાયંધરી આપી. ડોકટર આવ્યા પરંતુ એ શરતે કે એ લોકોને પોતે હરિજન કોલોનીની બહાર તપાસશે. હું મારી પત્નીને એના નવજાત શિશું સાથે કોલોનીની બહાર લાવ્યો. ડોકટરને એનું થર્મોમીટર મુસ્લિમને આપ્યું, તેણે મને આપ્યું અને મારી પત્નિને આપ્યું અને પછી એજ પ્રક્રિયા કરીને તે લગાડીને પરત કર્યું. રાતના આશરે આઠ વાગ્યા હતા અને ડોકટરે દીવાના અજવાળે થર્મોમિટર જોઈને કહ્યું કે દરદી ને ન્યુમોનિયા થયો હતો. ડોકટર જતા રહ્યા અને દવા મોકલાવી. હું બજારમાંથી અળસી લઈ આવ્યો અને દરદીને લગાડી ડોકટરે પછી મારી પત્નીને જોવાની ના પાડી, જો કે મેં બે રૂપિયા ફી આપી હતી. રોગ ભયંકર હતો. કેવળ ઈશ્વર જ અમને મદદ કરશે.

મારો આધાર દીપ બુઝાઈ ગયો મારી પત્ની આજે બપોર પછી બે વાગ્યે મૃત્યુ પામી."

અસ્પૃશ્ય શાળા શિક્ષકનું નામ નથી આપ્યું. એ જ રીતે ડોક્ટરનું નામ પણ નથી જણાવ્યું આ બધું થયું તે અસ્પૃશ્ય શિક્ષકની વિનંતીથી થયું અને એને બદલારૂપી પ્રતિ ક્રિયાની બીક લાગી આ હકીકતો નિર્વિવાદ છે.

આમાં કશો ખુલાશો જરૂરી નથી. ડોક્ટર પોતે શિક્ષિત હોવા છતાં થર્મોમિટર લગાડવાનો અને કટોકટીભરી સ્થિતિમાં બીમાર સ્ત્રીને સારવાર આપવાનો ઈનકાર કર્યો. સ્ત્રીને સારવાર આપવાની ડોક્ટરને ના પાડી તેના પરિણામે સ્ત્રી મૃત્યુ પામી. ડોક્ટરના વ્યવસાયને બંધન કર્તા છે તેની આચારસંહિતાને કોરે મૂકી દેવામાં ડોક્ટરના અંતરમાં જરાય થડકારો ન થયો. એક હિંદુ, અસ્પૃશ્યને અડકવા કરતાં અમાનવીય થવાનું વધુ પસંદ કરશે.

ત્રીજો કેસ તા. ૨૩ મી ઓગસ્ટ, ૧૯૩૨ના 'પ્રકાશ'માંથી લીધો છે.

''જાફરવાલ તાલુકાના જાગવલ ગામમાં તા. ૬ઠી ઓગસ્ટ ના રોજ એક વાછરડું કૂવામાં પડી ગયું. રામમહાશય, જ્ઞાતિએ ડોમ (ઉત્તર પ્રવેશ અને બિહારની અસ્પૃશ્ય કોમ) નજીકમાં ઊભો હતો. એ તરત કૂવામાં કૂદી પડ્યો અને વાછરડાને પોતાના બાહુઓમાં પકડી લીધું. ત્રણ કે ચાર માણસો મદદ માટે આવી પહોચ્યાં તેથી વાછરડાને કૂવામાંથી સહીસલામત રીતે બચાવી લેવાયું હતું. જો કે ગામના હિંદુઓએ કાગારોળ મચાવી દીધી કે તેમનો કૂવો અપવિત્ર ગયો હતો અને ગરીબ માણસનો ભોગ લેવાયો હતો. સદ્‌ભાગ્યે એક બેરિસ્ટર ચિત્રમાં આવ્યા. તેમણે જેઓ સાધુરામને ત્રાસ આપતા હતા એ લોકોને જબ્બર ખખડાવી નાખ્યા અને એ રીતે એમની અક્કલ ઠેકાણે લાવી દીધી. આમ, એક માણસની જિંદગી બચાવી લેવામાં આવી નહિતર કોઈને એની ખબર નહોતી કે શું થઈ ગયું હોત ?''

આમાં મહત્ત્વનું શું છે ? : એક અસ્પૃશ્યે વાછરડાને બચાવ્યું અને કૂવાને અભડાવ્યો કે વાછરડાના મૃત્યું દ્વારા કૂવાને દૂષિત થતો બચાવ્યો તે ? હિંદુઓના દૃષ્ટિબિંદુથી જોઈએ તો એક અસ્પૃશ્યે વાછરડાને બચાવવાના હેતું માટે પણ કૂવાને પ્રદૂષિત કર્યો હોત એના કરતાં જો વાછરડું મરી ગયું હોત તો એ વધુ સારું ગણાત.

આવા જ પ્રકારનો બીજો એક કેસ તા. ૧૯મી ડિસેમ્બર ૧૯૩૬ના 'મુંબઈ સમાચાર'માં જણાવ્યો છે :

''કાલિકટના એક ગામ કલાડીમાં એક યુવાન સ્ત્રીનું બાળક કૂવામાં પડી ગયું.

સ્ત્રીએ બૂમરાણ મચાવી દીધી પરંતુ ત્યાં હાજર રહેલા ઓમાંથી કોઈની પણ કૂવામાં ઊતરવાની હિંમત ચાલી નહીં. ત્યાંથી પસાર થઈ રહેલા એક અજાણ્યા માણસે કૂવામાં ઝંપલાવ્યું અને બાળકને ઉગારી લીધું. પાછળથી, જ્યારે લોકોએ એ ઉપકાર કરનારને પૂછ્યું કે તે કોણ હતો ત્યારે એણે કહ્યું કે એ અસ્પૃશ્ય હતો. આ સાંભળતાં, આભારવશ થવાને બદલે એ માણસને ભરપૂર ભાંડવામાં આવ્યો અને તેણે કૂવો પ્રદુષિત કર્યો હતો તેથી તેના પર હુમલો કરવામાં આવ્યો.

હિંદુને મન એક અસ્પૃશ્ય સાથ સહકાર માટે કેટલો અસ્વચ્છ અને અયોગ્ય છે તે લખનૌના 'આદિ હિન્દુ''ના જુલાઈ ૧૯૩૭ના અંકમાં છપાયેલની નીચેની ઘટના પરથી સ્પષ્ટ થાય છે : તેમાં જણાવાયું છે.

''મદ્રાસ હોમ્સ કંપનીના એક કર્મચારી જેમનો દાવો હતો કે પોતે એક ઉચ્ચ જ્ઞાતિની વ્યક્તિ છે તે તાજેતરમાં મૃત્યુ પામ્યા. જ્યારે સ્મશાન ભૂમિમાં એમની ચિતાને આગ ચાંપવામાં આવી ત્યારે તેમના મિત્રોએ અને સગાસંબંધીઓએ તેના પર ચોખા નાખ્યા. આ મિત્રોમાં દુર્ભાગ્યે એક અસ્પૃશ્ય હતો - મદ્રાસનો આદિ દ્રાવિડ તે પણ ચોખા નાખવામાં જોડાયો. આમ થતાં, ઉચ્ચ જ્ઞાતિના હિંદુઓએ ચિતાને અભડાવી તે માટે તેને ઠપકો આપ્યો. આના પરથી ગરમાગરમ દલીલબાજી થઈ અને પરિણામ એ આવ્યું કે બે માણસોને પેટમાં છૂરો ભોંકી દેવામાં આવ્યો જેમાંથી એક હોસ્પિટલ પર પહોંચ્યો કે તરત મરી ગયો અને બીજાની હાલત ચિંતાજનક હોવાનું કહેવાય છે.''

આના કરતાં ય વધુ હૃદયદ્રાવક બીજો એક પ્રસંગ છે માર્ચ, ૧૯૩૮ની તા. ૬ઠીના રોજ કસરવાડી (ઉનની મિલની પાછળ) દાદર મુંબઈ - ખાતે મી. ઈન્દુલાલ યાજ્ઞિકના અધ્યક્ષપદે ભંગીઓની એક સભા મળી હતી. આ સભામાં એક ભંગી છોકરાએ પોતાનો અનુભવ નીચેના શબ્દોમાં વર્ણવ્યો હતો :

''મેં વર્નાકયુલર ફાઈનલ પરીક્ષા ૧૯૯૩૩માં પાસ કરી મેં ૪થા ધોરણ સુધી અંગ્રેજી નો અભ્યાસ કર્યો છે શિક્ષક તરીકેની નોકરી માટે મેં મુંબઈ મ્યુનિસિપાલિટીની શાળા સમિતિ ને અરજી કરી, પરંતુ જગ્યા ખાલી ન હોવાથી હું નિષ્ફળ ગયો. પછી, મેં તલાટી (ગ્રામ પટવાસી)ની નોકરી માટે અમદાવાદના પછાત વર્ગ અધિકારીને અરજી કરી, અને હું સફળ થયો. ૧૯મી ફેબ્રુઆરી ૧૯૩૬ના રોજ, મને ખેડા જિલ્લામાં બોરસદના મામલતદારની કચેરીમાં તલાટી તરીકે નીમવામાં આવ્યો.

જો કે મારું કુટુંબ મૂળ ગુજરાતમાંથી હતું. તેમ છતાં હું અગાઉ ગુજરાતમાં ગયો નહોતો. ત્યાં જવાનો મારો આ પહેલો પ્રસંગ હતો. એ જ રીતે, મને એની ખબર નહોતી કે સરકારી કચેરીઓમાં અસ્પૃશ્યતા પાળવામાં આવતી હશે. તદુપરાંત, મારી અરજીમાં હું હરિજન છું એવી હકીકત જણાવવામાં આવી હતી અને તેથી મેં ધાર્યું જ હતું કે કચેરીમાંના મારા સાથીઓ હું કોણ હતો એ અગાઉથી જાણતા હશે. એટલે જ્યારે તલાટી ની જગ્યાનો ચાર્જ લેવા માટે હું ગયો ત્યારે મામલતદારની કચેરીના કારકૂનનું વલણ જોઈને મને આશ્ચર્ય થયું હતું.

કારકૂને ધિક્કારથી પૂછ્યું, ''કોણ છે તું ?'' મેં ઉત્તર આપ્યો, ''સાહેબ, હું હરિજન છું.'' તેણે કહ્યું, ''આઘો ટળ, આઘે ઊભો રહે. મારી આટલી નજીક ઊભા રહેવાની તારી હિંમત કેમ ચાલી ? તું કચેરીમાં છે, જો તું બહાર હોત તો મેં તેને છ લાતો મારી હોત. નોકરી કરવા માટે અહીં આવવાની આની દુષ્ટતાતો જુઓ !'' પછી, મારાં પ્રમાણપત્રો અને તલાટી તરીકેની નિમણૂકનો હુકમ જમીન પર નાખી દેવા તેણે મને કહ્યું એ તેણે ઉપાડી લીધાં. જ્યારે હું બોરસદ ખાતે મામલતદારની કચેરીમાં કામગીરી બજાવતો હતો ત્યારે પીવા માટેનું પાણી મેળવવાની બાબતમાં મારે ભારે મુશ્કેલી ભોગવવી પડી હતી. કચેરીના વરંડામાં પીવાના પાણીથી ભરેલા પતરાના ડબ્બા રાખવામાં આવતા હતા. આ પાણીના ડબ્બાના ચાર્જમાં એક પાણીવાળો હતો. તેની ફરજ એ હતી કે કચેરીમાં ના કારકૂનોને પાણી જોઈએ માટે પાણી રેડી આપવું. પાણી વાળાની ગેરહાજરીમાં કારકૂનનો પોતે પાણીના ડબ્બામાંથી પાણી લઈને તે પી લેતાં. મારી બાબતમાં તો એ અશક્ય હતું. હું પાણીના ડબ્બાને અડકી શકતો નહોતો કારણ કે મારા અડકવાથી પાણી અભડાઈ જાય. તેથી મારે તો પાણીવાળાની દયા પરજ આધાર રાખવો પડતો હતો. મારા ઉપયોગ માટે એક નાનું કટાયેલું ડબલું રાખવામાં આવતું હતું. મારા સિવાય બીજો કોઈ પણ એ ડબલાને અડકી કે ધોઈ શકતું નહિ. આ ડબલામાં જ પાણીબાળો મને પાણી આપતો. પણ, પાણીતો મને ત્યારે જ મળતું કે જ્યારે પાણીવાળો હાજર હોય. મને પાણી આપવાનો વિચાર પાણીવાળાને ગમતો નહોતો. હું પાણી માટે આવું છું એવું જોતાં જ એ ગમે તેમ કરીને છટકી જતો, પરિણામે મારે પાણી વગર રહેવું પડતું, અને મને પીવાનું પાણી ન મળે એવાં દિવસો કંઈ ઓછા નહોતા.

મારા રહેઠાણ અંગે પણ મારે આવી જ તકલીફો હતી. હું બોરસદમાં અજાણ વ્યક્તિ હતો. કોઈ પણ સવર્ણ હિંદુ મને ઘર ભાડે આપે જ નહિ. બોરસદના અશ્પૃશ્યો મને રહેઠાણ આપવા તૈયાર નહોતા કારણ કે મારાથી ય એક દરજ્જો ઉપર એવા એક કારકૂન તરીકે જીવવાના મરા પ્રયાસને ન ગમાડેએવા હિંદુઓને નારાજ કરવાનો તેમને ભય હતો. ખોરાક અંગેની મુશીબતો તો વળી આનાથીય મસ મોટી હતી. કોઈ પણ એવું સ્થાન કે માણસ નહોતું કે જ્યાંથી મને ભોજન મળી શકે. સવાર સાંજ હું 'ભજીયાં' ખરીદતો અને ગામની બહારના એકાદ એકાંત સ્થળે તે ખાતો અને રાત્રે આવીને મામલતદારની કચેરીના વરંડાની ફરસ પર સૂઈ જતો. આ રીતે મેં ચાર દિવસ કાઢ્યા. આ બધું મને અસહ્ય થઈ પડ્યું. પછી હું મારા બાપદાદાના ગામ જત્રાલ ખાતે રહેવા ગયો. તે બોરસદથી છ માઈલ દૂર હતું. દરરોજ મારે અગિયાર માઈલ ચાલવું પડતું. આવું મેં દોઢેક મહિનો ચલાવ્યું

એ પછી મામલતદારે મને કામગીરી શીખવા માટે એક તલાટી પાસે મોકલ્યો. આ તલાટીના ચાર્જમાં ત્રણ ગામ હતાં- જેંત્રાલ, ખાપુર અને સઈજપુર જેંત્રાલ એ તલાટીનું મુખ્ય મથક હતું. હું જેત્રાંલમાં આ તલાટી સાથે બે મહિના હતો. એણે મને કશુંય ના શીખવાડ્યું અને હું પણ ગામની કચેરીએ એક પણ વખત ગયો નહિ. ગામનો મુખી ખાસ કરીને વિરોધી હતો. એક વાર એણે કહ્યું હતું તું, તારો બાપ, તારો ભાઈ સફાઈ કામદારો છો જેઓ કચેરીમાં ઝાડૂ મારે છે અને તું અમારા બરોબર તરીકે કચેરીમાં બેસવા માગે છે ? ધ્યાન રાખ, આ નોકરી છોડી દે એ જ સારું છે.'

એક દિવસ ગામની વસ્તીનો કોઠો તૈયાર કરવા માટે તલાટીએ મને સાજિપુર બોલાવ્યો. જેત્રાંલથી હું સાજિપુર ગયો. મેં જોયું કે મુખી અને તલાટી ગામની કચેરીમાં કંઈક કામગીરી કરતા હતા. હું ગયો, કચેરીના બારણા પાસે ઊભો અને તેઓને 'ગુડ મોર્નિંગ' કર્યું પરંતુ તેઓએ મારા તરફ કશું ધ્યાન આપ્યું નહિ. હું બહાર આશરે ૧૫ મિનિટ સુધી ઊભો રહ્યો. જીવનથી હું તદ્દન કંટાળી ગયો હતો અને આ રીતે ઉપેક્ષા અને અપમાન થવાથી ગુસ્સે થયો હતો. તેથી બાજુમાં પડેલી ખુરશી પર બેઠો. મને ખુરશી પર બેઠેલો જોઈને મુખી અને તલાટી મને કશુંય કહ્યા વગર છાનામાના જતા રહ્યા. ત્યાર પછી થોડી જ વારમાં લોકો આવવા માંડ્યા અને મારી જ આસપાસ મોટું ટોળું તરત એકઠું

થઈ ગયું. આ ટોળાનો આગેવાન ગામના પુસ્તકાલયનો ગ્રંથપાલ હતો. હું સમજી શક્યો નહિ કે શા માટે એક શિક્ષિત વ્યક્તિએ આ ટોળાની આગેવાની લીધી હશે. પાછળથી મને જાણવા મળ્યું કે ખુરસી એની હતી. તેણે તો તદ્દન બિભત્સ શબ્દોમાં મને ભાંડવાનું શરૂ કર્યું. રાવળીઆ (ગ્રામ નોકર)ને સંબોધીને તેણે કહ્યું. 'આ ખુરશી પર બેસવાની ભંગીના આ ગંદા કૂતરાને છૂટ કોણે આપી ?' રાવણીયા એ મને ખુરશી પરથી ઉઠાડી મૂક્યો અને મારી પાસેથી ખુરશી લઈ લીધી. હું ભોંય પર બેસી ગયો. આમ થતાં ટોળું ગામની કચેરીમાં પ્રવેશી ગયું અને મને ઘેરી લીધો. આ ટોળું ઝનૂની હતું, ગુસ્સાથી ઉકળતું હતું, કેટલાક મને ગાળો ભાંડતા હતા, કેટલાક મને ધમકી આપતા હતા કે ધારિયાથી એને કાપીને એના કકડા કરી નાખો. મેં વિનંતી કરી એ લોકોને સમજાવ્યા કે મને માફ કરી દો અને મારા પર દયા લાવો. પણ આની એ ટોળા પર કશી અસર થઈ નહિ. મારી જાતનો બચાવ કેમ કરવો એની મને ગતાગમ પડી નહિ. પણ મને એક વિચાર એવો આવ્યો કે મારા માથે આવી પડેલી આ દુર્દશા અંગે મામલતદારને લખું અને ટોળું કદાચ મને મારી નાખે તો મારા શરીરનો નિકાલ કઈ રીતે કરવો એ કહું. સાથોસાથ, મારી એવી પણ આશા ખરીકે જો ટોળાને એની જાણ થઈ જાય કે હું ખરેખર તેઓના વિરુદ્ધમાં મામલતદારને જાણ કરું છું તો તેઓ કદાચ અટકી પણ જાય. મેં રાવણીઆને કાગળનો એક ટુકડો આપવા કહ્યું અને એ એણે મને આપ્યો. મારી ફાઉન્ટન પેન વડે મેં તેના પર મોટા અક્ષરે નીચે પ્રમાણે લખ્યું કે જેથી સૌ એ વાંચી શકે !

પ્રતિ

મામલતદાર, તાલુકા બોરસદ.

મહાશય,

પરમાર કાલિદાસ શિવરામની નમ્ર આદર સલામ કૃપયા સ્વીકારશો. મારે વિનમ્રતાપૂર્વક આપને, જણાવાનું કે આજે મારા પર મોતનો પંજો પડવાનો છે. મારાં માતાપિતાના શબ્દો જો મેં સાંભળ્યાં હોત તો આવું બનવા પામત નહિ. કૃપા કરીને મારાં માતાપિતાને મારા મૃત્યુની જાણ કરશો.''

મેં જે લખ્યું એ ગ્રંથપાલે વાંચ્યું અને તે ફાડી નાખવા મને તરત કહ્યું, જે મેં કર્યું. તેઓએ અસંખ્ય અપમાન મારા પર વરસાવ્યા અમે તને અમારા તલાટી તરીકે સંબોધીએ એવું અમારી પાસેથી ઈચ્છે છે ?' મેં દયાની ભીખ માગી અને

આવું ફરી કદી નહિ થાય તેવું વચન આપ્યું અને નોકરી છોડી દેવાનું પણ વચન આપ્યું મને સાંજના સાત વાગ્યા સુધી ત્યાં રાખવામાં આવ્યો; ત્યારે ટોળું જતું રહ્યું હતું. ત્યાં સુધી તલાટી અને મુખી, આવ્યા ન હતા. પછી મેં પંદર દિવસની રજા લીધી અને મુંબઈમાં મારાં માતાપિતાની પાસે પાછો ફર્યો.

હિંન્દુઓના અસ્પૃશ્યો પ્રત્યેના સામાજિક દષ્ટિકોણનું આ એક બીજું પાસું છે જેથી ઉપેક્ષા કરી શકાય એમ નથી. નીચેના કેસોના અભ્યાસ પરથી આ દષ્ટિકોણ શ્રેષ્ઠ રીતે તા. ૮મી સપ્ટેમ્બર ૧૯૪૩નાં 'અલફઝલ'માં રજુ કરેલ છે.

'૧લી સપ્ટેમ્બરના રોજ નાશિકથી જાણ કરવામાં આવી કે એક ગામના હિંદુઓએ અછૂત કુટુંબ પર હુમલો કર્યો; ઉંમર લાયક સ્ત્રીના હાથ અને પગ બાંધી દીધા. તેને લાકડાના ઢગલા પર મૂકી અને પાછળથી આગ ચાંપી. આ બધાનું કારણ એ હતું કે તે ઓને એવું લાગ્યું કે ગામમાં કોલેરા થયો તેનું કારણ તે સ્ત્રી હતી.

ઓગષ્ટ ૨૯, ૧૯૪૬નું 'ટાઈમ્સ ઓફ ઈન્ડિયા'.

''ખેડા જિલ્લામાંના એક ગામની હરિજન વસ્તી પર સવર્ણ હિન્દુઓએ હુમલો કર્યો હોવાનું જાણમાં આવ્યું છે અને એનું કારણ એવો વહેમ છે કે હરિજનોના જાદુટોણાથી પશુધનના મૃત્યુ નીપજે છે.

એવો આક્ષેપ કરવામાં આવે છે કે આશરે ૨૦૦ ગ્રામજનોએ લાકડીઓ લઈને હરિજન રહેઠાણો પર હુમલો કર્યો અને એક વૃદ્ધાને ઝાડ સાથે બાંધી દઈને એના પત્ર બાળી નાખ્યા. બીજી એક સ્ત્રીને ઝૂડી નાખી હોવાનું કહેવાય છે.

હરિજનો ભયના માર્યા ગામ ખાલી કરી નાસી ગયા, પરંતુ મી. છોટાભાઈ પટેલ, જિલ્લા હરિજન સેવક સંઘના મંત્રી-જેમને આ બનાવોની જાણ કરવામાં આવી હતી-તે હરિજનોને ગામમાં પાછા લઈ આવ્યા છે અને તેઓના રક્ષણ માટે સત્તાધિકારીઓને અરજી કરી છે.

આવો જ એક બનાવ બીજા એક ગામમાંથી જણાવાયો છે. જ્યાં હરિજનોને સખત રીતે ઝૂડી કાઢ્યા હોવાનું કહેવાય છે.''

આ વાત અહીં જ અટકતી નથી. હિંસા ફરીથી ભડકી ઊઠી હતી જેમાં હિંદુઓના આખા સમૂહે અસ્પૃશ્યો પર વ્યાપક હુમલામાં ભાગ લીધા હોવાનું જણાવાયું છે. ૨૨મી સપ્ટેમ્બર ૧૯૪૬ના 'ભારત જ્યોતિ' માં આવેલ સમાચાર નીચે આપ્યા છે :

''એક સ્ત્રી સહિત પાંચ હરિજનો પર ગ્રામવાસીઓના એક ટોળાએ ધારિયા અને લાઠીઓ સાથે ખેડા જિલ્લામાં બોરસદ તાલુકાના ગામમાં હુમલો કર્યો ત્યારે તેઓ ગંભીર રીતે ઘાયલ થયા હતા જે સમાચાર બોરસદ તાલુકમા હરિજન સેવક સંઘના મંત્રીને મળ્યા અનુસાર છે. ગ્રામ વાસીઓના કહેવા મુજબ આશરે સાત ભેંસો મરી ગઈ હતી એના પરિણામરૂપી આ હુમલો હતો.

ઘવાયેલાઓને હોસ્પિટલમાં મોકલવામાં આયા છે. પોલીસ બનાવના સ્થળે ધસી ગઈ અને કેટલીક વ્યક્તિઓની ધરપકડ કરવામાં આવી છે.

એમ જાણવામાં આવ્યું છે કે ગ્રામવાસીઓ હરિજનોને ધમકી આપે છે કે જો તેઓ સત્તાધિકારીઓને કંઈ પણ ફરિયાદ નોંધાવશે તો તેઓને જીવતા સળગાવી દેવામાં આવશે.

આવા બનાવો ખેડા જિલ્લાનાં ગામોમાં વારંવાર બનવા પામે છે અને ખેડાના જિલ્લા મેજિસ્ટ્રેટે તમામ પોલીસ અને બીજા અધિકારીઓને હરિજનોની આવી કનડગત સામે કડક પગલાં લેવાં.''

આ કેસોમાંથી ફલિત થતી એક હકીકત સ્પષ્ટ અને સાદી છે. એના પર કોઈ ટીકા-ટિપ્પણીની જરૂર નથી. એક સરેરાશ હિન્દુંને મન એક અસ્પૃશ્ય માનવ તરીકે પણ યોગ્ય નથી હોતો. તે તો અનિષ્ટ નો વાહક છે. એ માનવી નથી. એને તો ટાળવો જ જોઈએ.





# અસ્પૃશ્યતા અને ગેરકાયદેસરતા

એવા ઘણા લોકો છે જેમને અસમાનતાઓથી ભરેલી આટલી પરિપૂર્ણ સ્થાપિત વ્યવસ્થા અત્યાર સુધી જીવંત કઈ રીતે રહી શકી એવો પ્રશ્ન પેદા થાય છે ? એવાં કયાં પરિબળો છે જેનું એને સમર્થન મળેલું છે ? આવી વ્યવસ્થાને ટકાવી રાખનારૂં સૌથી વધુ મહત્ત્વનું પરિબળ એ છે કે હિંદુઓ કોઈપણ ભોગે તેને ટકાવી રાખવા માગે છે. અસ્પૃશ્યો જ્યારે જ્યારે સહેજ પણ નાના પ્રમાણમાં એ વ્યવસ્થાને ઉથલાવવાનો પ્રયાસ કરે છે ત્યારે ત્યારે હિંદુઓ અસ્પૃશ્યોને દબાવી દેવા માટે દરેક પ્રકારના સાધનનો ઉપયોગ કરે છે. સામાન્ય રીતે અહિંસક લાગતો હિંદુ અસ્પૃશ્યો સામે અત્યંત હિંસાનો ઉપયોગ કરતાં અચકાતો નથી. આવી સ્થાપિત વ્યવસ્થાને ટકાવી રાખવા માટે હિંદુ અસ્પૃશ્યો સામે કોઈપણ પ્રકારની ક્રૂરતા આચરતાં અચકાશે નહિ. કોઈ પણ વ્યક્તિને આ વાત તરત ગળે નહિ ઉતરે. પરંતુ આ હકીકત છે. આ મુદ્દા અંગે કંઈપણ શંકા હોય તેવા લોકો માટે, અસ્પૃશ્યો વિરૂદ્ધ હિંદુઓએ આચરેલી હિંસા, ઝુલમ અને દમનના કેટલાક કેસો જે વખતોવખત છાપામાં આવ્યા છે તે હું ફરીથી રજૂ કરૂં છું.

નીચેના સમાચાર દિલ્હીના ''તેજ''ના તા.૪થી સપ્ટેમ્બર, ૧૯૨૭ના અંકમાં આવ્યા હતા.

''વાયકોમનું શિવમંદિર હરિજનો તેની ખૂબ પાસે આવ્યા તેથી અપવિત્ર થઈ ગયું છે. હવે તે વિસ્તારના હિંદુઓએ નક્કી કર્યું છે કે મંદિરને પવિત્ર બનાવવાનો ઉત્સવ ધામધૂમથી અને ભારે ખર્ચ કરીને ઉજવવો કે જેથી કરીને એ સ્થળ ફરી પાછું પૂજાને લાયક બની જાય.''

'પ્રતાપ'નો સંવાદદાતા તેના તા.૨જી સપ્ટેમ્બર, ૧૯૩૨ના અંકમાં નીચેનો પ્રસંગ જણાવે છે :

''મેરઠ, ઓગષ્ટ, ૧૯૩૨. જન્માષ્ટમીના દિવસે કેટલાક હરિજનોએ સવર્ણ હિંદુ મંદિરમાં પ્રવેશવાનો પ્રયત્ન કર્યો પરંતુ વ્યાપક તોફાનો અને અજંપા સિવાય

કંઈ વળ્યું નહિ. આ વર્ષે સ્થાનિક દલિત મંડળે નક્કી કર્યું છે કે જો મંદિરનાં દ્વાર તેઓ માટે ન ખૂલે તો તેઓ સત્યાગ્રહ કરશે. જ્યારે હિંદુઓએ આ જાણ્યું ત્યારે તેઓએ હરિજનોના આવાં પગલાંને મારી હઠાવવાની યોજના બનાવવાનું શરૂ કર્યું. આખરે જન્માષ્ટમીની રાત્રે હરિજન સમાજના સભ્યો સરઘસાકારે આવ્યા અને મંદિરના દેવોની નજીક જવાનો પ્રયાસ કર્યો. પૂજારીઓએ તેમને પ્રવેશવાની મંજૂરી આપી નહિ અને કહ્યું, ''તમે મહોલ્લાની બહાર ઊભા રહીને ઈશ્વરકીર્તન સાંભળી શકશો.'' આના કારણે ત્યાં મોટું ટોળું જમા થઈ ગયું. પૂજારીઓ મંદિરમાં જવા માંડયા અને બંને પક્ષો વચ્ચે અથડામણ ઊભી થઈ અને છુટ્ટા હાથની મારામારી શરૂ થઈ ગઈ.''

હિંદુઓ અસ્પૃશ્યોને હિંદુ મંદિરોમાં પ્રવેશવા દેતા નથી. એ વિચારવા જેવું છે કે હિંદુઓ અસ્પૃશ્યોને તેઓનાં પોતાનાં મંદિરો રાખવાની અને તેમાં દેવોની પ્રતિમા સ્થાપવાની છૂટ આપે. પરંતુ એ ય એક ભૂલ છે. હિંદુઓ એટલું પણ નહિ કરવા દે. બે પ્રસંગો ટાંકવા પૂરતા ગણાશે. એક છે 'પ્રતાપ'ના તા.૧૨મી ફેબ્રુઆરી, ૧૯૨૩ના અંકમાંથી :

''આગ્રા જિલ્લામાં એક ચમારે એક બ્રાહ્મણને પોતાના ઘરમાં વિષ્ણુની પ્રતિમાની પૂજા કરતો જોયો હતો. એ જોઈને ચમાર પોતે પણ એવું કરવા માંડયો. જ્યારે બ્રાહ્મણને આની જાણ થઈ ત્યારે તે એકદમ રોષમાં આવી ગયો અને સંખ્યાબંધ ગ્રામજનોની મદદથી આ દુર્ભાગી હરિજનને પકડી પાડયો અને ખૂબ માર મારીને કહેવા લાગ્યો, 'વિષ્ણુ ભગવાનને રીઝવવાની તારી હિંમત કઈ રીતે થઈ ?' આખરે, તેઓએ તેના મોઢામાં કચરો-ગંદકી ઠાંસીને તેને છોડી મૂકયો. ઘોર નિરાશામાં ચમારે હિંદુ શ્રદ્ધાનો ત્યાગ કરી દીધો અને ઈસ્લામ ધર્મનો અંગીકાર કર્યો.

બીજો પ્રસંગ તા.૪થી જુલાઈ ૧૯૩૯ના 'હિંદુ'માંથી છે :

''બેલ્લારી જિલ્લા હરિજન સલાહકાર બોર્ડની બેઠક તા.૨૯મી જૂન, ૧૯૩૯ના રોજ સમિતિના પ્રમુખ અને કલેકટરના બંગલે મળી હતી. શ્રી એન્ડી. ક્રોમ્બીએ (સી.આઈ.ઈ.આઈ.સી.એસ.) પ્રમુખપદ સંભાળ્યું હતું. હરિજનો પાસેથી કરાવવામાં આવતી વેઠ અને શરાફોના ત્રાસ અંગેના આક્ષેપો સહિત નારાયણ દેવરાકેરીના હરિજનોની ફરિયાદોની બાબતમાં સમિતિએ, જરૂરી જણાય તો પગલાં લેવા માટે સરકારી અહેવાલ મંગાવ્યો.

કુડાથિની ગામના હરિજનોની ધાર્મિક વેદના અને વ્યથા સમિતિના ધ્યાન પર લાવવામાં આવી હતી. એવો આક્ષેપ હતો કે હરિજનોએ તેમના વિસ્તારમાં મંદિર બાંધ્યું હોવા છતાં બાર વર્ષ અગાઉ તેઓ તેમાં દેવની પ્રતિમા મૂકી શકતા ન હતા- એ મૂર્તિ પણ તૈયાર હતી- અને એનું કારણ એ હતું કે પ્રતિમાની સ્થાપના કરતાં પહેલાં હરિજનો ગામમાં એનું સામૈયુ લઈ જવા માગતા હતા તે સામે તે સ્થળના સવર્ણ હિંદુઓએ વાંધો ઉઠાવ્યો હતો.

૨

હિંદુ કુવામાંથી પાણી લેવાના પ્રયાસનો કેવો અંજામ આવે છે તે નીચેના દાખલા પરથી જોવા મળે છે. પહેલો પ્રસંગ તા.૧૨મી ફેબ્રુઆરી, ૧૯૨૩ના 'પ્રતાપ'માં હતો :

"મહાશય છેદી લાલજીએ જણાવ્યું છે કે એક ચમાર મૂર્તિ પૂજા માટે જઈ રહ્યો હતો ત્યારે માર્ગમાં તેને તરસ લાગી. તેણે પોતાની ડોલ કૂવામાં નાખી અને થોડું પાણી કાઢયું. આ માટે તેને ઉચ્ચ વર્ણના હિંદુએ ઠપકો આપ્યો, પછી માર માર્યો અને ઓરડીમાં પૂરી દીધો. આ બન્યું ત્યારે હું ત્યાંથી પસાર થઈ રહ્યો હતો અને જ્યારે મેં પૂછયું કે આ માણસને શા માટે ગોંધી રાખ્યો છે ત્યારે દીવાન સાહેબે જવાબ આપ્યો કે આ માણસે તેની પોતાની ડોલ અમારા કૂવામાં નાખી અને એ રીતે ધર્મને અપવિત્ર કરવા માગે છે."

હિંદુ કૂવામાંથી પાણી કાઢવાની હિંમત કરનારા અસ્પૃશ્યો સામે હિંદુઓએ કરેલા હુમલાઓમાં ભાગ લેતાં હિંદુ સ્ત્રીઓ પણ અચકાતી નથી, એ હકીકત છે. તા.૨૬મી ફેબ્રુઆરી, ૧૯૩૨ના 'પ્રતાપ'માં આવેલા નીચેના સમાચાર જુઓ :

"તા.૧૯મી ફેબ્રુઆરી ૧૯૩૨ના રોજ પુલ બાજવાન ગામમાં બહુ કરૂણ પ્રસંગ બની ગયો. જ્યારે મહાશય રામલાલ એક કૂવામાંથી પાણી ભરવા ગયો ત્યારે આ પ્રસંગ બન્યો. આ એ જ કૂવો હતો જ્યાં તા.૧૩મી જાન્યુઆરી ૧૯૩૨ના રોજ કેટલાક રાજપૂતોએ મહાશય રામલાલ અને તેના સાથી પંડિત બંસીલાલ પર જોરજુલમ કર્યો હતો. એ વખતે રાજપૂત સ્ત્રીઓનું એક ટોળું લાકડીઓ, ધોકા વગેરે લઈને આવી પહોંચ્યું અને મહાશયને એટલો માર્યો કે તેનું વર્ણન કરી શકાય એમ નથી. તેનું આખું શરીર લોહીથી ખરડાઈ ગયું હતું. આ વખતે એને કુકલીયાન ઈસ્પિતાલમાં દાખલ કર્યો છે."

અસ્પૃશ્યો કૂવામાંથી પાણી ભરવાના પોતાના અધિકારનો ઉપયોગ કરે ત્યારે

સરકારના અધિકારીનો ટેકો પણ તેઓને હુમલામાંથી બચાવી શકે નહિ એ હકીકત, તા.૭મી જૂન, ૧૯૨૪ના 'મિલાપ'માં આવેલા પ્રસંગ પરથી સ્પષ્ટ થાય છે.

''કેટલાક દિવસો પહેલાં નહેર ખાતાના એક અધિકારી રહિયાન ગામે તાલુકા સભામાં આવ્યા અને તેમણે કૂવામાંથી પાણી કાઢવામાં મદદ કરવાનો કેટલાક મેઘવાળ અસ્પૃશ્યોને હુકમ કર્યો. પહેલાં તો તેઓએ ના પાડી પણ અધિકારીએ તેઓને ખખડાવ્યા અને પાણી ખેંચવાની તેમને ફરજ પાડી. બીજા દિવસે હિંદુઓ કૂવા પાસે એકઠા થયા અને ચોકીદાર મારફત મેઘવાળોને બોલાવી મંગાવ્યા અને તેઓને પૂછ્યું કે તેઓએ કૂવા પર ચઢવાની હિંમત કઈ રીતે કરી ? એક મેઘવાળે જવાબ આપ્યો કે તેઓને તેમ કરવાની ફરજ પાડવામાં આવી હતી અને એમાં તેઓનો કશો વાંક ન હતો. આ બેઅદબી બદલ હિંદુઓએ લાકડીઓ અને મુક્કામારી તેના પર હૂમલો કર્યો અને આ લખાય છે ત્યાં સુધી તે બેહોશ પડયો છે. જો કે દાકતરે જાહેર કર્યું છે કે તેને થયેલી ઈજાઓ નાની છે છતાં ખૂન કરવાનો અને ગેરકાયદે મંડળી જમાવવાનો રિપોર્ટ પોલીસમાં કરવામાં આવ્યો છે તેમ છતાં આ બાબતની ઉપેક્ષા કરવામાં આવી છે અને પોલીસની ઉદાસીનતાએ મેઘવાળ લોકોમાં અસલામતીની લાગણી જન્માવી છે. ગામ લોકો મેઘવાળોને ખૂબ ખૂબ સતાવે છે અને તેઓનાં ઢોરઢાંખરને પણ પાણી પીવા નથી દેતા અને તેઓના માટે તમામ કૂવા તથા તળાવો બંધ કરી દેવાયાં છે.''

અસ્પૃશ્યો હિંદુ કૂવામાંથી પાણી લઈ શકતા નથી એટલું જ નહિ પરંતુ તેઓએ પોતાની પાસે નાણાં હોય અને કૂવો બાંધવા માગતા હોય તો પણ પોતાને માટે પાકો કૂવો બાંધી શકતા નથી, કારણ કે જો તેઓ પોતાના માટે પાકો કૂવો બાંધે તો તેઓનો દરજ્જો હિંદુઓની સમકક્ષ થઈ જાય જે સ્થાપિત વ્યવસ્થાની વિરૂદ્ધ છે.

તા.૬ઠ્ઠી જૂન, ૧૯૩૪ના 'મિલાપ'માં નીચેનો પ્રસંગ આપ્યો છે :

''પંજાબની અછૂત ઉદ્ધારક સમિતિના મંત્રી લાલ રામપ્રસાદજીએ નીચે પ્રમાણે લખ્યું છે:

''આ ઉનાળાની ઋતુમાં સર્વે ઠેકાણેથી ફરિયાદો મળી રહી છે કે પાણીના પુરવઠાનો પ્રશ્ન એક મોટી સમસ્યા બની રહ્યો છે. જેઓનો પોતાનો કૂવો નથી તેવા દલિતો પોતાના હાથમાં પોતાનાં વાસણો સાથે કૂવાની નજીક બેસે છે. જો કોઈકને દયા આવે અને થોડું પાણી રેડી આપે તો ગનીમત, નહિતર તેઓ

લાચાર થઈને બેસી રહે છે. જો કે કેટલેક સ્થળે પૈસા આપતાં ય આ લોકોને કોઈ પાણી રેડી આપતું નથી અને જો કોઈ એમ કરે તો જીવલેણ મારામારી આવી પડે છે. તેઓને ગામકૂવાનો ઉપયોગ કરવાની મનાઈ છે એટલું જ નહિ બલકે તેઓને પોતાનાં નાણાંથી પોતાના કૂવા બનાવવાની પણ છૂટ નથી.''

આ જ પ્રકારની એક ઘટના તા.૨૧મી એપ્રિલ, ૧૯૨૪ના ''તેજ'' અખબારમાં આવી છે :

''ઓપડ ગામના લગભગ ૨૫૦ ચમારોએ આશરે દોઢેક મહિના પહેલાં (આર્ય સમાજના પંડિતોએ સૂચવ્યા પ્રમાણે) પાણી લાવનારા મુસ્લિમોની મશકમાંથી પાણી પીવાનું બંધ કર્યું, અને હવે તેઓ પાણી પુરવઠા અંગે ભારે મુશ્કેલી વેઠી રહ્યા છે. ગામના જાટો ગામકૂવાઓમાંથી તેમને પાણી લેવાની છૂટ નથી આપતા એટલું જ નહિ પણ તેમને પોતાનો કૂવો પણ બનાવવા નથી દેતા. ગરીબ ચમારો તળાવો અને ખાડીઓમાંથી પાણી લાવીને પીએ છે. ગઈકાલે દલિત સુધાર (હરિજનોદ્ધાર) સમિતિના મંત્રી ડૉ.સુખદેવજી ઓપડ ગામમાં તપાસ કરવા આવ્યા અને બધું પોતાની નજરે નિહાળ્યું. તેમને ચમારોની સ્થિતિ શબ્દાતીત અધમ જણાઈ અને જાટો દ્વારા તેઓની પજવણી એક સાચી હકીકત લાગી.''

નીચેનો પ્રસંગ તા.૯મી મે, ૧૯૩૧ના 'ટાઈમ્સ ઓફ ઈન્ડિયા'માંથી છે :

''વડોદરા રાજયમાં, પડોશના બ્રિટિશ પ્રદેશમાં અસ્પૃશ્યો સાથે જે વ્યવહાર કરવામાં આવે છે તેના કરતાં વધુ સારો વ્યવહાર કરવામાં આવે છે કારણ કે રાજ્યે સવર્ણ લોકો સાથે અંત્યજને સમાન ગણતા કાયદા બનાવ્યા છે અને તેમ છતાં પણ પાદરા તાલુકામાં એક દિવસ અંત્યજ સ્ત્રીના ઊભા પાકને બાળી દેવામાં આવ્યો હતો અને સ્ત્રીને પણ પાશવી માર મારવામાં આવ્યો હતો કારણ કે તે સ્ત્રીએ પોતાના નાના દીકરાને સ્થાનિક પ્રાથમિક શાળામાં મોકલવાની હિંમત કરી હતી. હવે, કડી પ્રાંતના ચાણસ્મા ગામમાંથી દુ:ખદ વાર્તા આવે છે જ્યાં અંત્યજોની મજૂરીથી એક પાતાળ કૂવો ખોદવામાં અને બાંધવામાં આવ્યો છે અને અંત્યેજોને એ કૂવાનો ઉપયોગ કરવા દેવાનું વચન આપવામાં આવ્યું હતું. પરંતુ જ્યારે કૂવો તૈયાર થઈ ગયો ત્યારે તેઓને ચોખ્ખા શબ્દોમાં કહી દેવામાં આવ્યું કે એ કૂવો તેઓના માટે ન હતો, અને જ્યારે તેઓએ પંચને ફરિયાદ કરી ત્યારે પંચે તેઓને ઉદારતાપૂર્વક ૫૦૦ ફૂટ લાંબો નળ મૂકવાની છુટ આપી અને એ નળના છેડે તે તમામને માટે નળ બેસાડવામાં આવ્યા. હવે નળ

બેસાડેલી જમીનનો અનપેક્ષિત માલિક એકદમ આવીને ખડો થઈ ગયો, તેથી નળની લાઈન અન્યત્ર સ્થાનિક તળાવની નજીક લઈ જવામાં આવી પરંતુ આનાથી તો તળાવનું પ્રદૂષણ થશે એવું માનવામાં આવ્યું. તેથી વળી પાછો નળ અન્યત્ર ક્યાંક મૂકવામાં આવ્યો. પરંતુ શું આનાથી તેમની મુસીબતનો અંત આવ્યો ખરો ? ના. ગુસ્સે ભરાયેલા સવર્ણ લોકો વારંવાર પાઈપ લાઈનને કાપી નાખે છે અને અંત્યજો પીવાના પાણીથી વંચિત રાખી રહ્યા છે.'' સહધર્મી પ્રત્યે સવર્ણ હિંદુઓ જેવો વ્યવહાર કરે છે એ જોતાં તો ગાંધીજીએ જેમને (હરિજન) કહ્યા છે તે શબ્દ કેટલો અપૂરતો છે.

મી. સંજાણા તા.૭મી નવેમ્બર ૧૯૨૮ના 'ટાઈમ્સ ઓફ ઈન્ડિયા'ને લખેલા પોતાના પત્રમાં જણાવે છે કે ૧૯૨૭ના વર્ષમાં પાણીની બાબતમાં શ્રી ઠક્કરે અસ્પૃશ્યોની ભયાનક તકલીફ અંગે શું જોયું ?

''વલસાડ તાલુકામાં શ્રી ઠક્કરે એક ભંગી સ્ત્રીને કોઈ દયાવાન 'લોક' તેને થોડું પાણી આપે તેની રાહ જોતી જોઈ હતી. તે સવારથી બપોર સુધી બેસી રહી અને કોઈએ એને પાણી આપ્યું નહિ. શ્રી ઠક્કર કહે છે કે ભંગી સ્ત્રીના વાસણમાં સીધે સીધા પાણી રેડવાથી તો પાણી પ્રદુષિત થઈ જાય છે એટલે હિંદુઓએ આ અંગે એક આધ્યાત્મિક ઊકેલ શોધી કાઢ્યો છે. 'એકવાર અમારા શિક્ષક ચુનીભાઈએ પોતાની ડોલમાંથી ભંગીના વાસણમાં પાણી રેડવાની ધૃષ્ટતા બતાવી હતી અને પરિણામે તેમને કડક ચેતવણી મળી હતી કે, 'માસ્તર, આવું અહીં નહિ ચલાવી લેવાય.' કૂવાના થાળા નીચે નાની ટાંકી બનાવી છે. કોઈને દયા આવે તો એ ટાંકીમાં થોડું પાણી રેડે. ટાંકીની બહાર વાંસની પાઈપ કાઢવામાં આવી છે અને ભંગી સ્ત્રીઓએ તેમનાં વાસણ એ પાઈપ હેઠળ મૂકવાં જોઈએ અને એ એકાદ કલાકમાં ભરાઈ જાય. શ્રી ઠક્કર ઉમેરે છે કે પાણી ભરતી સ્ત્રીની ડોલમાં બિનજરૂરી પાણી રહે તે પાણીને ટાંકીમાં નાખી દેવામાં આવે છે અને એ પણ એ સ્ત્રીને જ્યારે રાહ જોતી ભંગી સ્ત્રીની દયા આવે તો.''

૩

હિંદુ સ્થાપિત વ્યવસ્થા હેઠળ અસ્પૃશ્યોને શિક્ષણનો અધિકાર નથી અને ગામની શાળામાં પ્રવેશનો પણ અધિકાર તો નથી જ. જે અસ્પૃશ્યોએ આ સ્થાપિત વ્યવસ્થાનો ભંગ કરવાની હિંમત કરી છે તેઓને હિંદુઓએ સખત શિક્ષા કરી છે. આવા અસંખ્ય બનેલા કેસોમાંથી થોડાક જ માત્ર નીચે આપ્યા છે :

લાહોરના તા.૩૦મી જૂન, ૧૯૨૧ના 'આર્ય ગેઝેટ'માંથી :

''એક મહાશયે 'યંગ ઈન્ડિયા' પત્રમાં એક લેખ લખ્યો જેમાં એમણે જણાવ્યું કે સુરતમાં સિસોદ્રી ગામ છે. તેણે બહુ જ ટૂંકા સમયમાં રાષ્ટ્રીયતાના પથ પર એટલી પ્રગતિ કરી છે કે એને સહકારનો આદર્શ ગણી શકાય. આ બધું હોવા છતાં, હરિજનો તરફનો પુરાણો તિરસ્કાર હજી ચાલુ જ રહ્યો છે. લેખક કહે છે કે એ સ્થળની રાષ્ટ્રીય શાળામાં મેં એક 'ઢેડ' બાળકને વર્ગના ઓરડામાંના એક ખૂણામાં તદ્દન અલગ બેઠેલું અને એની નજરથી જ જાણે જાહેર કરતું હોય કે એ અસ્પૃશ્ય છે એ રીતે જોયું. મેં વિદ્યાર્થીઓને પૂછયું કે તેઓ આ બાળકને પોતાની પાસે કેમ બેસાડતા નથી ? તો તેઓએ જવાબ આપ્યો કે હરિજન દારૂ પીવાનું અને માંસ ખાવાનું છોડી ન દે ત્યાં સુધી આમ થઈ શકે નહિ. હરિજન બાળક એકદમ બોલી ઊઠયો કે તેણે એ બધું બંધ કર્યું છે. ઉચ્ચ વર્ણના વિદ્યાર્થીઓ હવે કશું બોલી શકયા નહિ.''

તા.૧૨મી ફેબ્રુઆરી ૧૯૨૩ના 'પ્રતાપ'માંથી :

''મહાશય સંતરામજીએ જણાવ્યું છે : એવું હમણાં જ બન્યું કે એક બ્રાહ્મણ શિક્ષકને સરકારે ચમાર વિદ્યાર્થીઓની ગ્રામ શાળામાં જઈને શીખવવા માટે નિયુકત કર્યા. જ્યારે શિક્ષક ત્યાં આવ્યા ત્યારે બ્રાહ્મણોએ, ક્ષત્રિયોએ અને બીજાઓએ એમ કહીને એમનો બહિષ્કાર કર્યો કે 'તમે અહીં ચમારોને શીખવવા આવ્યા છો અને તેઓને અમારી સમાન કક્ષાના બનાવવાના છો. ખરૂં કે નહિ ?''

તા.૧૧મી એપ્રિલ ૧૯૨૪ના 'તેજ'માંથી :

સ્વામી શ્રદ્ધાનંદજીએ લખ્યું છે : ''ખટસવ્યાસમાં એક રાષ્ટ્રીય શાળા હતી જેની મેં નવેમ્બર ૧૯૨૧ના અંતમાં મુલાકાત લીધી હતી. જ્યારે મેં પૂછયું કે કેટલાં હરિજન બાળકો હતાં ત્યારે મને કહેવામાં આવ્યું કે માત્ર ત્રણ જ બાળકો હતાં અને તેઓ પણ વર્ગખંડની બહાર વરંડામાં બેસતાં હતાં. મારા પ્રવચનમાં મેં આ પદ્ધતિ અંગે વાંધો ઊઠાવ્યો અને કહ્યું કે રાષ્ટ્રવાદી શાળામાં આ વિદ્યાર્થીઓને વર્ગખંડમાં બેસવાની છૂટ આપવામાં આવે. એ જ માત્ર યોગ્ય ગણાશે. શાળાના વ્યવસ્થાપકે મારી સલાહ પ્રમાણે કર્યું. બીજા દિવસે શાળાની પાટલીઓ તદ્દન ખાલી હતી અને આજ દિન સુધી એ રાષ્ટ્રીય શાળાના ભવ્ય મકાનને તાળું વાસેલું છે અને તે ગમગીન ઊભું છે.''

તા.૧૮મી એપ્રિલ ૧૯૨૪ના 'મિલાપ'માંથી :

"આ પ્રસંગ હોસંગાબાદનો છે. જિલ્લા પરિષદે શાળાઓને એક પરિપત્ર મોકલ્યો કે હરિજન બાળકોને શાળાઓમાં શિક્ષણ આપવું જોઈએ. આચાર્યોએ આ હુકમો પ્રમાણે કાર્ય કરવાનું શરૂ કર્યું. જ્યારે એક શાળાએ અમુક હરિજન બાળકોને પ્રવેશ આપ્યો ત્યારે માનદ મેજિસ્ટ્રેટે એ સામે ભારે વાંધો ઊઠાવ્યો અને પોતાનાં બાળકોને એ શાળામાંથી ઊઠાડી લીધાં; બીજાં વાલીઓએ પણ એવું કર્યું અને તે બધાએ શાળા સમિતિની બેઠક બોલાવી અને ઠરાવો પસાર કર્યા કે હરિજનોને શાળામાં શિક્ષણ આપવું એ લોકલાગણીની વિરૂદ્ધ છે. તેઓએ કહ્યું કે હરિજનો સાથે સંપર્કમાં આવ્યા પછી બ્રાહ્મણ બાળકો પોતાની જનોઈ બદલી નાખે છે તેથી શાળા સમિતિ હરિજન બાળકોને શિક્ષણ આપવાનું કાર્ય કરી શકે નહિ."

તા.૩જી એપ્રિલ ૧૯૩૨ના 'પ્રતાપ'માંથી :

અમદાવાદ, તા.૧લી એપ્રિલ ૧૯૩૨ : વડોદરા રાજ્યના નવાગામથી સમાચાર મળ્યા છે કે હરિજન શાળાઓ બંધ કરી દેવામાં આવી અને હરિજનોને સામાન્ય ગ્રામશાળાઓમાં પ્રવેશવાની રજા આપવામાં આવી ત્યારથી ગામલોકો હરિજનોને પારાવાર ત્રાસ આપતા રહે છે. એવું જણાવવામાં આવ્યું છે કે હરિજન ખેડૂતોની માલિકીના સૂકા ઘાસની હજારો ગંજીઓને બાળી મૂકવામાં આવી છે. હરિજનોના કૂવાઓમાં કેરોસીન નાખવામાં આવ્યું છે અને તેઓનાં ઘરોને આગ લગાડવાના પ્રયત્ન કરવામાં આવ્યા છે. એક હરિજન વિદ્યાર્થી શાળામાં જઈ રહ્યો હતો ત્યારે માર્ગમાં તેના પર હુમલો કરવામાં આવ્યો હતો અને હરિજનોનો સામાન્ય બહિષ્કાર કરવામાં આવ્યો છે."

"હિંદુસ્તાન ટાઈમ્સ" તેના તા.૨૬મી મે ૧૯૩૯ના અંકમાં લખે છે :

"કેટલીય વ્યક્તિઓએ જિલ્લામાં કટીપોર ગામમાં જ્યાં કિસાનોને અને બીજાઓને શીખવવામાં આવતું હતું તે રાત્રિશાળા પર હુમલો કર્યાનું જાણવા મળે છે. તેઓએ શિક્ષકને પકડયો અને એવા કારણસર શાળા બંધ કરી દેવા તેને જણાવ્યું કે અસ્પૃશ્યોનાં બાળકો શિક્ષણ લીધા પછી સમાનતાના આધાર પર તેઓની સાથે થવાનો પ્રયાસ કરવા માંડશે. જ્યારે શિક્ષકે તેમ કરવાની ના પાડી ત્યારે તેના પર જોરજુલમ કરવામાં આવ્યો અને વિદ્યાર્થીઓને વિખરાઈ જવાનું કહેવામાં આવ્યું."

જેનો ઉલ્લેખ હું કરવા માંગું છું તે છેલ્લો પ્રસંગ મુંબઇ પ્રાંતના અમદાવાદ

જિલ્લાના ધોળકા તાલુકાના કાવિઠા ગામમાં ૧૯૩૫ના વર્ષમાં બન્યો. આ પ્રસંગ તા.૮મી ઓગષ્ટ ૧૯૩૫ના રોજ બન્યો.

મુંબઈ સરકારે અસ્પૃશ્યોનાં બાળકોને જાહેર શાળાઓમાં પ્રવેશ આપવાનું ફરમાવતા હુકમો બહાર પાડયા હોવાથી કાવિઠા ગામના અસ્પૃશ્યોએ આ હુકમોનો ફાયદો ઊઠાવવાનો વિચાર કર્યો. તેઓને શું થયું તેનો અહેવાલ નીચે છે :

''તા.૮-૮-૧૯૩૫ના રોજ કાવિઠા ગામના અસ્પૃશ્યો પોતાનાં ચાર બાળકોને લઈને ગ્રામશાળામાં દાખલ કરાવવા આવ્યા. ગામના ઘણા સવર્ણ હિંદુઓ આ જોવા માટે શાળાની નજીક ભેગા થઈ ગયા. દાખલ કરવાનો આ પ્રસંગ શાંતિથી પતી ગયો અને કશું અજુગતું બન્યું નહિ. તેમ છતાં બીજા દિવસથી ગામના સવર્ણ હિંદુઓને પોતાનાં બાળકો અસ્પૃશ્યોનાં બાળકો સાથે બેસે અને પોતે અભડાઈ જાય એમ લાગવાથી તેઓએ પોતાનાં બાળકોને શાળામાંથી ઊઠાડી લીધાં.''

''ત્યાર પછી થોડા સમય બાદ ગામાંથી એક અસ્પૃશ્ય પર તા.૧૩મી ઓગષ્ટ ૧૯૩૫ના રોજ એક બ્રાહ્મણે હુમલો કર્યો. અસ્પૃશ્યોના પુરૂષ સભ્યો બ્રાહ્મણ વિરૂદ્ધ ફરિયાદ નોંધાવવા મેજીસ્ટ્રેટની કોર્ટમાં ધોળકા આવ્યા. અસ્પૃશ્યોના પુખ્તવયના સભ્યો ગેરહાજર હોવાનું જાણતાં ગામના હિંદુઓએ અસ્પૃશ્યોના ઘરો પર હુમલા કર્યા. તેઓ હાથમાં લાકડીઓ, ધારિયાં અને ભાલાઓ હતા. હુમલો કરનારી વ્યકિતઓમાં સવર્ણ હિંદુ સ્ત્રીઓ હતી. તેઓએ અસ્પૃશ્યોનાં વૃદ્ધ સ્ત્રી-પુરૂષો પર હુમલો શરૂ કર્યો. એનો ભોગ બનેલી કેટલીક વ્યક્તિઓ જંગલમાં ભાગી છૂટી, કેટલીક વ્યક્તિઓ ઘરમાં સંતાઈ ગઈ. જે અસ્પૃશ્યોએ પોતાનાં બાળકોને ગ્રામ શાળામાં પ્રવેશ અપાવવામાં આગળ પડતો ભાગ લીધો હતો. તેમની સામે આ હુમલાખોરોએ ભયાનક તિરસ્કાર રાખીને હુમલો કર્યો હતો. તેઓએ તેમનાં બારણાં તોડી નાખ્યાં અને તેઓને ઘરોમાં સંતાઈ ગયેલાં જોઈને તેઓનાં ઘરોનાં નળિયાં અને છાપરાં તોડી નાખ્યાં.

''ભયથી આતંકિત થયેલાં આ અસ્પૃશ્ય સ્ત્રી પુરૂષોને જે વડીલો ધોળકા ગયા હતા અને રાતે પાછા આવવાના હતા તેમની સલામતીની ચિંતા સતાવતી હતી. સવર્ણ હિંદુઓએ જાણ્યું કે એ લોકો ધોળકાથી રાત્રે પાછા આવવાના છે એટલે તેઓ માર્ગમાં જઈને ઝાડી- ઝાંખરાંની પાછળ સંતાઈને બેસી રહ્યા. આ વાતની ખબર પડવાથી વૃદ્ધ અસ્પૃશ્ય સ્ત્રી પુરૂષો છાનાંમાનાં અંધારામાં

ગામની બહાર નીકળી ગયાં અને પાછા આવતા વડીલોને મળ્યાં અને તેઓને જાણ કરી કે સવર્ણ હિંદુઓ હથિયારો લઈને સંતાઈને બેઠા છે અને હુમલો કરવાના છે તેથી તેઓ ગામમાં ન જાય. વડીલોએ આ સાંભળ્યું નહિ કારણ કે એમને ભય હતો કે તેઓની ગેરહાજરીમાં સવર્ણ હિંદુઓ ભારે તોફાન મચાવશે. સાથોસાથ એમને એવોય ડર લાગ્યો કે જો તેઓ ગામમાં જશે તો તેઓના પર હુમલો થશે. તેથી તેઓએ નક્કી કર્યું કે ગામની બહાર ખેતરમાં મધરાત સુધી થોભી જવું. દરમિયાન, સંતાઈને બેઠેલા સવર્ણ હિંદુઓ વાટ જોઈ જોઈને થાકી ગયા અને આખરે એ બધું છોડી દઈને પાછા આવતા રહ્યા. અસ્પૃશ્યોના આગેવાનો પરોઢિયે ૩ વાગ્યે ગામમાં પ્રવેશ્યા. જો તેઓ વહેલા આવ્યા હોત અને ખૂની ટોળીને મળ્યાં હોત તો તેઓને મારી નાખવામાં આવ્યા હોત. તેઓએ જ્યારે જોયું કે જાનમાલને નુકશાન કરવામાં આવ્યું છે ત્યારે તેઓ સવાર પડે તે પહેલાં અમદાવાદ જવા રવાના થઈ ગયા અને હરિજન સેવક સંઘના મંત્રીને જાણ કરી, પરંતુ મંત્રી લાચાર હતા. સવર્ણ હિંદુઓએ શારીરિક હિંસા તો કરી જ હતી પરંતુ તેઓએ અસ્પૃશ્યોનું જીવવું અસહ્ય બનાવી દીધું હતું. તેઓએ અસ્પૃશ્યોને મજૂરીએ બોલાવવાનું બંધ કર્યું. તેઓને ખાદ્યસામગ્રી વેચવાનું બંધ કર્યું. તેઓનાં ઢોરને ચરવાની છૂટ ન આપી અને તેઓ પર છૂટાછવાયા હુમલા કરાતા રહ્યા. આટલું જ નહિ પરંતુ સવર્ણ હિંદુઓએ રોષમાં આવીને અસ્પૃશ્યો જ્યાંથી પાણી ભરતા હતા તે કૂવામાં કેરોસીન રેડયું. આવું તો તેઓએ કેટલાય દિવસો સુધી લગાતાર કરવાનું ચાલ્યું રાખ્યું. પરિણામે ગામના અસ્પૃશ્યો પાણી પીધા વિના રહ્યા. જ્યારે આ બધું એવા તબક્કે પહોંચ્યું ત્યારે અસ્પૃશ્યોએ મેજિસ્ટ્રેટ સમક્ષ ફોજદારી ફરિયાદ નોંધાવવાનું વિચાર્યું. અને અમુક સવર્ણ હિંદુઓને આરોપી બનાવીને તા.૧૭મી ઓકટોબરે ફરીયાદ નોંધાવી.''

''આ કેસનો વિચિત્ર ભાગ તો એ છે કે મી.ગાંધીએ અને તેમના ખાસ વિશ્વાસુ સરદાર વલ્લભભાઇ પટેલે જે રીતે પોતાનો ભાગ ભજવ્યો. કાવિઠા ગામના સવર્ણ હિંદુઓએ અસ્પૃશ્યો સામે જે જુલમ અને દમન ગુજાર્યાં તેની પૂરી જાણકારી હોવા છતાં મી.ગાંધીને કરવા જેટલું બસ એ જ લાગ્યું કે તેમણે **અસ્પૃશ્યોને સલાહ આપી કે તેઓ ગામ છોડી દે.** તેમને એવું પણ સૂચવવાનું સૂઝયું નહિ કે ગુનેગારોને કાયદાની કોર્ટમાં ઘસડી જવા જોઈએ. તેમના

ખાસ વિશ્વાસુ સરદાર વલ્લભભાઈ પટેલે જે ભાગ ભજવ્યો હતો તે તો વળી આના કરતાં ય વિચિત્ર હતો. તે કાવિઠા ગયા અને સવર્ણ હિંદુઓને સમજાવવા લાગ્યા કે અસ્પૃશ્યોને રંજાડે નહિ. પરંતુ તેઓએ તેમનું કંઈ સાંભળ્યું જ નહિ. તેમ છતાં સરદાર પટેલ **ગુનેગારોને કાયદાની કૉર્ટમાં ઘસડી જવાની વિરુદ્ધ હતા.** તેમનો વિરોધ હોવા છતાં અસ્પૃશ્યોએ ફરિયાદ માંડી દીધી, પરંતુ **સરદાર વલ્લભભાઈ પટેલે આખરે ફરિયાદ પાછી ખેંચી લેવાની તેઓને ફરજ પાડી** અને રંજાડવા નહિ એવી સમજ બતાવીને બાંયધરી લીધી જે અસ્પૃશ્યો કદી પળાવી ન શકે. પરિણામે અસ્પૃશ્યોને વેઠવાનું આવ્યું અને શ્રી. ગાંધીના મિત્ર શ્રી. વલ્લભભાઈ પટેલની મદદથી ગુનેગારો છટકી ગયા.

## ૪

હિંદુઓ અસ્પૃશ્યોને હિંદુઓ તરીકે ગણવાનો દાવો કરે છે. પરંતુ અસ્પૃશ્યના મૃતદેહને હિંદુ સ્મશાનભૂમિમાં દહન કરી શકાતો નથી.

તા. ૭મી જૂન ૧૯૪૬ના ''ફ્રી પ્રેસ''માં નીચેના સમાચાર છે :

''તાજેતરમાં એક ફોજદારી કેસ એવો થયો હતો જેમાં એક કૃત્ય કરવાથી બીજાઓની લાગણી દુભાય એવો સંભવ હોવાથી ચાર મહિનાની સખત કેદની કરવામાં આવી હતી એ કેસને ટાંકીને શ્રી વૈદ્યનાથન આયર જનતાનું ધ્યાન દોરે છે કે 'અસ્પૃશ્યતાના કારણે હરિજનોએ કેવો ક્રૂર ત્રાસ વેઠવો પડે છે.'

શ્રી વૈદ્યનાથન ઐયર કહે છે : 'મદુરાના હરિજને પોતાના મૃત સૌથી મોટા સંતાનને મદુરા મ્યુનિસિપલ સ્મશાનઘાટમાં હરિજનો માટે અનામત રખાયેલા શેડને બદલે સવર્ણ હિંદુઓ માટે અલગ રખાયેલા હોવાનું કહેવાતા શેડમાં અગ્નિસંસ્કાર કર્યો. હરિજનની દલીલ એવી હતી કે તેને આ રીતે અનામત રખાયેલા શેડની ખબર ન હતી અને જરા જરા વરસાદ પડતો હતો અને શેડ વધુ સારો હતો. કોઈ પણ સવર્ણ હિંદુએ કશો વાંધો ઉઠાવ્યો નહિ અને કોઈની લાગણી દુભાઈ હોવાની સાબિતી પણ ન હતી. આ પ્રસંગની જાણ મદુરા પોલીસને થઈ અને તેણે એ બાળકના પિતાને ત્રાસ આપ્યો અને તેના નિકટના સંબંધીને પણ ત્રાસ આપ્યો; એના કારણમાં એવું જણાવ્યું કે આવા કૃત્યથી અન્ય લોકોની લાગણી ઘવાય તેવો સંભવ છે કારણ કે હરિજનો અસ્પૃશ્યો હતા.

શ્રી ઐયર ઉમેરે છે કે, ''તેણે પોતાનો કેસ મદ્રાસ મંત્રીમંડળના ધ્યાન પર મૂક્યો.''

તા. ૨૨મી એપ્રિલ ૧૯૪૫ના 'સાવધાન'માં :

"તા. ૧૮મી માર્ચ ૧૯૪૫ના રોજ એક ભંગી, જિલ્લા મુઝફ્ફરનગરના ફલોડા ગામમાં મૃત્યુ પામ્યો.

ગામના ભંગીઓ મૃતદેહને સ્મશાનભૂમિમાં લઈ ગયા. ગામના ત્યાગી બ્રાહ્મણો આના કારણે ગુસ્સે થયા અને ભંગીઓને ગાળો ભાંડવા માંડ્યા કે ભંગીઓથી સવર્ણ હિંદુ સ્મશાનભૂમિમાં મૃતદેહ લઈ જવાની ધૃષ્ટતા જ કેમ થઈ ? ભંગીઓએ વાંધો ઊઠાવ્યો કે તેઓ હિંદુઓ હતા અને મૃતદેહને ત્યાં જ દહન કરશે. પરંતુ બ્રાહ્મણો દલીલ કરવા તદ્દન રાજી ન હતા અને તેઓએ ભંગીઓને કહ્યું કે તેઓ હિંદુઓ હોય કે મુસ્લિમો હોય પણ તેઓએ મૃતદેહને દફનાવવો જોઈએ અને જો તેઓ તેમ નહિ કરે તો હિંદુઓ મૃતદેહને દફનાવી દેશે. ગરીબ ભંગીઓને આવી ધમકી મળી અને તેઓને માર પડવાનો પણ ભય લાગ્યો ત્યારે તેઓએ મૃતદેહને દફનાવી દીધો." પણ આટલેથી વાત પતી જતી નથી. આમાં એક વધુ મુદ્દો છે જે નોંધવા જેવો છે. સ્પૃશ્ય હિંદુઓ મૃતદેહનો નિકાલ તેને દહન કરીને કરે છે. અસ્પૃશ્યો જો હિંદુઓની રીતરસમોનું અનુકરણ કરીને તેઓની કક્ષામાં આવી જાય તે હિંદુઓને ન ગમે. બસ માત્ર એટલા જ કારણસર અસ્પૃશ્યોએ મૃતદેહને દફન કરવો જોઈએ, પછી ભલે તેમ કરવું તેઓને ગમે કે ન ગમે તો પણ.

ફરજિયાત રીતે દફન કરવાનો એક પ્રસંગ તા. ૬ઠી જૂન ૧૯૨૪ના 'મિલાપ'માં જણાવવામાં આવ્યો હતો :

"અસ્પૃશ્યોમાં જાગૃતિ આવવાનું મુખ્ય કારણ હિંદુઓનો જુલમ છે. મને આની ખબર ન હતી પરંતુ જુદા જુદા કામદારો તરફથી મને મળેલા સમાચારોથી મને બહુ દુઃખ થયું છે. એક સ્થળેથી મને જણાવામાં આવ્યું છે કે એ સ્થળના અસ્પૃશ્યોને તેઓના મૃતદેહને દહન કરવાની પણ છૂટ નથી. આનાથી તે સ્થળના ભંગીઓમાં નવી ચેતના જાગી છે. તેઓએ મૃતદેહને ઊંધા માથે દફનાવવાનું શરૂ કર્યું છે, કદાચ એ રીતે જુદા પડવા માટે કારણ કે બીજાઓ મૃતદેહને શયનાવસ્થામાં દફન કરતા હોય છે. ભંગીઓ માને છે કે જો તેઓ પણ અન્ય લોકોનું અનુકરણ કરશે તો તે અપમાનજનક ગણાશે."

## ૫

જનોઈ પહેરવી એ કુલીન કુળનો પુરાવો છે. અસ્પૃશ્યોએ પોતાને કુલીન બનાવવાના ખ્યાલથી જનોઈ પહેરવાનો વિચાર કર્યો. ઉત્તર પ્રદેશમાં ગઢવાલ

જિલ્લામાં રીંગવાડી ગામના અસ્પૃશ્યો પર સવર્ણ હિંદુઓએ ગુજારેલા અત્યાચારોના સમાચાર તા. ૬ઠ્ઠી જૂનના 'નેશનલ હેરાલ્ડ'માં પ્રકાશિત થયા છે :

''સવર્ણ હિંદુઓના હાથે થયેલા ત્રાસના પરિણામે લગભગ બે મહિનાની ફરારી જિંદગી ગુજાર્યા પછી ૩૩ હરિજનોનાં દસ કુટુંબો હવે ગઢવાલના જિલ્લા સત્તાધિકારીઓની સહાયથી ચાંદકોટના રીંગવાડી ગામમાં પોતાનાં ઘેર પાછાં ફરી શક્યાં છે. અત્રે એ યાદ દેવડાવી શકાય કે આ હરિજનોએ મહાત્મા ગાંધીએ તેઓના ઉધ્ધાર માટે શરૂ કરેલી સામાજિક ચળવળનો પૂરો ફાયદો ઉઠાવ્યો હતો. તેઓએ જનોઈ ધારણ કરી હતી અને 'સંધ્યા' કરવી એ તેઓની ફરજનો એક ભાગ બન્યો હતો. પરંતુ ગઢવાલના સવર્ણ હિંદુઓએ આ સામે ભારે નારાજગી દર્શાવી હતી કારણ કે તેઓ એમ માનતા હતા કે જો હરિજનો આવું કરે તો તેનાથી તેઓના 'અધિકાર અને વિશેષાધિકારો' પર એક આધ્યાત્મિક આક્રમણ સમાન હતું. આવી નારાજગીના પરિણામે હરિજનો પર હુમલા થયા અને સતત સામાજિક પજવણી થતી રહી. રીંગવાડીમાં આવા અત્યાચારોએ માઝા મૂકી દીધી, કારણ કે સવર્ણ હિંદુઓને તાબે નહિ થનારા હરિજનો માટે પાણીનાં તમામ સ્થળો અને ચરાણ ભૂમિ તથા બીજાં જાહેર સ્થળો બંધ કરી દેવાયાં. પરિણામે ઉપર જણાવેલાં દસ કુટુંબોએ વધુ પજવણીથી બચવા માટે ઘનઘોર રાત્રિમાં તેઓને પોતાનાં ગામ ત્યજી દેવાં પડ્યાં.''

આવા જ બીજા પ્રસંગો નીચે આપ્યા છે :

૧. ''કેટલાક આર્ય સમાજીઓએ અમુક અસ્પૃશ્યોની જ્ઞાતિને ઊંચી આણવાની વ્યવસ્થા કરી અને તે માટે ગળે વીંટાળવા માટે જનોઈ આપી. પરંતુ સનાતનીઓથી આ પણ સહન થયું નહિ કારણ કે તેઓનો ધર્મ અસ્પૃશ્યોને જનોઈ પહેરવાની છૂટ આપતો નથી. આટલા માટે જ જનોઈ પહેરતા અસ્પૃશ્યોને ઉચ્ચ વર્ણના હિંદુઓ રોજેરોજ હેરાન કરતા રહે છે.''

૨. ''જમ્મુ રાજ્યના મિરપુર જિલ્લાના મોઈલા ગામના ભગત હરિચંદનું આર્ય સમાજીઓએ શુદ્ધિકરણ કર્યું હતું અને તેને જનોઈ પહેરવા આપી હતી. એ સ્થળના હિંદુ જાટોએ તેને પજવવાનું શરૂ કર્યું અને જનોઈ કાઢી નાખવા કહ્યું તેમ છતાં હરિચંદ પોતાના ધર્મમાં મક્કમ રહ્યો. આખરે એક દિવસ જ્યારે ભગત હરિચંદે ગાયત્રી પાઠ પૂરો કર્યો ત્યારે હિંદુ જાટોએ તેને પકડ્યો અને સખત માર મારીને જનોઈ તોડી નાખી. એ લોકોની નારાજગીનું કારણ એ હતું કે શુદ્ધ

થયા પહેલાં મેઘવાળો જાટોને 'ગરીબ નવાઝ' (ગરીબોના બેલી) કહીને સંબોધન કરતા અને હવે માત્ર 'નમસ્તે' જ કરતા હતા.''

તા. ૧૪મી સપ્ટેમ્બર, ૧૯૨૯ના 'આર્ય ગેઝેટ'માંથી :

''ગુરુદાસપુર જિલ્લાના બેરહામપુર નગર નજીકના રામાની ગામના હિંદુ રાજપૂતોએ તેઓનાં ગામોના અસ્પૃશ્યોને પોતાનાં ઘરોમાંથી બહાર બોલાવ્યા અને એકદમ જનોઈ કાઢી નાખવા હુકમ કર્યો અને જનોઈ ફરીથી કદી નહિ પહેરવાના સમ ખાવા જણાવ્યું અને જો એમ નહિ થાય તો તેઓની જિંદગીને જોખમ હોવાનું જણાવ્યું. અસ્પૃશ્યોએ આમ થતાં શાંતિપૂર્વક જવાબ આપ્યો : 'મહારાજ, આપ અમારી સાથે શા માટે ગુસ્સો કરો છો. આપ તો અમારા ભાઈઓ છો. આર્ય સમાજીઓએ બહુ કૃપા કરીને આ જનોઈ અમારા ગળે પહેરાવી છે અને તેનું હંમેશાં જતન કરવાનું અમને કહ્યું છે કારણ કે જનોઈ હિંદુ શ્રદ્ધાનું સાચું પ્રતીક છે. જો આપને એની સામે વાંધો હોય તો અમારાં શરીર પરથી આપ આપના પોતાના હાથ વડે તે તોડી નાખો ! આમ કહેવાથી રાજપૂતો ગરીબ માનવીઓ પર તૂટી પડ્યા અને લાઠીઓનો માર મારવા માંડ્યા. અસ્પૃશ્યોએ આ ત્રાસનો ભારે ધીરજપૂર્વક સામનો કર્યો અને તેનો વિરોધ કરવાનો ઈન્કાર કર્યો. રાજપૂતોનો ત્રાસ અટક્યો નહિ અને ત્રણ ચાર રાજપૂતોએ ખરેખર ગોરી રામ નામના હરિજનના શરીર પરથી જનોઈ તોડી નાખી અને એના શરીર પર જનોઈવઢ ઉઝરડા કર્યા.

તા. ૧૨મી ઓક્ટોબર ૧૯૨૯ના 'મિલાપ' માંથી :

''બહમાની ગામના રાજપૂતોએ છેલ્લા કેટલાક સમયથી અસ્પૃશ્યો સામે એક કાર્યક્રમ શરૂ કર્યો છે. જનોઈ તોડી નાખવા અંગેનો એક કેસ કોર્ટમાં ચાલે છે અને બીજો કેસ પણ થયો છે, જેમાં એક અસ્પૃશ્ય સ્ત્રી તા. ૭મી ઓક્ટોબર ૧૯૨૯ના રોજ લણણી કામ માટે ખેતરમાં જતી હતી ત્યારે એક રાજપૂતે તેને સખત મારી હતી અને ગંભીર ઉઝરડા કરી નાખ્યા. સ્ત્રીને પથારી પર મૂકીને ઘેર લાવવામાં આવી હતી.''

૬

જો અસ્પૃશ્ય કોઈ હિંદુની હાજરીમાં ખાટલા પર બેસી રહે તો શું થાય તે જુલાઈ ૧૯૩૮ના 'જીવન' સામાયિકમાં જણાવેલા નીચેના પ્રસંગ પરથી જોઈ શકાય છે.

"તાલુકા અને જિલ્લા સીતાપુરના પોસ્ટ મારગાંવ-ગામ પાછાહેરાના નંદરામે અને મંગલીપ્રસાદે નાતના જમણ માટે પોતાના મિત્રો અને સંબંધીઓને બોલાવ્યા હતા. જ્યારે મહેમાનો ખાટલા પર બેઠા હતા અને ધૂમ્રપાન કરતા હતા ત્યારે ગામના જમીનદારો ઠક્કુર સૂરજબક્ષસિંઘ અને હરપાલસિંઘ ત્યાં આવ્યા અને નંદરામને તથા મંગલીપ્રસાદને બોલાવી મંગાવ્યા અને પૂછ્યું કે બેઠા હતા અને ધૂમ્રપાન કરતા હતા એ લોકો કોણ હતા અને તેઓ ખાટલા પર કેમ બેઠા હતા. મંગલીપ્રસાદે કહ્યું કે તેઓ તેના મિત્રો અને સંબંધીઓ હતા અને પૂછ્યું કે શું માત્ર ઠાકુરોએ જ ખાટલા પર બેસી શકે છે ? આનાથી ગુસ્સે ભરાઈને ઠાકુરોએ બંને ભાઈઓને માર માર્યો અને તેઓના મહેમાનોને પણ સખત માર્યા પરિણામે એક પુરુષ અને એક સ્ત્રી બેહોશ થઈ ગયાં અને બીજાઓને ગંભીર ઈજા થઈ."

૭

અસ્પૃશ્યો હિંદુઓ છે. તેઓ પણ સમાન નાગરિક અધિકારો ધરાવતા નાગરિકો છે. પરંતુ અસ્પૃશ્યોની નાગરિકતાના અધિકારની માગણી જો સ્થાપિત વ્યવસ્થાના કોઈ પણ નિયમ સાથે સંઘર્ષમાં આવે તો અસ્પૃશ્યો તેવા અધિકારનો દાવો કરી શકતા નથી.

દા. ત. કોઈ પણ અસ્પૃશ્ય કોઈ જાહેર ધર્મશાળા હોય તો પણ તેમાં રહેવાની માગણી કરી શકે નહિ. ઓગસ્ટ ૧૯૩૮ના 'જીવન'માં ફત્તેગઢના કન્હૈયાલાલ નામના જાદવનો અનુભવ જણાવવામાં આવ્યો છે :

"જ્યારે હું તા. ૧૫મી ઓગસ્ટ ૧૯૩૮ના રોજ રાત્રે ૧૦ વાગ્યે અલ્હાબાદ જંક્શન નજીક આવેલી ધર્મશાળામાં રહેવા માટે ગયો ત્યારે કશી મુશ્કેલી નહતી અને રૂા. ૧/- એડવાન્સ આપીને હું ખાટલા પર બેઠો. પરંતુ રાત્રે ૧૧ વાગ્યે જ્યારે ધર્મશાળામાં રહેવા ઈચ્છતા માણસો ધર્મશાળાના વ્યવસ્થાપક પાસે પોતાનાં સરનામાં લખાવવા ગયા અને જ્યારે મારું સરનામું લખતી વખતે મેં મારી જ્ઞાતિ જાદવ લખી ત્યારે વ્યવસ્થાપક વીફર્યો અને કહ્યું ધર્મશાળા હલકી જ્ઞાતિના લોકોને રહેવા માટે નથી, અને મને એકદમ ચાલ્યા જવા કહ્યું. મેં તેને જણાવ્યું કે ધર્મશાળાના નિયમો પ્રમાણે તે માત્ર હિંદુઓ માટે જ હતી અને અસ્પૃશ્યો પર કશો પ્રતિબંધ ન હતો અને મેં પૂછ્યું કે જો હું હિંદુ હતો તો શા માટે તે મને ચાલ્યા જવાનું કહે છે ? મેં એવી પણ દલીલ કરી કે હું ફરુકાબાદનો રહેવાસી હતો અને અલ્હાબાદમાં હું કોઈને ઓળખતો ન હતો તેથી

રાત્રે ૧૧ વાગ્યે મારે ક્યાં જવું ? આ સાંભળીને વ્યવસ્થાપક ગુસ્સે થઈ ગયો અને રામાયણમાંથી ચોપાઈ બોલવા માંડ્યો (શુદ્ર, અભણ, પશુ અને સ્ત્રી એ તમામ મારવા માટે પાત્ર છે) અને કહ્યું છે કે હું નીચી જ્ઞાતિનો હોવા છતાં નિયમો અને કાયદાની વાત કરતો હતો અને મને માર્યા વિના હું બહાર નહીં જાઉં, પછી એકદમ તેણે મારો બિસ્તરો વગેરે ધર્મશાળાની બહાર ફેંકી દીધું અને તે તમામ મને મારવા તૈયાર થઈ ગયા. આવી પરિસ્થિતિ જોતાં હું એકદમ ધર્મશાળા છોડીને ચાલ્યો હયો અને ધર્મશાળાની સામેની દુકાનની આગળ લાકડાના પાટિયા પર દુકાનદારને એક રાતના બે આનાનું ભાડું આપીને સૂઈ રહ્યો. તેથી હું અનુસૂચિત જાતિના મારા ભાઈઓને અપીલ કરું છું કે સર્વત્ર સભાઓ ભરે અને સરકારને વિનંતી કરે કે દરેક શહેરમાં આપણા લોકો માટે અલગ ધર્મશાળાઓ બાંધી આપે અથવા હાલની તમામ ધર્મશાળાઓને આપણા માટે ખુલ્લી મૂકે.''

૮

સ્થાપિત વ્યવસ્થા હેઠળ, મરેલાં ઢોરને ઊંચકવાનું અને લઈ જવાનું કામ તેમ જ ભંગીનું કામ કરવાનું હિંદુઓના ગૌરવને લજવે એવું ગણાય છે. એ બધું અસ્પૃશ્યોએ કરવું જોઈએ. અસ્પૃશ્યો પણ એવું વિચારવા લાગ્યા છે કે આવું કામ કરવું એ તેઓના દરજ્જાને અપમાનજનક છે અને તે કરવાનો તેઓ ઈનકાર કરે છે. તેમ છતાં, હિંદુઓ અસ્પૃશ્યોને તેઓની મરજી વિરુદ્ધ આ કામ કરવાની ફરજ પાડે છે. જૂન ૧૯૩૮ના 'જીવન' અખબારમાં સમાચાર છે :

''એક દિવસ, મે ૧૯૩૮માં અલીગઢ જિલ્લાના બિપોલી ગામના ભજ્જુ રામ જાદવ સવારે ૧૧ વાગ્યે પોતાના ઘરમાં બેઠો હતો ત્યારે પૃથક, હોડલ, સીતા રામ, દેવી અને ચુની નામના કેટલાક બ્રાહ્મણો લાઠીઓ લઈને ત્યાં આવ્યા અને મરેલા ઢોરને ઊંચકવાની તેને ફરજ પાડી; અને જ્યારે તેણે ના પાડીને કહ્યું કે એ એવા કામ માટે તે ટેવાયેલો નથી અને આવું કામ કરતા હોય તેવા બીજા કોઈ માનવીની પાસે જવા જણાવ્યું ત્યારે તેને નિર્દય રીતે લાઠીઓથી માર્યો.''

આ જ સમાચારપત્રમાં તેના ઓક્ટોબર ૧૯૩૮ના અંકમાં નીચેના સમાચાર છે :

''તા. ૨૪મી ઓક્ટોબર ૧૯૩૮ના રોજ મથુરા જિલ્લાના સદાબાદ તાલુકાના લોઢારી ગામના એક બ્રાહ્મણનું ઢોર મરી ગયું. ગામના અનુસૂચિત જાતિના લોકોને તે ઊંચકી જવાનું કહેવામાં આવ્યું પરંતુ તેઓ એ તેમ કરવાની ના પાડી.

આનાથી સવર્ણ હિંદુઓ એટલા ગુસ્સે થયા કે તેઓએ અનુસૂચિત જાતિના લોકોને ખેતરમાં જવાની અને તેઓનાં ઢોર ચરાવવાની ના પાડી દીધી.''

૯

અસ્પૃશ્યોએ સુંદર અને સ્વચ્છ વસ્ત્ર પહેરવાં જોઈએ નહિ અને સોના કે ચાંદીના ઘરેણાં પહેરવાં જોઈએ નહિ. જો અસ્પૃશ્યો આ નિયમોની સામે થાય તો હિંદુઓ તેઓને શિક્ષા કરતાં અચકાતા નથી. અસ્પૃશ્યો આ નિયમોનો સામનો કરવાનો પ્રયાસ કરતા રહ્યા છે અને તેનાં પરિણામ કેવાં આવ્યાં તે નીચેના પ્રસંગો જે છાપાંમાં આવ્યા છે તેના પરથી જાણી શકાશે :

''૧૯૨૨ સુધી, બુંદીના બેરાર જિલ્લામાં દલાઈ અનુસૂચિત જાતિને હિંદુઓએ ઘઉં ખાવાની મનાઈ કરી હતી. ફેબ્રુઆરી ૧૯૨૨માં અછૂત સ્ત્રીને જયપુરમાં સાકતગઢમાં ખડક પર ચઢાવવામાં આવી હતી એનું એ જ કારણ હતું કે તેણે પોતાના પગે ચાંદીનો દાગીનો પહેર્યો હતો. એનું કારણ એ આપવામાં આવ્યું હતું કે માત્ર ઉચ્ચ જ્ઞાતિઓના પુરુષોને જ ચાંદીની જણસ પહેરવાની અથવા ઘઉં ખાવાની છૂટ હતી. નીચી જાતિના લોકોએ તો આવી ચીજોની ઝંખના પણ કરવી જોઈએ નહિ. અત્યાર સુધીમાં આપણે એમ માનતા હતા કે આવા પ્રાચીન ખ્યોલોનો કદાચ અત્યાર સુધી અંત આવી ગયો હશે.''

'ટાઈમ્સ ઓફ ઈન્ડિયા'ના તા ૪થી જાન્યુઆરી ૧૯૨૮ના અંકમાં સમાચાર છે કે મધ્ય ભારતમાંની અસ્પૃશ્ય કોમ એવી બાલાઈના લોકો પર તેઓએ સ્વચ્છ વસ્ત્રો અને સોનાના દાગીના પહેરવાની હિંમત કરી તે કારણસર જુલમ અને દમન ગુજારવામાં આવ્યાં. 'ટાઈમ્સ' કહે છે :

''મે (૧૯૨૭)માં ઈન્દોર જિલ્લાના કનારીઆ, બીચોલી હફસી, બીચોલી મરદાના ગામોના અને બીજાં આશરે ૧૫ ગામોના ઉચ્ચ સવર્ણ હિંદુઓ એટલે કે કલોટા રાજપૂતો અને બ્રાહ્મણો તેમજ પાટિલો અને પટવારીઓએ પોતપોતાનાં ગામોના બાલાઈઓને જણાવ્યું કે જો તેઓ તેમની વચ્ચે રહેવા માગતા હોય તો તેઓએ નીચેના નિયમોનું પાલન કરવું જોઈશે.

૧. બાલાઈઓએ સોનેરી કિનારવાળી પાઘડી પહેરવી નહિ;
૨. તેઓએ રંગીન કિનારવાળી અથવા ફેશનેબલ ધોતી પહેરવી નહિ;
૩. તેઓએ કોઈ પણ હિંદુના મરણની ખબર મરહૂમના સંબંધીઓને- તેઓ ગમે તેટલા દૂર રહેતા હોય તો પણ- આપવી;

૪. તમામ હિંદુ લગ્નોમાં બાલાઈઓએ સરઘસની આગળ રહીને અને લગ્ન થાય તે સમય દરમિયાન સંગીત વગાડવું;
૫. બાલાઈ સ્ત્રીઓએ ફેશનેબલ ગાઉન કે જાકીટ પહેરવાં નહિ;
૬. બાલાઈ સ્ત્રીઓએ હિંદુ સ્ત્રીઓની પ્રસૂતિ વખતે હાજર રહેવું;
૭. બાલાઈઓએ મહેનતાણું માગ્યા વગર તમામ સેવાઓ બજાવવી, અને હિંદુ ખુશ થઈને આપે તે સ્વીકારવું;
૮. જો બાલાઈઓ આ શરતોનું પાલન કરવા કબૂલ ન થાય તો તેઓએ ગામ છોડીને ચાલ્યા જવું.

બાલાઈઓએ આનું પાલન કરવાનો ઈનકાર કર્યો; અને હિંદુત્વ તેઓની સામે થયું. બાલાઈઓને ગામ કૂવામાંથી પાણી લેવાની છૂટ આપવામાં આવી નહિ, તેઓને પોતાનાં ઢોર ચરાવવાની છૂટ આપવામાં આવી નહિ. હિંદુઓની માલિકીની જમીનમાં થઈને જવાની બાલાઈઓને મનાઈ ફરમાવવામાં આવી; જેથી કરીને એવું થયું કે જો કોઈ બાલાઈના ખેતરની ચારે બાજુ હિંદુઓની માલિકીનાં ખેતર આવેલા હોય તો બાલાઈ તેના પોતાના ખેતરમાં જઈ શકે નહિ. હિંદુઓએ પોતાનાં ઢોર પણ બાલાઈઓનાં ખેતરોમાં ચરવા માટે છોડી મૂકવા માંડ્યા.

બાલાઈઓએ આ પજવણીઓ સામે ઈંદોરના દરબારને અરજીઓ કરી, પરંતુ તેઓને સમયસર કશી રાહત મળી શકી નહિ અને દમન ચાલુ રહ્યું તેથી હજારો બાલાઈઓને પોતાની પત્નીઓ અને સંતાનો સાથે, જે ઘરોમાં તેઓના બાપદાદાઓ પેઢીઓથી રહેતા આવ્યા હતા તે પોતાનાં ઘરોને છોડીને જતા રહેવાની ફરજ પડી અને પડોશનાં રાજ્યોમાં સ્થળાંતર કરવું પડ્યું.''

બીજો પ્રસંગ તા. ૨૧મી જાન્યુઆરી ૧૯૨૮ના 'આર્ય ગેઝેટ'માંથી છે :

''અત્યાર સુધી, સામાન્ય રીતે હરિજનોની પજવણી સંબંધી દુ:ખદ વાતો મોટા ભાગે મદ્રાસ પ્રાંતમાંથી હતી, પરંતુ હવે સિમલા ટેકરીઓના મહારાણાના વ્યવહારનો આભાર માનવો રહ્યો કે આવી વાતોની શોધમાં બહુ દૂર જવું પડે એમ નથી. સિમલા જિલ્લામાં 'કોલી' નામની જ્ઞાતિ રહે છે જેના સભ્યો બહુ રૂપાળા અને પરિશ્રમી હોય છે. તે વિસ્તારના હિંદુઓ તેઓને અસ્પૃશ્યો ગણે છે. જો કે તેઓ એવું કોઈ કામ નથી કરતા કે જેથી હિંદુ ધર્મની નજરે તેઓને વાંધાજનક સ્થિતિમાં મુકાવું પડે. આ જ્ઞાતિના સભ્યો બળવાન અને સુદૃઢ

બાંધાના છે. એટલું જ નહિ પણ બુદ્ધિશાળી પણ છે. સિમલા ટેકરીઓના રહેવાસીઓ ગાય છે તે બધાં ગીતો 'કોલી'ઓએ બનાવ્યાં છે. આ લોકો આખો દિવસ મજૂરી કરે છે અને બ્રાહ્મણોને અત્યંત માનથી જુએ છે પરંતુ તેમ છતાં તેઓ બ્રાહ્મણના ઘરની નજીકથી પસાર થઈ શકતા નથી. તેઓનાં બાળકો શાળા-પાઠશાળામાં ભણી શકતાં નથી. તેઓની સ્ત્રીઓ સોનાના દાગીના પહેરી શકતી નથી. એવું પણ જણાવવામાં આવ્યું છે કે કેટલાક કોલીઓ પંજાબ ગયા હતા અને ત્યાં કેટલાંક નાણાં કમાઈને ત્યાંથી સોનાની વીંટીઓ અને એરિંગો લઈ આવ્યા છે. જ્યારે તેઓ આ બધું તેઓના ઘેર લઈ આવ્યા ત્યારે તેઓને જેલમાં પૂરવામાં આવ્યા અને એ દાગીના રાજ્યના અધિકારીઓનાં ગજવામાં નાખવામાં આવ્યા નહિ ત્યાં સુધી તેઓને જેલમાંથી મુક્ત કરવામાં આવ્યા નહિ.''

નીચેનો પત્ર તા. ૨૩મી જૂન ૧૯૨૬ના 'પ્રતાપ'માં છપાયો છે :

''સ્વામી રામાનંદજી સંન્યાસી લખે છે :

તા. ૨૩મી માર્ચ ૧૯૨૬ના રોજ સાંજે એક ચમાર જાટોની પકડમાંથી તરત છટકીને મારી પાસે આવી પહોંચ્યો. તેણે તેની કરુણ કથની મને કહી સંભળાવી કે તેની જ્ઞાતિને ગુડગાંવ જિલ્લામાં ફરીદાબાદ નજીક ખેરી ગામમાં કેટલું બધું વેઠવું પડે છે. તા. ૨૪મી માર્ચના રોજ સવારે હું ગુડગાંવ જિલ્લામાં ફરીદાબાદ પહોંચ્યો જેથી મારી જાતે એ બાબત તપાસ કરી શકું. મારી તપાસનું પરિણામ ટૂંકમાં નીચે પ્રમાણે છે :

''તા. ૫મી માર્ચના રોજ એક ચમારની દીકરી ગોરખીનું લગ્ન થયું. ચમારની આર્થિક સ્થિતિ મુકાબલે સારી હતી અને તેણે પોતાના મહેમાનોની આગતા-સ્વાગતા ઉચ્ચ જાતિના લોકો કરે છે એ રીતે કરી. વધુમાં, પોતાની દીકરીને વળાવતાં પહેલાં તેને તેણે સોનાના ત્રણ દાગીના આપ્યા. આ સમાચાર જાટોમાં ફેલાયા અને તેની વ્યાપક ચર્ચા થવા માંડી. આખરે એવું નક્કી થયું કે નીચલી જાતિના લોકો તેઓની બરાબરી કરવા માંડ્યા છે એ હકીકતથી ઉચ્ચ જાતિનું અપમાન થયું છે. તા. ૨૦મી માર્ચ સુધી કશું અજુગતું બન્યું નહિ પરંતુ તા. ૨૧મીના રોજ સવારે જાટોએ પંચાયતની બેઠક બોલાવી અને આ બાબત તેની વિચારણા માટે રજૂ કરી. એ જ ઘડીએ ચમારોની એક ટુકડી જેમાં મોટાભાગના છોકરાઓ, છોકરીઓ અને સ્ત્રીઓ હતી તેઓ તેની રોજની ફરજ બજાવવા ફરીદાબાદ જવા તૈયાર થઈ હતી. એ ટુકડી ગામની બહાર ધર્મશાળા સુધી જ

ગઈ હતી ત્યાં તો જાટ લોકોએ તેના પર હુમલો કર્યો. ટુકડીના તમામ સભ્યો પર બળજબરી કરવામાં આવી, સ્ત્રીઓને પીટવામાં આવી, કેટલાકની કેડ તોડી નાખવામાં આવી તો કેટલાકના હાથ ભાંગી નાખવામાં આવ્યા. એટલું જ નહિ પણ તેમનાં ઓજારો પણ છીનવી લેવામાં આવ્યાં. એક મુસ્લિમ ત્યાં થઈને જઈ રહ્યો હતો તેને પણ જાટોએ પકડ્યો અને લૂંટી લીધો. તા. ૨૨મી માર્ચના રોજ જાટોનાં કેટલાંક જૂથો અછૂતોનાં ખેતરોમાં ગયાં અને ત્યાં વિનાશ વેર્યો. આમ, નાશ કરાયેલા પાકની અંદાજી રકમ આશરે હજાર રૂપિયા જેટલી થતી હતી. જાટોએ એક ચમારને પણ માર માર્યો. તા. ૨૨મી માર્ચના રોજ જાટોની એક ટુકડી ફરી પાછી હથિયારોથી સજ્જ થઈને અને કેરોસીનમાં પલાળેલા બળતા કાકડા લઈને ચમારોનાં ઘરોને આગ લગાડવાના ઈરાદે ગઈ પરંતુ પછી પાછી ફરી ગઈ. તા. ૨૩મી માર્ચના રોજ મધરાતે ઉપર જણાવી તે લગ્ન થયેલી છોકરીના દાદાના ઘરને આગ લગાડવામાં આવી. તે ઘર હવે રાખનો ઢગલો છે. હવે એકંદરે સ્થિતિ એવી છે કે જાટોએ નગરને ઘેરી લીધું છે અને કોઈ ચમારને બહાર જવા દેવામાં આવતો નથી. જાટોના ડરથી વાણિયાઓએ પણ ચમારોને કંઈ વેચવાનો ઈનકાર કર્યો છે. ત્રણ દિવસો સુધી ચમારો અને તેઓનાં ઢોર ભૂખે મરી રહ્યાં છે.''

નીચેનો પ્રસંગ ખૂબ તાજેતરનો છે. એ મલબારમાં બન્યો છે. એ કેસની હકીકતો, વિધાનસભ્ય શ્રી કે. કન્નનના પ્રમુખપદે તા. ૫મી જૂન ૧૯૪૫ના રોજ મલબારમાં ચેરુકુન્ન ખાતે મળેલા પ્રથમ ચીરાકલ તાલુકા હરિજન સંમેલનમાં પસાર કરાયેલા નીચેના ઠરાવ દ્વારા છતી કરવામાં આવી છે :

''આ સંમેલન સરકારનું તાત્કાલિક ધ્યાન દોરે છે અને જનતાનું પણ લક્ષ દોરે છે કે હિંદુઓ દ્વારા મલબારની અનુસૂચિત જાતિઓ ઉપર અમાનુષી દમનના કેસો વધી રહ્યા છે. આવા દમનમાં મુસ્લિમો અને ખ્રિસ્તીઓ પણ જોડાયા છે. હુમલાના અસંખ્ય બનાવો ઉપરાત હરિજન લગ્નની પાર્ટી પર હુમલો તા. ૨૭-૫-૧૯૪૫ ના દિવસે વંદનપિલ્લી ગામે કરવામાં આવ્યો હતો અને પુરુષોનાં ખમીસો અને સ્ત્રીઓની સાડીઓ બળજબરીથી કાઢી નાખવામાં આવ્યાં હતાં. આ સંમેલન પ્રગતિશીલ થિયા યુવાનોને અભિનિંદન આપે છે કે તેઓએ હરિજનોને મદદ કરવાના ભવ્ય પ્રયાસો સી. એસ. ગોપાલન, એમ.એ. શંકરનારાયણ અને પી.સી. રામકૃષ્ણ વડિયારના નેતૃત્વ હેઠળ કર્યા મહતા અને

સ્થાનિક સત્તાધિકારીઓની ક્રૂર ઉદાસીનતા સામે ભારપૂર્વક વાંધા ઉઠાવ્યા હતા અને ખાસ કરીને પોલીસ ખાતા સામે કારણ કે તેઓએ દુર્વ્યવહાર પામેલા હરિજનોને સમયસર રક્ષણ આપ્યું ન હતું.

આ સંમેલન ઈચ્છે છે કે લગભગ ઉપર જણાવેલા દમનના તમામ કેસોમાં નારાજ થયેલા હરિજનોને પોલીસ તરફથી રક્ષણ કે ન્યાય મળ્યો નથી. એવા પ્રસંગો છે કે જ્યાં આવા કેસોમાં પુરાવો આપવા આગળ આવેલા ગરીબ હરિજનોને પોલીસે પણ માર માર્યો હોય. આવા બનાવોએ મલબારના હરિજનોને દુઃખદ સ્થિતિમાં મૂકી દીધા છે અને આવી પરિસ્થિતિને એમ જ રહેવા દેવામાં આવે તો મલબારમાં સ્થાપિત હિતોના આર્થિક શોષણની અને જાતિની બેડીઓ તોડવાનો પ્રયાસ કરતા પ્રગતિશીલ હરિજનોની જિંદગી જોખમમાં મુકાઈ જાય એવી કટોકટી સર્જાશે. આ સંમેલન ભારત સરકારને, માનનીય ડૉ. બી. આર. આંબેડકરને અને દેશના તમામ જાગૃત લોકોને અત્યંત આતુરતાપૂર્વક અપીલ કરે છે કે તેઓ પરિસ્થિતિને જુએ અને હરિજનોને લોકશાહી દેશના મુકત નાગરિકો તરીકે આ ભૂમિ પર રહેવા દેવામાં આવે અને બીજાઓ દ્વારા તેઓ પર જ્યારે જ્યારે જુલમ ગુજારવામાં આવે ત્યારે ત્યારે વહીવટીતંત્ર દ્વારા તેઓને તરત રક્ષણ આપવામાં આવે.''

## ૧૦

અસ્પૃશ્યોને પોષક આહાર ખાવાની સગવડ હોય તો પણ તેઓએ તેવો ખોરાક ખાવો જોઈએ નહિ. અસ્પૃશ્યો માટે જીવનમાં નક્કી કરી આપેલી સ્થિતિમાં જો તેઓ ન જીવે તો તે ગુનો ગણાય છે.

તા. ૨૬મી ફેબ્રુઆરી ૧૯૨૮ના 'પ્રતાપ'માં નીચેનો પ્રસંગ આપ્યો છે :

''જોધપુર રાજ્યમાં ચાંદાયાલ સ્થળે તમને હજી પણ એવા માણસો જોવા મળશે જેઓ એમ નથી માનતા કે હરિજનોને હલવો ખાવાનો પણ અધિકાર હોય. એક અસ્પૃશ્ય જાતિ છે સરગડાઓની. અમુક સમય પહેલાં બે કે ત્રણ કન્યાઓનાં લગ્નોત્સવના પ્રસંગે લગ્ન પાર્ટીના સભ્યો માટે હલવો બનાવવામાં આવ્યો હતો. આ માટે મેંદો ઠાકુર સાહેબને ત્યાંથી લાવવામાં આવ્યો હતો. જમવાના સમયે લગ્ન પાર્ટી જમવા માટે આવી પરંતુ એ જ સમયે ચાંદાયાલના કુંવર સાહેબે હુકમ કર્યો કે સરગડાઓએ હલવો ખાવો નહિ. કેટલાક ચમચાઓએ ઘૂંટણિયે પડીને એવો તોડ કાઢ્યો કે કુંવર સાહેબને ૨૦૦ રૂપિયાની ભેટ

આપવામાં આવે અને ત્યાર પછી હલવો ખાવાની પરવાનગી આપવામાં આવશે. આ સામે સરગડા ગુસ્સે ભરાયા અને નાણાં આપવાનો તેઓએ ઈનકાર કર્યો.''

## ૧૧

ગામના મુખ્ય મહોલ્લાઓમાં થઈને લગ્નનું ફ્લેકુ લઈ જવું એ દરેક સવર્ણ હિંદુનો અધિકાર છે. એવો પણ પુરાવો છે કે આ અધિકાર ભોગવનારી કોમને સન્માનનીય કોમ ગણવામાં આવે છે. અસ્પૃશ્યોને આવો અધિકાર નથી. પરંતુ તેઓ પોતાનો સામાજિક દરજ્જો સ્થાપવાના ઉદ્દેશથી ગામના મુખ્ય મહોલ્લાઓમાં થઈને લગ્નનું ફ્લેકુ લઈ જઈને આવો અધિકાર સ્થાપવાની તેઓની ઈચ્છા રહી છે. નીચેના પ્રસંગો પરથી જણાય છે કે હિંદુઓએ તેઓના આ દાવા સામે કેવો વ્યવહાર કર્યો છે.

જુલાઈ, ૧૯૨૭ના ''આદિ હિંદુ''માંથી : ''બેંગલોર, તા. ૨૭મી મે ૧૯૨૭ : પ્રથમ વર્ગના મેજિસ્ટ્રેટે સાત બ્રાહ્મણોને શિક્ષા કરી કે તે દરેકે સો રૂપિયાનો દંડ આપવો. આ માણસોએ એક પ્રતિષ્ઠિત પેરિયા અસ્પૃશ્યનું ફ્લેકુ જ્યારે જ્યાં માત્ર બ્રાહ્મણો જ રહે છે તેવા મલ્લકોટ માર્ગ પર થઈને પસાર થઈ રહ્યું હતું ત્યારે તેના પર આડેધડ હુમલો કર્યો હતો.''

તા. ૨૫મી ઑક્ટોબર, ૧૯૩૧ના 'પ્રતાપ'માંથી.

''ગઢવાલ જિલ્લાના હરગાંવ ગામમાં જ્યારે ઉચ્ચ વર્ણના હિંદુઓએ સાંભળ્યું કે અસ્પૃશ્યોની જાન આવી રહી છે અને વરરાજા પાલખીમાં બેઠો છે કે તરત તેઓ મોટી સંખ્યામાં ધસી આવ્યા અને જાનને ઘેરી લીધી અને સખત માર માર્યો. સખત ઠંડીમાં જાનને તેઓએ ૨૪ કલાક ખોરાક વગર રાખી. પોલીસ આવી ત્યારે જ તેઓને આ કઠિન સ્થિતિમાંથી છોડાવી.''

તા. ૩જી નવેમ્બર ૧૯૩૧ના લાહોરના 'સત્ય સંવાદ'માંથી :

''એક જાન દિલ્હી નજીક થઈને વરરાજાને પાલખીમાં બેસાડીને પસાર થઈ રહી હતી. ઉચ્ચ વર્ણના હિંદુઓને એ અપમાન લાગ્યું અને તેઓએ એ જાનને બે દિવસ સુધી બેસાડી રાખી અને કશું ખાવાપીવાનું આપ્યું નહિ. આખરે પોલીસ આવી અને જુલમગારોનો પીછો પકડ્યો ત્યારે તેનો છૂટકારો થયો.''

જૂન ૧૯૩૮ના હિંદુ સમાચારપત્ર 'જીવન'માં અહેવાલ છે :

૧. ''સેવરા ગામમાં ગોલાઓ (પૂર્વા ઠાકુરો) જેઓ પોતાને કૉંગ્રેસી હોવાની ડંફાસ મારે છે તેઓએ તે ગામના નિશસ્ત્ર જાટવો (અછૂતજાતિ) પર ભાલા અને

લાઠીઓથી એટલો નિર્દય માર માર્યો કે તેઓને ભાંગેલા હાથપગ સાથે દવાખાનામાં રહેવું પડ્યું. બંસીની ખોપરી તૂટી ગઈ છે અને તે બેહોશ છે. આ બધું બનવાનું કારણ એટલું જ કે જ્યારે જાન ગામમાં આવી ત્યારે વરરાજાએ ચમકતી પાઘડી પહેરી હતી જેનાથી ઠાકુરો અપમાનિત થયા હતા અને તેઓ જાન પર હુમલો કરવા માગતા હતા પરંતુ જાનની તાકાત જોઈને તેઓ પાછા પડ્યા અને જાનનું માત્ર અપમાન કરીને સંતુષ્ટ થયા હતા.''

૨. ''આગ્રા જિલ્લાના ફતેચંદ તાલુકાના દોરા ગામમાં જાન રામપુર ગામથી મોતીરામ જાટવના ઘેર આવી. વરરાજાએ ચમકતી પાઘડી પહેરી હતી અને પાર્ટી સાથે સંગીત અને ફટાકડા પણ હતા. સવર્ણ હિંદુઓએ જાનને આગળ વધતાં અટકાવીને વાંધો લીધો હતો કે તે સંગીત ન વગાડે અને ફટાકડા ન ફોડે. મોતીરામે આ સામે વાંધો લીધો અને કહ્યું કે બીજાઓની માફક તેઓ પણ સારા માનવીઓ હતા. આ સાંભળીને સવર્ણ હિંદુઓએ મોતીરામને પકડ્યો અને તેને સખત માર્યો અને લગ્નપાર્ટી પર પણ હુમલો કર્યો.

૩. ''જ્યારે લગ્નપાર્ટી અલીગઢ જિલ્લાના ખુર્વા ગામના જાટવો પ્રેમસીંઘ અને ગીરવાર સીંઘના ઘેર જઈ રહી હતી ત્યારે સવર્ણ હિંદુઓએ એને આગળ વધતાં અટકાવી હતી અને સંગીત વગાડવાનું બંધ કરી દેવા જણાવ્યું હતું. જો એમ નહિ થાય તો તેઓને મારી નાખવાની અને લૂંટી લેવાની ધમકી આપવામાં આવી હતી. જાટવોએ 'બેગાર' કરવાની ના પાડી હતી તેથી પણ હિંદુઓ ગુસ્સે ભરાયા હતા. લગ્ન પાર્ટીએ સંગીત વગાડવાનું બંધ કરવાની ના પાડતા સવર્ણ હિંદુઓ એટલા ગુસ્સે થઈ ગયા કે તેઓએ પાર્ટી સામે ઈંટો અને પથ્થરો ફેંક્યા.''

આ જ વિષય અંગેનો નીચે જણાવેલો એક પ્રસંગ તા. ૨૪મી માર્ચ ૧૯૪૫ના 'હિંદુસ્તાન ટાઈમ્સ'માં આવ્યો છે :

''ધાનુરી ગામની શિલ્પકારોની જાન વરરાજાને પાલખીમાં બેસાડીને માલ ઢાંગુ ગામમાં કન્યાના ઘેર જઈ રહી હતી. માલ ઢાંગુના પટવારીના એજન્ટ તરીકે પોતાને ઓળખાવતા એક મણસે જાનને સલાહ આપી કે સવર્ણ હિંદુઓને તકલીફ ન થાય તે માટે બહારના કોઈ માર્ગે થઈને જાય.

એ મુજબ જાને જંગલની કેડી પકડી અને જ્યારે તે એકાંત સ્થળે આવી ત્યારે આશરે ૨૦૦ સવર્ણ હિંદુઓએ જાન પર હુમલો કર્યો અને પાલખી ઊઠાવી ગયા.

શિલ્પકારની જાન કન્યાના ઘેર બે દિવસ પછી પહોંચી અને લગ્ન વિધિ સબડિવિઝનલ મેજિસ્ટ્રેટ અને તેમની સાથે આવેલી પોલીસ જાનની હાજરીમાં થઈ.''

લાહોરના 'સિવિલ એન્ડ મિલિટરી ગેઝેટ'ના તા. ૨૪મી જૂન, ૧૯૪૫ના અંકમાં સમાચાર છે :

''ગઈકાલે કુહાડીઓ, લાઠીઓ અને ખંજરોથી સજ્જ રાજપૂતોની ટુકડીએ ગ્વાલિયર રાજ્યના ગામના હરિજનો પર હુમલો કરીને એક જણને મારી નાખ્યો અને ચારને ગંભીર ઈજાઓ પહોંચાડી.

ગ્વાલિયર દરબારના વારસદારના જન્મની ઉજવણી કરવા માટે હરિજનોએ સામૈયુ કાઢ્યું ત્યારથી છેલ્લા કેટલાક સમયથી ગામના રાજપૂતો અને હરિજનો વચ્ચે દુશ્મનાવટ ચાલતી હતી. રાજપૂતોએ આ સામે સખત વાંધો લીધો અને તેઓના મતે હરિજનોને આવી ઉજવણીઓ કરવાનો વિશેષાધિકાર ન હતો.

ગયા મહિને મહારાજાએ જાહેરાત બહાર પાડીને હરિજનોને સમાન હક આપ્યા હતા.''

અસ્પૃશ્યો હિંદુઓની રીતભાતનું અનુકરણ કરે ત્યારે હિંદુઓ તેઓની સાથે કેવો દુર્વ્યવહાર કરે છે તે દર્શાવતા થોડાક પ્રસંગો અહીં આપ્યા છે. નીચેનો પ્રસંગ તા. ૪થી નવેમ્બર ૧૯૩૬ના 'મુંબઈ સમાચાર'માંથી છે :

''(મલબારમાં) ઉત્તપલમ ખાતે એઝાવા જ્ઞાતિનો શિવરામન નામનો ૧૭ વર્ષનો એક છોકરો એક સવર્ણ હિંદુની દુકાને મીઠું ખરીદવા માટે ગયો અને મલયલમ ભાષામાં 'ઉપ્પુ' કહીને માગણી કરી. મલબારમાં રિવાજ મુજબ એકલા સવર્ણ હિંદુઓ જ 'ઉપ્પુ' શબ્દનો ઉપયોગ મીઠા માટે કરી શકે છે. માત્ર હરિજન હોવાના કારણે એ છોકરાએ 'પુલીચાટન' શબ્દનો ઉપયોગ કરવો જોઈતો હતો. ઉચ્ચ વર્ણનો હિંદુ દુકાનદાર બહુ ગુસ્સે થઈ ગયો અને તેણે શિવરામને એટલો સખત માર્યો કે તે પાછળથી મરી ગયો.''

નીચેના પ્રસંગો 'સમતા' સામાયિકમાંથી છે :

(૧) ''(પૂના જિલ્લામાં) કાઠી ખાતે લોકોએ અસ્પૃશ્યોને હેરાન કરવાનું શરૂ કર્યું છે કારણ કે અસ્પૃશ્યોએ 'રામ, રામ અને નમસ્કાર' કહેવાનું શરૂ કર્યું છે. જેઓને ખબર ન હોય તેઓ જાણી લે કે આ પ્રણામ-શબ્દોનો ઉપયોગ કરવાનો અધિકાર માત્ર સવર્ણ હિંદુઓને જ છે. મહારોએ તો 'જુહાર' અથવા 'પાયે લાગુ' એવો શબ્દોનો ઉપયોગ લોકોને પ્રણામ કરતી વખતે કરવો જોઈએ.

(૨) (પૂના જિલ્લામાં) તન્નુના અસ્પૃશ્યોએ 'સ્પૃશ્ય હિંદુ લોકોની જેમ' વર્તવાનો પ્રયાસ કર્યો; પરિણામ એ આવ્યું કે તેઓમાંના ઘણાને ગામ છોડી ભાગી જવું પડ્યું અને કેટલાક બાવડા ખાતે સ્થળાંતર કરી ગયા.

(૩) (શોલાપુર જિલ્લામાં) વાલાપુર ખાતે મહારોને પજવવામાં આવે છે કારણ કે તેઓએ સ્પૃશ્યોને 'સાહેબ' કહીને સંબોધવાની અને 'પાયે લાગુ' કહેવાની ના પાડવાની હિંમત કરી હતી.

(૪) (શોલાપુર જિલ્લામાં) જામબાદમાં અસ્પૃશ્યોએ તેઓના સ્પૃશ્ય માલિકોના મનોરંજન ખાતર 'નાચ' અને 'તમાશા' કરવાનો ઇન્કાર કર્યો. તેથી આ અસ્પૃશ્યોને મારવામાં આવ્યા, તેઓના ઝૂંપડાં બાળી નાખવામાં આવ્યાં અને તેઓને ગામની હદ બહાર હાંકી કાઢવામાં આવ્યા.

(૫) (પૂના જિલ્લામાં) બાવડા ખાતે કેટલાક અસ્પૃશ્યોએ ઉચ્ચ વર્ણના લોકોએ છાંડેલો ખોરાક ખાવાની પોતાના જ્ઞાતિભાઈઓને મનાઈ કરી. અને એવો અનુરોધ કર્યો કે મરેલાં ઢોર વગેરે પણ તેઓએ ખાવાં જોઈએ નહિ. ગામના પીઢ આગેવાનોએ આ મહારોને કહ્યું કે તેઓ સદા જે ખાતા આવ્યાં છે તે ખાવાનો તેઓનો ધર્મ છે. જે મહારોએ પોતાના પ્રાચીન અને સનાતન 'ધર્મ'નું પાલન કરવાની ના પાડી તેઓને લોકોએ માર્યા અને ગામ બહાર ખદેડી મૂકવાની ધમકી આપી.''

## ૧૨

હિંદુઓ અસ્પૃશ્યો સાથે એવો વ્યવહાર કરે છે કે જાણે અસ્પૃશ્યો હિંદુઓની સેવા કરવા માટે જ જન્મ્યા ન હોય. અસ્પૃશ્યોની સેવા કરવાની ફરજ હોવાથી જ્યારે જ્યારે હિંદુઓ સેવા માટે તેઓને બોલાવે ત્યારે ત્યારે તેમ કરવાની ના પાડી શકે નહિ. ગામના હિંદુઓની એવી માન્યતા છે કે તેઓ અસ્પૃશ્યોને મજૂરી માટે ફરમાન કરી શકે છે. આ પ્રથાને 'બેગાર' તરીકે ઓળખવામાં આવે છે– 'બેગાર' એટલે વેઠ. આ પ્રથાને તાબે નહિ થવાના ભયંકર પરિણામો અસ્પૃશ્યોને કેવાં ભોગવવાં પડે છે તે નીચેના પ્રસંગો પરથી જોઈ શકાશે.

ડિસેમ્બર ૧૯૩૮ના 'જીવન' અખબારમાં નીચેના પ્રસંગો જણાવ્યા છે :

''તા. ૨૯મી નવેમ્બર ૧૯૩૮ના રોજ મથુરા જિલ્લાના કોહાના ગામમાં જાટવો પર બેગારનો ઇનકાર કરવા બદલ જાટોએ અને બ્રાહ્મણોએ ભારે ત્રાસ ગુજાર્યો હતો.

આ ગામના ઠાકુરો અને બ્રાહ્મણો જાટવો પાસેથી બેગાર જબરજસ્તીથી કરાવતા અને તેઓને હેરાન કરતા હતા. જાટવોએ નક્કી કર્યું કે બેગાર કરવી નહિ અને માત્ર એવું જ કામ કરવું જેના માટે વેતન ચૂકવાય. તાજેતરમાં ગામમાં બળદ મરી ગયો અને ઠાકુરોએ અને બીજા સવર્ણ હિંદુઓએ તેને ઊંચકી જવા માટે જાટવોને ફરજ પાડી; પણ તેઓએ કહ્યું કે જો પૈસા મળે તો જ તેઓ તેમ કરશે. આનાથી સવર્ણ હિંદુઓ એટલા ગુસ્સે થયા કે તેઓએ જાટવોના કૂવામાં મેલું નાખવાનું ભંગીને જણાવ્યું અને તેઓને ખેતરોમાં જતાં રોકવાનું તેમજ બીજી દરેક રીતે પજવવાનું નક્કી કર્યું. જ્યારે જાટવોએ તેઓના કૂવામાં ગંદકી નાખતા ભંગીને અટકાવ્યો ત્યારે ભંગીએ જાટોને, ઠાકુરોને તથા બ્રાહ્મણોને બોલાવ્યા અને તેઓ તમામ હુમલા માટે તૈયાર થઈ ગયા. તેઓએ જાટવો પર હુમલો કરી તેઓને લાઠીઓથી ગંભીર માર માર્યો અને તેઓનાં ઘરોને પણ આગ લગાડી, પરિણામે છ ઘરો બળીને ખાખ થઈ ગયાં અને ૧૮ જાટવો ગંભીર રીતે ઘાયલ થઈ ગયા અને તોફાનીઓ તેમનો ઘરવખરીનો સરસામાન અને ઘણી મિલકત લૂંટી ગયા.''

આ જ સમાચારપત્રમાં ફેબ્રુઆરી ૧૯૩૯ના અંકમાં સમાચાર છે :

''આગ્રા જિલ્લાના કિરવાલી તાલુકાના અભયપુરા ગામના જાટો ગરીબ અસ્પૃશ્ય જાતિના લોકો પાસેથી બેગાર (વેઠ) કરાવતા આવ્યા છે. અને જો તેઓ વેતન માગે તો તેઓને મારતા આવ્યા છે. ત્રણેક મહિના પહેલાં સુખી જાટે સુખરામ, ઘનશ્યામ અને હુમકા પાસે બળપૂર્વક કામ કરાવ્યું અને વેતન આપ્યું નહિ. આ લોકો આવી દાદાગીરીથી એટલા તંગ આવી ગયા છે કે તેઓ ગામ છોડીને બીજાં ગામોમાં રહેતા તેઓના સંબંધીઓના ઘેર રહેવા જતા રહ્યા છે, જ્યારે તેઓનાં વાસણો અને બીજી ઘરવખરીનો સામાન જાટો લઈ ગયા છે અને ક્યાંક છુપાવી દીધો છે.''

તા. ૩જી જૂન ૧૯૪૫ના 'સાવધાન'ના અંકમાં નીચેનો પ્રસંગ' છે :

''મેહરાજી કોરી નામની એક અનુસૂચિત સ્ત્રીએ જુબી પોલીસ મથકના કોન્સ્ટેબલો બ્રહ્મા સીંઘ, સુલેમાન અને આફતાબ વિરુદ્ધ કલમો ૩૭૬, ૩૪૧ અને ૩૫૪-એ હેઠળ સીટી મેજિસ્ટ્રેટ મિ. મહબૂબ આલમની કોર્ટમાં ફરિયાદ દાખલ કરી છે. એવું કહેવાય છે કે તા. ૨જી મે ૧૯૪૫ના રોજ રાત્રે આશરે ૧૦-૩૦ વાગ્યે આ ત્રણ કોન્સ્ટેબલો, સુમર, કહાર અને કલ્લુ બીબીનો પુત્ર તથા બીજા

કેટલાક માણસો આવ્યા અને તે સ્ત્રીનું ઘર શોધવા લાગ્યા અને પછી તેને પોલીસ મથકે ઉપાડી ગયા અને તેને ત્યાં આખી રાત રાખી મૂકી. વહેલી સવારે આ કોન્સ્ટેબલો આ સ્ત્રીને એક નાની ઓરડીમાં લઈ ગયા અને તેને અંદરથી બંધ કરીને તેની સાથે દુર્વ્યવહાર કર્યો. જ્યારે તેને બીજા નાના ખંડમાં લઈ જવાઈ પછી ત્યાં તે સ્ત્રીના ગુપ્તાંગમાં કોલસો અને કાગળના ડૂચા ભરી દીધા અને તેઓએ તેમની ગુહ્યેન્દ્રિયો તે સ્ત્રીના મોઢામાં મૂકી. તેનાં કપડાં ફાડી નાખવામાં આવ્યાં અને લોહીથી ખરડી નાખવામાં આવ્યાં. બીજા દિવસે તે સ્ત્રીની માતાને બેગાર કામગીરી કરવાની ફરજ પાડવામાં આવી અને તે બંનેને પછી રાત્રે ૧૦ વાગ્યે છોડી મૂકવામાં આવી.

મેહરાજીના પતિના નાના ભાઈની પત્ની મુરાલાએ પણ આવી જ ફરિયાદ કરી છે. તેણે એવો આરોપ મૂક્યો છે કે એ જ કોન્સ્ટેબલો તેને એ જ રાત્રે પોલીસ મથકે લઈ ગયા હતા અને તેને તેના ઘેર પાછી મૂકી ગયા હતા. માર્ગમાં તેને કુભાર ટોલા નજીક મદારી તેલીએ પકડી લીધી હતી અને તે તેને ખંડેર થયેલા ઘરમાં લઈ ગયો હતો અને તેની સાથે દુર્વ્યવહાર કર્યો હતો. એડવોકેટો મેસર્સ મુન્ના લાલ, ભુષણ અને રામ ભરોસે ફરિયાદી તરફે ઊભા છે.''

તા. ૧૫મી એપ્રિલ ૧૯૪૫ના 'હિંદુસ્તાન ટાઇમ્સ'માં નીચેના સમાચાર છે :

''એમ કહેવાય છે કે વેઠ કરવાની ના પાડવા માટે અંબાલા જિલ્લામાં દુખેરી ગામમાં મોટી સંખ્યાના હરિજનો પર રાજપૂતોની પાર્ટીએ તાજેતરમાં હુમલો કર્યો હતો. એક પુરુષ અને એક સ્ત્રી બંને અસ્પૃશ્યો-નું મૃત્યુ થયું હતું. એમ પણ કહેવાય છે કે હરિજનોની માલિકીના સંખ્યાબંધ ઘરોને આગ લગાડવામાં આવી હતી. આ બાબતમાં તપાસ કરવા માટે કમિશનરને અને ડી.આઈ.જી. પોલીસને તાર કરવામાં આવ્યા છે.''

આ પ્રસંગો પરથી એ સ્પષ્ટ થાય છે કે હિંદુઓ અસ્પૃશ્યોને દબાવવા માટે હિંસા આચરતાં અચકાતા નથી અને સ્થાપિત વ્યવસ્થા જાળવી રાખવા માટે ખૂન કરતાં પણ અચકાતા નથી.

મિસ મેયોએ પોતાના 'મધર ઇન્ડિયા' પુસ્તકમાં મૂકેલા આરોપોનું ખંડન કરતાં શ્રી લાજપતરાય પોતાના પુસ્તક 'દુઃખી ભારત'માં જવાબ આપવાનો પ્રયાસ કરતા અમેરિકામાં નીગ્રોને મારી નાખવાનું અને તેઓ પર કરાતા અત્યાચારોનું લાંબુ અને સરળ વર્ણન કરે છે અને પૂછે છે :

"મિસ મેયોને એટલું જ પૂછવાનું બહુ પ્રસ્તુત ગણાશે કે : બ્રાહ્મણો પારિયા પ્રત્યે જે ક્રૂર વર્તન દાખવે છે તે અમેરિકનો નિગ્રો તરફ રાખે છે તે વર્તન કરતાં વધુ ગેરવાજબી અને વધુ ક્રૂર નથી ?"

લાલા લજપતરાયે તપાસ કરવાની કાળજી રાખી હોત તો તેમને જણાયું હોત કે હિંદુઓ અસ્પૃશ્યો સામે જે ક્રૂરતા અને અત્યાચાર આચરે છે તે અમેરિકનો દ્વારા નીગ્રો પર આચરવામાં આવતા અત્યાચારો કરતાં કોઈ પણ રીતે ઊતરતા નથી. નીગ્રો પર આચરવામાં આવતા અત્યાચારોની વિશ્વને જાણ છે. અસ્પૃશ્યો ઉપરના અત્યાચારોની વિશ્વને જાણ નથી એનું કારણ એ નહિ કે તેનું અસ્તિત્વ નથી; પરંતુ તેનું કારણ એ છે કે એવો કોઈ હિંદુ નથી કે જે પોતાની શરમને ઢાંકવા માટે સત્ય છુપાવવા પોતાનાથી બનતા તમામ પ્રયત્નો ન કરતો હોય !

કેટલાક લોકો એવું વિચારશે કે આ સ્થાપિત વ્યવસ્થા અને તે હેઠળ બનાવેલા નિયમો પ્રાચીન ભૂતકાળના છે. આ પ્રકારની માન્યતા એક સંપૂર્ણ ભૂલ છે. આ સ્થાપિત વ્યવસ્થા આજે પણ કાયમ છે અને તે હેઠળના નિયમો પણ બનાવાયા ત્યારથી જ અમલમાં છે. 'હિંદુસ્તાન ટાઇમ્સ'માં આવેલાં અસ્પૃશ્યોની હાલત અંગેનાં નીચેનાં નિવેદનો પરથી આ સ્પષ્ટ જણાશે : પહેલું, તા. ૮મી માર્ચ ૧૯૪૫ના રોજ પ્રસિદ્ધ થયું હતું અને તે નિવેદન ઉદેપુરની વિદ્યા ભુવન શાળાના હેડમાસ્તર કેસરીલાલજી બોરડીઆએ લખેલું છે. તે નીચે પ્રમાણે છે :

"મેવાડના હરિજનો ઘણી મુશ્કેલીઓ હેઠળ જીવે છે. તેઓ મંદિરમાં જઈ શકતા નથી અને તેઓ જાહેર કૂવામાંથી પાણી ભરી શકતા નથી. તેઓ હિંદુઓ સાથે ઉત્સવોમાં જોડાઈ શકતા નથી, અને સરઘસોમાં ભાગ લઈ શકતા નથી. તેઓએ પોતાની રથયાત્રા અથવા ડોલી સરઘસ જુદા માર્ગે થઈને લઈ જવી પડે છે, અને જુદા દિવસે રાખવી પડે છે. તેઓ ગામમાં થઈને સવારી કરી શકતા નથી.

તેઓ સોનાના દાગીનાની વાત તો બાજુએ રહી પણ ચાંદીના ઘરેણાં પણ પહેરે તો સવર્ણ હિંદુઓથી સહન થતું નથી. પરિણામે તેઓને પતરાંના અને પિત્તળના દાગીના પહેરીને સંતોષ માનવો પડે છે. લગ્નની મિજબાનીઓમાં તેઓ માખણ અને ગોળનો ઉપયોગ કરે તો યુગ જૂની પ્રથાના કારણે તેઓને અટકાવવામાં આવે છે.

શાળાઓમાં તથા જાહેર સ્થળોમાં હરિજનો છોકરાઓ સવર્ણ હિંદુઓનાં બાળકો સાથે બેસી શકતા નથી. શાળાના નિરીક્ષણના દિવસે નિરીક્ષકને તકલીફ ન થાય તે માટે તેઓને ગેરહાજર રહેવાનું કહેવામાં આવે છે.

રાજ્ય સરકારને એક યાદી આપવામાં આવી છે. જો સરકાર આ બદીઓને નામંજૂર કરવાનું સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરવાનું પસંદ કરે તો અસ્પૃશ્યતા સામે લડતી બિન-સરકારી સંસ્થાઓના હાથ મજબૂત થશે.''

બીજું નિવેદન, હરિજન સેવક સંઘના પ્રમુખે બહાર પાડ્યું છે જેમાં મેવાડના અસ્પૃશ્યોની સ્થિતિનો ઉલ્લેખ છે. તે નીચે પ્રમાણે છે :

''મેવાડ હરિજન સેવક સંઘે મેવાડ સરકારને એક યાદી મોકલી છે જેમાં રાજ્યમાં હરિજનોની જુદી જુદી તકલીફો પ્રત્યે અને પરિણામે તેઓને પડતી મુશ્કેલીઓ પ્રત્યે સરકારનું ધ્યાન દોરવામાં આવ્યું છે. યાદીમાં જણાવવામાં આવ્યું છે કે હરિજનોની નાગરિક સ્વતંત્રતાને સવર્ણ હિંદુઓની રૂઢિચૂસ્તતા તથા પૂર્વગ્રહોના કારણે કેટલી હદે મર્યાદિત બનાવી દેવામાં આવી છે.

રાજ્યમાં હજી પ્રવર્તમાન છે તેવી અન્યાયી પ્રથાઓ અને રાજ્યે તેને સુધારવા માટે લીધેલાં અસરકારક પગલાં હું નીચે ગણી બતાવું છું. એ આ પ્રમાણે છે :

૧. હરિજનોને પહેરવા માટેના વસ્ત્રો પસંદ કરવામાં કશી સ્વતંત્રતા નથી. તેઓનાં વસ્ત્રો યુગજૂની પદ્ધતિ મુજબનાં જ હોવાં જોઈએ; વસ્ત્રોની પસંદગીમાં અંગત રુચિ અને ઇચ્છાઓને કશું સ્થાન નથી.
૨. લગ્ન વખતની મિજબાનીઓમાં તેઓને ખોરાકની પસંદગી હોતી નથી. પૈસા ચૂકવીને પણ તેઓ મોંઘી વસ્તુઓનો ઉપયોગ કરી શકતા નથી.
૩. તેઓ ગામમાં થઈને ઘોડા પર બેસીને જઈ શકતા નથી.
૪. તેઓને જાહેર વાહનોમાં બેસવા દેવામાં આવતા નથી.
૫. ધાર્મિક ઉત્સવો વખતે તેઓ પોતાની મૂર્તિઓનું સામૈયુ નિર્દિષ્ટ માર્ગો સિવાય અન્ય માર્ગેથી લઈ જઈ શકતા નથી.
૬. તેઓ કૂવા પર અને મંદિરોમાં જઈ શકતા નથી.''

લેખક વધુમાં ઉમેરે છે :

''ત્રણ વર્ષ પહેલાં હું ઠક્કરબાપા સાથે આખા રાજ્યમાં પ્રવાસે ગયો હતો અને ત્યાં પ્રવર્તતી હાલતની મારા મન પર પડેલી છાપ મેં સરકાર તથા લોકો

સમક્ષ મૂકી હતી; અને તેમાં સુધારો કરવાની વિનંતી કરી હતી. ઉપર જણાવેલી યાદી અને મને મોકલવામાં આવેલા સમાચારો જોઈ જતાં મને જણાય છે કે છેલ્લાં કેટલાંક વર્ષોમાં ભાગ્યે જ કશો ફેરફાર થયો છે અને હાલત ઓછેવત્તે અંશે યથાવત્ રહી છે.

એ જોવું હૃદયવિદારક છે કે સમયના વહેણ સાથે પરિસ્થિતિમાં પરિવર્તન આવ્યું નથી. પરિણામ એ છે કે આપણી યુગજૂની પ્રથાઓ અને પૂર્વગ્રહોમાં કશો ફેરફાર ભાગ્યે જ થવા પામ્યો છે. આ વિકૃતિઓના કારણે આપણને જુલમો અને અન્યાયો સામે આંધળા બનાવી દીધા છે. જો સામાન્ય માનવીને થતા અન્યાય તરફ આંખમિચામણા થતાં રહેશે તો વીસમી સદીની જાગૃત સરકારોએ પોતાની જવાબદારીઓ પરત્વે વધુ જીવંત થવું પડશે.''

આ સમાચારોની તારીખો મહત્ત્વની છે. તે ૧૯૪૫ના વર્ષની છે. એના પરથી કોઈ પણ એવું નહિ કહી શકે કે આ સ્થાપિત વ્યવસ્થા પ્રાચીન ભૂતકાળની બાબત છે. આ તદ્દન છેલ્લા સમાચારો દેશી રાજ્યોને લગતા છે એ હકીકતનો અર્થ એમ નહિ સમજવો જોઈએ કે સ્થાપિત વ્યવસ્થા બ્રિટિશ ભારતમાંથી અલોપ થઈ ગઈ છે. હવે પછીનાં પ્રકરણોમાં એ જોઈ શકાશે કે આ સ્થાપિત વ્યવસ્થા બ્રિટિશ ભારતમાં હજી પણ જીવંત છે.

તા. ૩૧મી ઓગસ્ટ ૧૯૫૦ના 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા'માં નીચેના સમાચાર છે :

''અલ્હાબાદ હાઈકોર્ટમાંની અપીલની સુનાવણીમાં છતી થતી કેસની નીચેની હકીકતો પરથી ગ્રામ વિસ્તારોમાં નીચલી જાતિઓની સામાજિક આર્થિક હાલત સ્પષ્ટ થાય છે :

ઈટાવા જિલ્લામાં સરાસ ગામનો ધોબી ચિરંજી છેલ્લા યુદ્ધ વખતે લશ્કરી કર્મચારી તરીકે જતો રહ્યો હતો અને ચાર કે પાંચ વર્ષ સુધી ગામની બહાર રહ્યો હતો. તેને છૂટો કરવામાં આવ્યો ત્યારે તે પોતાના ઘેર પાછો ફર્યો. તેણે કપડાં ધોવાનું બંધ કર્યું અને લશ્કરી ગણવેશમાં તે ગામમાં ફરવા માંડ્યો. સરાસના રાજા અને ગામના એકમાત્ર જમીનદારના માણસોનાં કપડાં ધોવાની પણ તેણે ના પાડી. એ હકીકતથી ગામના લોકો ગુસ્સે થયા.

તા. ૩૧મી ડિસેમ્બર, ૧૯૪૭ના રોજ જ્યારે ધોબી પોતાનાં કપડાં ધોઈ રહ્યો હતો ત્યારે રાજાના નોકરો સહિત ચાર ગ્રામવાસીઓ તેની પાસે આવ્યા અને તેઓનાં કપડાં ધોવાનું કહ્યું જેની તેણે ના પાડી. ગામલોકો ચિરંજીને રાજાના

ઘેર લઈ ગયા અને તેને માર્યો. તેની માતા અને માસી ત્યાં ગયાં અને તેના વતી સમાધાન કર્યું પણ તેમના પર પણ હુમલો કરવામાં આવ્યો.

ત્યાર પછી, હુમલાખોરો ચિરંજીને રામસીંઘના કબજામાં છોડીને જતા રહ્યા, રામસીંઘને એકલો જોઈને ચિરંજી તેને થપ્પડ મારી નાસી છૂટ્યો. રામસીંઘ અને રાજાના બીજા નોકરો તેની પાછળ પડ્યા અને તેના ઘરમાં તે છુપાયો હતો ત્યાં પહોંચી ગયા. ગામ લોકોએ એવો આગ્રહ રાખ્યો કે તે દરવાજો ખોલે પરંતુ જ્યારે કશો જવાબ ન મળ્યો ત્યારે તેના ઘરને આગ લગાડી દેવામાં આવી. બીજી સંખ્યાબંધ ઝૂંપડીઓને પણ રાખ કરી દેવામાં આવી.

ધોબીએ પોલીસમાં ફરિયાદ કરી પણ પોલીસે તેની વાત માની નહિ અને ખોટી ફરિયાદ આપ્યા બદલ તેને હેરાન કર્યો. પછી તેણે મેજિસ્ટ્રેટની કોર્ટમાં સીધીજ ફરિયાદ નોંધાવી. દરેક આરોપીને ત્રણ વર્ષની કેદની સજા કરવામાં આવી. મેજિસ્ટ્રેટે કરેલી સજાને હાઈકોર્ટે મંજૂર રાખી.

નીચેના સમાચાર તા. ૩૧મી ઓગસ્ટ ૧૯૫૦ના 'ઇન્ડિયન ન્યુસ ક્રોનિકલ'માં આવ્યા છે.

પેપ્સુમાં હરિજનો પ્રત્યે અમાનવીય વ્યવહાર : સરકારને દલિત લીગની યાદી.

પતિયાળા, ઓગસ્ટ ૧૯૫૦ : "પછાત જાતિના લોકોને માર મારવા, તેઓની સ્ત્રીઓનું અમાનવીય અપમાન કરવું, હરિજનોને જમીનો પરથી આડેધડ હાંકી કાઢવા, હરિજનો અને તેઓનાં ઢોરને કાદવનાં ઘરોમાં કેદ પૂરી રાખવાં-એ બધું સામાન્ય રીતે ગુનાખોરીના ઘટતા જતા પડઘાના પ્રમાણમાં વધતા જતા પડઘા સમાન છે." પેપ્સુ પ્રાંત દલિત લીગે રાજ્ય સરકારને આપેલી યાદીમાં આવું જણાવવામાં આવ્યું છે.

યાદીમાં વધુમાં જણાવવામાં આવ્યું છે : "જ્યારે પેપ્સુમાં ગુનાખોરી, પોલીસના કડક પ્રયાસોના કારણે ઘટી રહી છે ત્યારે એ દયાજનક બાબત છે કે પછાત વર્ગના લોકોને અસામાજિક તત્ત્વો સામે રક્ષણ આપવામાં આવતું નથી." પછાત વર્ગો આર્થિક રીતે ગરીબ હોવાથી તેઓ સંબંધિત સત્તાધિકારીઓ સમક્ષ પોતાની રોજબરોજની ફરિયાદો રજૂ કરી શકતા નથી. આના કારણે સત્તાધિકારીઓ તેઓના બચાવ માટે તરત આવી શકતા નથી અને પછાત વર્ગોને જખ મારીને પોતાના દુર્ભાગ્યને વશ થવું પડે છે. આના કારણે આક્રમણખોરોને પ્રોત્સાહન મળે છે. આ રીતે હાલની પરિસ્થિતિ સામેનો બળાપો વધતો જાય છે અને સામેથી રસ ધરાવતા પક્ષો તેનો ફાયદો ઊઠાવતા જાય છે.

પ્રાંતિક દલિત લીગે વધુમાં એક પ્રસંગ ટાંક્યો છે જેના પરથી એ જાણવા મળે છે કે પેપ્સુમાં હરિજનો સાથે કેવો દુર્વ્યવહાર કરવામાં આવે છે. બેરનાલા જિલ્લાના કટુ ગામના હરિજન ચાંદ સિંઘે ઉચ્ચ જ્ઞાતિના જમીનદારના કૂવામાંથી પાણી પીધું એ ગુના માટે તેના ચહેરાને કાળો રંગીને તેને ગધેડા પર બેસાડીને ગામમાં ફેરવવામાં આવ્યો હતો.'' મુક્ત ભારતના બદલાયેલા વાતાવરણમાં પેપ્સુમાંની અનુસૂચિત જાતિઓના સભ્યોને, ઉચ્ચ જ્ઞાતિઓના સભ્યો દ્વારા તેઓના પર કરાતા અભૂતપૂર્વ દમનના પરિણામે પોતાની જાતને રોજેરોજ બંધનાવસ્થામાં મૂકાવું પડે છે.''

પ્રાંતિક દલિત લીગે વધુમાં સૂચવ્યું છે કે રાજ્યમાં જિલ્લા અને મધ્યસ્થ ખાસ કમિશનોની રચના કરવી અને હરિજનોની ફરિયાદોનો સ્થળ પર નિકાલ કરવાની અને તેઓને બીજી સવલતો આપવાની કમિશનોને વ્યાપક સત્તાઓ આપવી.

સારાંશ તરીકે, લીગે રાજ્ય સરકારને આગ્રહપૂર્વક વિનંતી કરી છે કે આ સંબંધમાં અખિલ ભારતીય કાયદો ઘડવામાં આવે ત્યાં સુધી, હંગામી ધોરણે એવી જોગવાઈ કરવામાં આવે કે ગામમાં એકંદરે પરિસ્થિતિને વધુ વણસાવતાં અટકાવવી હોય તો હરિજનોને સમાન અધિકારો આપવામાં આવે.



# ૭

## શા માટે ગેરકાયદેસરતા કાયદેસર છે* ?

આગળ જે ચર્ચા થઈ તેના પરથી બે બાબતો સ્પષ્ટ થઈ ગઈ છે જે ખ્યાલમાં રાખવી જોઈએ. એક તો એ કે સ્પૃશ્યો અને અસ્પૃશ્યો વચ્ચે તીવ્ર વિભાજન છે અને બીજું એ કે એ બંને વચ્ચે ઊંડી દુશ્મનાવટ છે.

દરેક ગામમાં બે ભાગ છે : સ્પૃશ્યોનાં ઘરો અને અસ્પૃશ્યોનાં ઘરો. ભૌગોલિક રીતે એ બંને અલગ છે. એ બંને વચ્ચે હંમેશાં એક અંતર રહ્યું હોય છે. કોઈ પણ ભોગે એ બંને વચ્ચે નિકટતા હોતી નથી. અસ્પૃશ્યોનાં ઘરોને એક ભિન્ન નામ હોય છે જેમ કે મહારવાડો, માંગવાડો, ચમરોટ્ટી, ખાટકાના, વગેરે. કાયદાકીય દૃષ્ટિએ મહેસૂલી વહીવટ અથવા ટપાલના વ્યવહાર માટે અસ્પૃશ્યોનાં ઘરોને ગામમાં સમાવિષ્ટ કરવામાં આવે છે. પરંતુ વાસ્તવિક દૃષ્ટિએ ગામ કરતાં એ અલગ હોય છે. ગામનો હિંદુ રહેવાસી ગામની વાત કરે ત્યારે તેનો અર્થ એ થાય કે તેમાં સવર્ણ હિંદુ રહેવાસીઓનો અને તેઓના કબજામાંના ઘરોનો જ તેમાં સમાવેશ થાય છે. એ જ રીતે જ્યારે અસ્પૃશ્ય ગામની વાત કરે ત્યારે તેનો અર્થ એ થાય છે અસ્પૃશ્યોને અને તેઓના કબજાનાં ઘરોને તેમાંથી બાકાત રાખવામાં આવે છે. આમ, દરેક ગામમાં સ્પૃશ્યો અને અસ્પૃશ્યો એમ બે અલગ જૂથો હોય છે. તેઓ વચ્ચે કશી સમાનતા હોતી નથી. તેઓ, એક સામૂહિક લોક બનતા નથી. નોંધવા જેવી આ પહેલી બાબત છે.

નોંધવાપાત્ર બીજી બાબત એ છે કે ગામનું આ બે જૂથોમાં થયેલું વિભાજન એ એવી રચના છે કે તેમાં સમાવિષ્ટ કોઈ પણ તેમાંથી છટકી શકે નહિ. એ સાચું કહ્યું છે કે અમેરિકન કે યુરોપિયન જુદા જુદા પ્રકારનાં જૂથોના હોય છે

* આ નિબંધ શ્રી એસ.એસ. રેગે પાસેથી મળી આવ્યો છે. એને અહીં સાંકળી લેવાયો છે કારણ કે એનું શીર્ષક નિબંધશ્રેણીને અનુરુપ છે અને આગળના પ્રકરણોના અનુસંધાનમાં આવે છે.

* શ્રી એસ.એસ. રેગે ડૉ. બાબાસાહેબ આંબેડકરના વિશ્વાસુ અનુયાયી અને સિદ્ધાર્થ કોલેજના ગ્રંથપાલ હતા.

પરંતુ તે તેમાંનાં મોટા ભાગનાં જૂથોમાં "જોડાયેલો" હોય છે. અલબત્ત તેનો જન્મ કુટુંબમાં થયો હોય છે પરંતુ જો તેને તેમાં ગમતું ન હોય તો આખી જિંદગી તે તેમાં રહેતો નથી. તે પોતાની પસંદગીનો વ્યવસાય, નિવાસ, પત્ની, રાજકીય પક્ષ પસંદ કરે છે અને સામાન્ય રીતે વાત કરીએ તો તે તેનાં પોતાનાં કાર્યો માટે જ જવાબદાર રહે છે, બીજાં કોઈનાં કાર્યો માટે નહિ. ઘણા વ્યાપક અર્થમાં અમેરિકન કે યુરોપિયન તે એક "વ્યક્તિ" હોય છે. કારણ કે તેના તમામ સંબંધો તેણે પોતાની મેળે તેના પોતાના માટે નક્કી કર્યા હોય છે. સ્પૃશ્યો કે અસ્પૃશ્યો કોઈ પણ દૃષ્ટિએ વ્યક્તિઓ નથી કારણ કે તેમના તમામ સંબંધો તેઓ જ્યારે અમુક જૂથમાં જન્મે છે ત્યારે નક્કી થઈ ગયા હોય છે. તેનો વ્યવસાય, તેનું રહેઠાણ, તેના દેવો અને તેનું રાજકારણ એ બધું તે જે જૂથનો હોય તેના દ્વારા નક્કી થતું હોય છે. જ્યારે સ્પૃશ્યો અને અસ્પૃશ્યો મળે ત્યારે તેઓ માનવીને માનવી મળે એ રીતે નથી મળતા કે વ્યક્તિને વ્યક્તિ મળે એ રીતે પણ નથી મળતાં પરંતુ બે અલગ રાજ્યોનાં જૂથોના સભ્યો તરીકે અથવા બે અલગ રાષ્ટ્રોના રાષ્ટ્રજનો તરીકે મળતા હોય છે.

ગામમાંના સ્પૃશ્યો અને અસ્પૃશ્યો વચ્ચેના પરસ્પરના સંબંધ પર આ હકીકતની મહત્ત્વની અસર પડે છે. આ સંબંધ, પ્રાચીન સમાજમાંનાં જુદાં જુદાં કુટુંબો વચ્ચેના સંબંધને મળતો આવે છે. પ્રાચીન સમાજમાં કબીલાના સભ્યને હકદાવો હોય છે. પરંતુ અજાણ્યા માણસને કશો હક હોતો નથી. તેની સાથે એક મહેમાન તરીકેનો માયાળુ વ્યવહાર કરવામાં આવે છે પરંતુ તેના પોતાના કબીલા સિવાય બીજા કોઈ કબીલા પાસેથી તે "ન્યાય" માગી શકતો નથી. એક કબીલા સાથેના બીજા કબીલાના વ્યવહાર કાયદાનો નહિ બલકે યુદ્ધ કે લેવડદેવડની બાબત હોય છે; અને કબીલા વિનાનો માનવી 'ડાકુ' ગણાય છે; હકીકતમાં અને નામમાં પણ, અને અજાણ્યાઓ પ્રત્યેનું ગેરકાયદેસરતા તેથી કાયદેસર ગણાય છે. અસ્પૃશ્ય એ સ્પૃશ્યોના જૂથનો સભ્ય નહિ હોવાથી અજાણ્યો છે. એ સગોસંબંધી નથી. તે ડાકુ છે. તે ન્યાય માગી શકે નહિ. તે સ્પૃશ્યની માફક અધિકારો માગી શકે નહિ.

નોંધવા જેવી ત્રીજી બાબત એ છે કે સ્પૃશ્યો અને અસ્પૃશ્યો એ બંને વચ્ચેનો સંબંધ નિયત કરવામાં આવ્યો હોય છે. એ એક દરજ્જાની બાબત બની ગઈ છે. આ દરજ્જાએ અસ્પૃશ્યોને અચૂક એવી પરિસ્થિતિ આપી છે જે સ્પૃશ્યો કરતાં ઊતરતી છે. આ ઊતરતાપણું સામાજિક આચારસંહિતામાં મૂર્ત

કરવામાં આવ્યું છે જેનું અસ્પૃશ્યોએ પાલન કરવું જ જોઈએ. આ કઈ જાતનો કાયદો છે તે તો આગળ જણાવાયું જ છે. અસ્પૃશ્ય એ કાયદાનું પાલન કરવા રાજી નથી. **જે સીઝરની માલિકીનું છે તે સીઝરને આપવા તે તૈયાર નથી. અસ્પૃશ્ય સ્પૃશ્યો સાથેનો પોતાનો સંબંધ કરાર દ્વારા રાખવા માગે છે. સ્પૃશ્ય લોકો અસ્પૃશ્યોને નિયમો તથા દરજ્જા પ્રમાણે જીવવાનું કહે છે અને તેની ઉપરવટ જવા દેવા નથી માગતા.** આમ, ગામના બે અડધિયાં, સ્પૃશ્યો અને અસ્પૃશ્યો હવે સ્પૃશ્ય જેને સદાને માટે નક્કી થઈ ગયું હોવાનું માને છે તેને ફરીથી નક્કી કરવા માટે સંઘર્ષ કરી રહ્યા છે. આખોય સંઘર્ષ એક જ પ્રશ્નની આસપાસ ફર્યા કરે છે – આ સંબંધનો આધાર શો રાખવાનો છે ? શું એ આધાર કરાર હોય કે દરજ્જો હોય ?

આના કારણે કેટલાક બહુ રસપ્રદ પ્રશ્નો ઊભા થાય છે. અસ્પૃશ્યોનો દરજ્જો સૌથી નીચે કઈ રીતે થઈ ગયો ? શા માટે હિંદુઓએ અસ્પૃશ્યો માટે દુશ્મનાવટ અને ઘૃણા કેળવી ? શા માટે હિંદુ જાણે ગેરકાયદેસરતા કાયદેસર હોય એ રીતે અસ્પૃશ્યોને દબાવવામાં કાયદેસરતા જુએ છે ?

આ પ્રશ્નોનો પર્યાપ્ત જવાબ આપવા માટે હિંદુઓના કાયદામાં નજર નાખવી પડે. હિંદુ કાયદાના નિયમોના કામચલાઉ જ્ઞાન વગર આ પ્રશ્નનો કોઈ પણ સંતોષકારક જવાબ આપવો અશક્ય છે. આપણા ઉદ્દેશ ખાતર, હિંદુ કાયદાનાં સમગ્ર ક્ષેત્રને તેની તમામ શાખાઓ સહિત આવરી લેવાની જરૂર નથી. એટલું જ જાણવું બસ થશે કે વ્યક્તિઓનો કાયદો જેને કહી શકાય તેવા હિંદુ કાયદાની શાખા – અથવા તેને બિન ટેક્નિકલ ભાષામાં કહીએ તો – હિંદુ કાયદાનો એવો ભાગ જેમાં દરજ્જાના તફાવતોને પરિણામે જન્મતા અધિકાર, ફરજ કે હેસિયતના તફાવતો અંગે છણાવટ કરવામાં આવી છે.

તેથી, વ્યક્તિઓના કાયદા સાથે સંબંધ ધરાવતા હિંદુ કાયદાના નિયમોની સૂચિ આપવા વિચાર્યું છે. આ નિયમોને મનુનાં કાયદા પુસ્તકોમાંથી એકત્રિત કરવામાં આવ્યા છે. કાયદો નિયત કરવાની સત્તા ધરાવતી વ્યકિતઓ તરીકે હિંદુઓએ માન્ય રાખેલા કેટલાક મુખ્ય કાયદાદાતાઓમાં યાજ્ઞવલ્કય, નારદ, વિષ્ણુ, કાત્યાયન વગેરેનો સમાવેશ થાય છે. ગમે તેટલાક રસપ્રદ હોય તો પણ નિયમોને માત્ર ફરીથી રજૂ કરવાથી, વ્યકિતઓના હિંદુ કાયદાના આધાર બનતા મૂળભૂત વિચારોનો ખ્યાલ તે જોઈ જનાર વ્યક્તિ મેળવી શકે તે માટે મદદરૂપ

બની શકે નહિ. એ હેતુ માટે નિયમોને માત્ર ફરીથી રજૂ કરવાથી કામ સરી શકે નહિ. સ્પષ્ટ છે કે અમુક ક્રમ જરૂરી બને. તેથી એવું કરવામાં આવ્યું છે કે નિયમોને અમુક શીર્ષકો હેઠળ જૂથમાં ગોઠવવામાં આવ્યા છે. આ સમગ્ર બાબતને વિભાગોમાં વહેંચાયેલા એક સંગ્રહ તરીકે મૂકવામાં આવી છે અને દરેક વિભાગમાંના નિયમો એક ચોક્કસ બાબત અંગે છણાવટ કરતા હોય છે.

**જુદી જુદી વર્ણો : તેઓનો ઉદ્‌ભવ અને તેઓની ફરજો.**

૧. આ (વિશ્વ) એક અંધકાર સ્વરૂપે અસ્તિત્વમાં હતું, જેમાં કંઈ જોઈ શકાય નહિ, સ્પષ્ટ નિશાનીઓ વગરનું, તર્ક દ્વારા ટકી શકે એવું નહિ, અજ્ઞાત અને એક ઘેરી નિદ્રામાં સંપૂર્ણતઃ ડૂબેલું હતું. (મનુ ૧:૫)

૨. પછી સ્વયંભૂ હોય તેવું, શોધી ન શકાય તેવા પરંતુ આ તમામને, મોટાં તત્ત્વોને અને બાકીનાંને શોધી શકાય તેવાં બનાવનાર એક દૈવી તત્ત્વ પોતાની અદમ્ય શક્તિસત્તા વડે તમામ અંધકારને દૂર કરતું દશ્યમાન થયું. (મનુ ૧:૬)

૩. વિશ્વોની આબાદી સમૃદ્ધિ ખાતર એણે પોતાના મુખમાંથી બ્રાહ્મણો, હાથમાંથી ક્ષત્રિયો, જાંઘોમાંથી વૈશ્યો અને પગમાંથી શૂદ્રો ઉત્પન્ન કર્યા. (મનુ ૧:૩૧)

૪. પરંતુ આ વિશ્વનું રક્ષણ કરવા ખાતર તેણે- કે જે અત્યંત પ્રકાશપુંજની જેમ હતા તેણે તેના મુખમાંથી, હાથમાંથી, જાંઘોમાંથી અને પગમાંથી જેઓ ઉત્પન્ન થયા હતા તેઓને અલગ અલગ (ફરજો અને) વ્યવસાયો સોંપ્યા. (એજન ૧:૮૭)

૫. બ્રાહ્મણોને તેણે શિક્ષણ આપવાનું અને અભ્યાસ (વેદ નો) કરવાનું બલિદાન આપવાનું (બલિદાનના ઉત્સવો સંપન્ન કરવાનું) સોંપ્યું જે તેઓના તેમજ બીજાઓના લાભ માટે હતું તે અને ભિક્ષા આપવા તથા સ્વીકારવાનું સોંપ્યું. (એજન ૧:૮૮)

૬. ક્ષત્રિયોને તેણે એવો આદેશ આપ્યો કે તેઓએ લોકોનું રક્ષણ કરવું, બક્ષિસો આપવી, બલિદાનો આપવાં, (વેદનો) અભ્યાસ કરવો અને પોતાની જાતને ઇન્દ્રિયોના ઉપભોગને હવાલે નહિ કરવા.˝ (એજન ૧:૮૯)

૭. વૈશ્યોને તેણે ઢોરઢાંખરની સંભાળ રાખવાનું, બક્ષિસો આપવાનું,

બલિદાનો આપવાનું, (વેદનો) અભ્યાસ કરવાનું, વેપાર કરવાનું, નાણાં ધીરવાનું અને જમીન ખેડવાનું સોંપ્યું. (એજન ૧:૯૦)

૮. ભગવાને શૂદ્રો માટે માત્ર એક જ વ્યવસાય નક્કી કર્યો અને તે એ કે તેઓએ વિનમ્રતાપૂર્વક આ (બીજી) ત્રણ જ્ઞાતિઓની સેવા કરવી. (એજન ૧:૯૧)

૯. વિદ્યાર્થી, શીખાઉ ઉમેદવાર, ભાડૂતી નોકર અને ચોથો સરકારી માણસ : આ લોકોને મજૂરો તરીકે ગણવા જોઈએ. ગુલામો એ છે કે જેઓ ઘરમાં જન્મ્યા છે. (નારદ ૫:૩)

૧૦. મહાત્માઓએ કાયદા મુજબ પાંચ પ્રકારના પરિચરોને જુદા પાડ્યા છે. એમાંના ચાર પ્રકારના મજૂરો (ઉપર જણાવ્યા) છે. ગુલામો (પાંચમો પ્રકાર) છે જેમાં પંદર ઉપજાતિઓ છે. (એજન ૫:૨)

૧૧. એક એ કે જે (તેના માલિકના) ઘરમાં જન્મ્યો હોય; એક ખરીદાયેલો; એક (બક્ષિસ દ્વારા) મળેલો; એક વારસામાં મેળવેલો; એક વ્યાપક દુકાળમાં સચવાયેલો; એક તેના કાયદેસરના માલિક દ્વારા ગીરે મૂકાયેલો. (એજન ૫:૨૬)

૧૨. એક ભારે દેવામાંથી મુકત કરાયેલો; એક યુદ્ધમાં બંદીવાન બનાવાયેલો; એક શરત મારીને જિતાયેલો; એક એવો જે 'હું તારો છું' એવું જાહેર કરીને આવેલો; સંન્યાસમાંથી ચલિત થયેલો; એક નિયત મુદત માટે ગુલામ બનાવાયેલો. (એજન ૫:૨૭)

૧૩. એક એવો જે નિર્વાહ મેળવવા માટે ગુલામ બની ગયો હોય; એક એવો જે પોતાની સ્ત્રી-ગુલામ સાથેના પોતાના સંબંધના કારણે ગુલામ બની ગયો હોય; અને એક એવો જે પોતે વેચાઈ ગયો હોય. કાયદામાં જાહેર કર્યા પ્રમાણેના ગુલામોના આ પંદર વર્ગો છે. (નારદસ્મૃતિ ૫:૩૦)

૧૪. આમાંના ચાર જે પહેલા જણાવ્યા છે તેઓને બંધનમાંથી મુકત કરી શકાતા નથી, સિવાય કે તેઓના માલિકની મહેરબાની થાય. આ બંધનાવસ્થા વારસાગત છે. (એજન ૫:૨૯)

૧૫. મહાત્માઓએ જાહેર કર્યું છે કે ગુલામીની અવસ્થા આ તમામને માટે સમાન છે; પરંતુ તેઓની સંબંધિત સ્થિતિ અને આવકનો આધાર તેઓની અમુક જ્ઞાતિ અને વ્યવસાય પંર છે. (એજન ૫:૪)

**કાયદા સમક્ષ સમાનતા.**

૧. જ્યારે બે વ્યક્તિઓ એકબીજાને ગાળો દે ત્યારે જો તેઓ જ્ઞાતિમાં સમાન હોય તો તેઓની શિક્ષા સમાન રહેશે; જો એક વ્યક્તિ બીજી વ્યકિત કરતાં ઊતરતી હોય તો તેની શિક્ષા બેવડી રહેશે; ચઢિયાતી કક્ષાની વ્યક્તિ માટે (સામાન્ય શિક્ષાની) અડધી નિયત કરવામાં આવી છે. (બૃહસ્પતિ ૨૦:૫)

૨. જ્યારે જ્ઞાતિ અને સમાનતાઓની દૃષ્ટિએ સમાન વ્યક્તિઓ એકબીજાને ગાળો આપે ત્યારે, કાયદાની પદ્ધતિમાં તેઓ માટે નિયત કરેલી દંડ **સાડાતેર પણ** હોય છે. (એજન ૨૦:૬)

૩. જો બ્રાહ્મણ કોઈ ક્ષત્રિયને ગાળ દે તો પચાસ પણ દંડ થશે; વૈશ્યને ગાળ દે તો પચીસ પણ દંડ થશે; શૂદ્રને ગાળ દે તો સાડા બાર પણ દંડ થશે. (એજન ૨૦:૭)

૪. જેણે કશો ગુનો નથી કર્યો તેવા સદ્‌ગુણી શૂદ્રને (ગાળ દેવા) માટે આ શિક્ષા જાહેર કરવામાં આવી છે; સદ્‌ગુણવિહીન (શૂદ્રને) ગાળ દેવા માટે બ્રાહ્મણને માથે કોઈ ગુનો મૂકાતો નથી. (એજન ૨૦:૮)

૫. ક્ષત્રિયને ગાળ દેવા માટે વૈશ્યનો સો પણ દંડ કરવામાં આવશે, વૈશ્યને ગાળ દેવા માટે ક્ષત્રિયે દંડ તરીકે અડધી રકમ આપવાની રહેશે. (એજન ૨૦:૯)

૬. જો ક્ષત્રિય વૈશ્યને ગાળ દે તો દંડ વીસ પણ રહેશે; વૈશ્યની બાબતમાં કાયદાની નિષ્ણાત વ્યક્તિઓએ જાહેર કરવાની યોગ્ય રકમ બેવડી છે. (એજન ૨૦:૧૦)

૭. વૈશ્યને ગાળ દેવા માટે શૂદ્રને પ્રથમ દંડ ચૂકવવાની ફરજ પાડવામાં આવશે; ક્ષત્રિયને (ગાળ દેવા માટે) વચમાંનો દંડ અને બ્રાહ્મણને (ગાળ દેવા) માટે સૌથી ઊંચો દંડ ચૂકવવાની ફરજ પાડવામાં આવશે. (એજન ૨૦:૧૧)

૮. બ્રાહ્મણને બદનામ કર્યા બદલ ક્ષત્રિયનો એકસો પણ દંડ કરવામાં આવશે. વૈશ્યનો દોઢસો અથવા બસો પણ દંડ કરવામાં આવશે; શૂદ્રને શારીરિક શિક્ષા કરવામાં આવશે. (મનુ. ૮:૨૮૭)

૯. ક્ષત્રિયને બદનામ કરવા માટે બ્રાહ્મણનો પચાસ પણ દંડ કરવામાં આવશે; વૈશ્યની બાબતમાં દંડ પચીસ પણ રહેશે; શૂદ્રની બાબતમાં બાર પણ રહેશે. (એજન ૨:૬૮)

૧૦. એક વાર જન્મેલો માનવી (શૂદ્ર) જે બે વાર જન્મેલા માનવીની (દ્વિજની) ગંભીર નિંદા કરે તો તેની જીભ કાપી નાખવામાં આવશે કારણ કે તે નીચી જાતિનો છે. (એજન ૮:૨૭૦)

૧૧. જો તે દ્વિજ (બે વાર જન્મેલા)નાં નામો અને જ્ઞાતિઓને ધિક્કારપૂર્વક જણાવે તો દસ આંગળ લાંબો લોખંડનો ખીલો લાલચોળ કરીને તેના મોઢામાં ખોસી દેવામાં આવશે. (એજન ૮:૨૭૧)

૧૨. જો તે ઉદ્ધતપણે બ્રાહ્મણોને તેઓની ફરજ શીખવે તો રાજા તેના મોઢામાં અને તેના કાનોમાં ગરમ તેલ રેડાવશે. (એજન. ૮:૨૭૨)

૧૩. બ્રાહ્મણ અને ક્ષત્રિય પરસ્પર ગાળ આપે તો વિવેકી (રાજા)એ કરવાનો દંડ બ્રાહ્મણ પર ઓછામાં ઓછી રકમનો રાખવો પરંતુ ક્ષત્રિય પર વચલો વધુમાં વધુ રાખવો. (એજન ૮:૨૭૬)

૧૪. નીચલી જાતિનો માનવી ગમે તે અવયવથી ત્રણ સૌથી ઊંચી જ્ઞાતિના માણસને ઇજા પહોંચાડે તો તે અવયવને કાપી પણ નાખવામાં આવશે; મનુનું એ જ શિક્ષણ છે. (એજન ૮:૨૭૯)

૧૫. જે (નીચલી જાતિનો માનવી) પોતાનો હાથ અથવા લાકડી ઉગામે તેનો હાથ કાપી નાખવામાં આવશે; જે ગુસ્સામાં આવી પોતાના પગથી ઠોકર મારશે તેનો પગ કાપી નાખવામાં આવશે. (એજન ૮:૨૮૦)

૧૬. નીચલી જાતિનો માણસ જે ઊંચી જાતિના માણસની સાથે એક જ બેઠક પર પોતે બેસવાનો પ્રયાસ કરે તેને નિતંબ પર ડામ દેવામાં આવશે અને તેને દેશવટો આપવામાં આવશે અથવા (રાજા) તેના નિતંબ પર ઊંડો જખમ કરાવશે. (એજન ૮:૨૮૧)

૧૭. જો ઉદ્ધત થઈને તે (ઉપલી જાતિના માનવી પર) થૂકે તો રાજા તેના બંને હોઠ કપાવી નાખશે, જો તે (તેના પર) પેશાબ કરે તો તેની જનનેન્દ્રિય કપાવી નાખશે; જો તે (તેની સામે) વાછૂટ કરે તો તેની ગુદા ભંગાવી નાખશે. (એજન ૮:૨૮૨)

૧૮. જો તે (ઉપલી જાતિના માનવીના) વાળ પકડે તો (રાજા) કશોય વિચાર કર્યા વિના તેના હાથ કાપી નાખશે અને એ જ રીતે (જો તે તેને પગ અડકાડે તો) તેની દાઢી, ગરદન અને અંડકોશ કપાવી નાખશે. (એજન ૮:૨૮૩)

**દરેક વર્ણનો દરજ્જો, ગૌરવ અને સ્થિતિ.**

૧. માનવી નાભિથી (નીચેના ભાગ કરતાં) ઉપરના ભાગમાં વધુ શુદ્ધ હોવાનું કહેવાય છે; તેથી સ્વયંભૂએ પોતાના મોઢાને પોતાના સૌથી વધુ શુદ્ધ (ભાગ) તરીકે જાહેર કર્યું છે. (મનુ ૧:૯૨)

૨. બ્રાહ્મણ મોઢામાંથી ઉત્પન્ન થયો હોવાથી અને તે સૌ પ્રથમ જન્મ્યો હોવાથી અને તે વેદ ધારણ કરનારો હોવાથી અધિકારની દૃષ્ટિએ તે તેના સમગ્ર સર્જનનો અધિષ્ઠાતા છે. (એજન ૧:૯૩)

૩. સ્વયંભૂ માટે સખત તપશ્ચર્યા કરવાના કારણે તેને પોતાના મુખમાંથી પ્રથમ ઉત્પન્ન કર્યો કે જેથી કરીને દેવોને અને મૃતાત્માઓને અર્પણ કરી શકાય અને આ વિશ્વની સાચવણી કરી શકાય. (એજન ૧:૯૪)

૪. જેના મુખ મારફત દેવો સતત બલિદાનની ભોજન સામગ્રી આરોગતા હોય અને મૃતાત્માઓ અર્પણ સ્વીકારતા હોય તેનાથી કયો ઉત્પન્ન થયેલો માનવી આગળ હોઈ શકે ? (એજન ૧:૯૫)

૫. ઉત્પન્ન થયેલા માનવીઓમાં સૌથી ઉત્કૃષ્ટ એમને કહેવામાં આવે છે જેઓ જીવંત બનાવાયા છે; આ જીવંત પ્રાણીઓમાંથી જેઓ બુદ્ધિ દ્વારા જીવે છે અને બુદ્ધિજીવીઓમાં જેઓ માનવી છે તેમાં બ્રાહ્મણોને સર્વોચ્ચ ગણવામાં આવ્યાં છે. (એજન ૧:૯૬)

૬. અસ્તિત્વમાં આવતો બ્રાહ્મણ આ પૃથ્વી પર સૌથી ઉચ્ચ તરીકે જન્મ્યો છે અને તે તમામ જન્મેલાં પ્રાણીઓમાં અધિષ્ઠાતા સમાન છે. (એજન ૧:૯૯)

૭. આ વિશ્વમાં જે કંઈ અસ્તિત્વ ધરાવે છે તે બ્રાહ્મણની મિલકત છે; તેના જન્મની ઉત્કૃષ્ટતાના કારણે તે ખરેખર તમામનો હકદાર છે. (એજન ૧:૧૦૦)

૮. બ્રાહ્મણ અજ્ઞ હોય કે પ્રજ્ઞ હોય, તે મહાન દૈવી વ્યક્તિ છે, અગ્નિની જેમ; પછી ભલે એને (સળગતી આહુતિની સિદ્ધિ માટે) લઈ જવામાં આવે કે લઈ જવામાં ન આવે, તેમ છતાં તે મહાન દેવતા છે. (એજન ૯:૩૧૭)

૯. આમ, બ્રાહ્મણો પોતે તમામ (પ્રકારના) હલકા વ્યવસાયોમાં કામે રહે છે તેમ છતાં પણ તેઓને દરેક રીતે માન આપવું જોઈએ; કારણ કે (તે દરેક) મહાન દેવતા છે. (એજન ૯:૩૧૯)

૧૦. પવિત્ર નક્ષત્રગણ હેઠળ શુભ મુહૂર્તમાં અથવા નસીબવંતા ચાન્દ્રદિને પૃથ્વી

પર જન્મ થયાના દસમા કે બારમા દિવસે બાળકની નામકરણ વિધિ પિતા કરે છે કે કરાવે છે. (મનુ ૨:૩૦)

૧૧. બ્રાહ્મણનું નામ પવિત્ર રહે, ક્ષત્રિયનું નામ સત્તા સાથે જોડાય, વૈશ્યનું નામ સંપત્તિ સાથે જોડાય પરંતુ શૂદ્રનું નામ તિરસ્કરણીય રાખવું. (એજન ૨:૩૧)

૧૨. બ્રાહ્મણના નામનો બીજો ભાગ સુખવાચક રહે, ક્ષત્રિયના નામમાં રક્ષણ સૂચવાય, વૈશ્યના નામમાં સમૃદ્ધિસૂચક અભિવ્યક્તિ આવે અને શૂદ્રના નામમાં સેવાદર્શક અભિવ્યક્તિ આવે. (એજન ૨:૩૨)

૧૩. બ્રાહ્મણ એવા દેશમાં ન રહે કે જ્યાંના શાસકો શૂદ્રો હોય અથવા શાસકની આસપાસ અનીતિમાન માણસો હોય અથવા શાસક નાસ્તિકોનો ગુલામ હોય અથવા શાસક તદ્દન નીચલી જાતિઓના માણસોથી ઘેરાયેલો રહેતો હોય. (એજન ૪:૬૧)

૧૪. જ્યારે રાજા પોતે (દાવાદારોનાં) કારણો અંગે નિર્ણય કરી શકતો ન હોય ત્યારે તેણે જુદાં જુદાં શાસ્ત્રોમાં પારંગત એવા બ્રાહ્મણને એ કામ માટે નિયુક્ત કરવો. (કાત્યાયન ૬૩)

૧૫. જ્યાં (ગણાવેલી ગુણવત્તાથી મંડિત એવો) બ્રાહ્મણ મળી શકે એમ ન હોય ત્યાં (રાજાએ) પવિત્ર કાયદામાં કાર્યદક્ષ એવા ક્ષત્રિયને અથવા વૈશ્યને નિયુક્ત કરવો, પરંતુ (રાજાએ) શૂદ્રને ન્યાયાધીશ બનાવતાં કાળજીપૂર્વક ટાળવો. (એજન ૬૭)

૧૬. આ લોકોની તુલનામાં ન્યાયાધીશો તરીકે) બીજાઓએ ગમે તે કર્યું હોય તો પણ તેને ખોટી રીતે કર્યું હોવાનું ગણવું – પછી ભલે તેઓ (રાજાના) અધિકારીઓ હોય અને કદાચ તેવો નિર્ણય પવિત્ર પુસ્તકો અનુસાર હોય. (એજન ૬૮)

૧૭. બ્રાહ્મણ કે જે પોતાની જાતિના નામ દ્વારા જ માત્ર જીવી રહ્યો હોય છે અથવા જે પોતાની જાતને માત્ર બ્રાહ્મણ જ કહેતો હોય (પછી ભલે તેની ઉત્પત્તિ અચોક્કસ હોય તો પણ) તેવો બ્રાહ્મણ રાજાની મરજીથી તેને કાયદાનું અર્થઘટન સમજાવી શકશે, પરંતુ શૂદ્ર કદી પણ નહિ. (મનુ ૮:૨૦)

૧૮. જે તે સમ્રાટ, શૂદ્ર કાયદો ઘડતો હોય તેને જોયા કરે તો તેનું સામ્રાજ્ય ગાય કીચડમાં ખૂંપી જાય છે તેમ ડૂબી જશે. (એજન ૮:૨૧)

૧૯. જે બ્રાહ્મણ કાયદો જાણતો હોય તેણે કોઈ પણ (ગુનો) રાજાના ધ્યાન

પર લાવવો નહિ, તે તેની પોતાની સત્તાથી જ જેઓએ તેને ઇજા પહોંચાડી હોય તે માણસોને શિક્ષા કરી શકશે. (મનુ ૯:૩૧)

૨૦. તેની પોતાની સત્તા રાજાની સત્તા કરતાં વધુ મોટી છે; તેથી બ્રાહ્મણ એકલો તેની પોતાની સત્તાથી જ તેના દુશ્મનોને શિક્ષા કરી શકશે. (એજન ૧૧:૩૨)

૨૧. બ્રાહ્મણને (વિશ્વનો) સર્જક, શિક્ષક, (અને તેથી) (તમામ સર્જાયેલી વસ્તુઓનો) શુભેચ્છક (હોવાનું) જાહેર કરવામાં આવ્યું છે; કોઈ પણ માનવી તેના અંગે કશુંય અશુભ બોલે નહિ અથવા કોઈ કડવા શબ્દોનો ઉપયોગ કરે નહિ. (એજન ૧૧:૩૫)

## વર્ણો વચ્ચે આંતરસંબંધ

### ૧

૧. ચાર જાતિઓની વિશ્વ વ્યવસ્થામાં ગુલામી ઇશ્વરનિર્ધારિત નથી. (નારદ ૫.૩૯)

૨. ત્રણે વર્ણોના સભ્યો ગુલામો થઈ જાય પણ બ્રાહ્મણ કદીય ગુલામ બને નહિ. (ત્રણે) વર્ણોની બાબતમાં એટલે કે ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રોની બાબતમાં ગુલામી તેઓના સીધા ક્રમમાં છે અને તેઓના ઊલટા ક્રમમાં નથી. શૂદ્ર, ચારે જ્ઞાતિઓના કોઈ પણ માલિકનો ગુલામ થઈ શકે, વૈશ્ય, પહેલી ત્રણ જ્ઞાતિઓના કોઈ પણ માલિકનો ગુલામ થઈ શકે પરંતુ શૂદ્ર માલિકનો નહિ, ક્ષત્રિય, બ્રાહ્મણ અથવા ક્ષત્રિય માલિકનો ગુલામ થઈ શકે પરંતુ વૈશ્ય અથવા શૂદ્ર માલિકનો નહિ. (કાત્યાયન : ૭:૧૫ : ૭:૧૬)

૩. એક જ જ્ઞાતિના કોઈ માણસે (એટલે કે બ્રાહ્મણે) કોઈ બ્રાહ્મણને ગુલામ તરીકે કામે રાખવો નહિ. કોઈ માણસ ક્ષત્રિય, વૈશ્ય અથવા શૂદ્ર હોય તો તે પ્રસંગોપાત એ જ જ્ઞાતિના માણસ માટે ગુલામ તરીકે કામગીરી કરે (તેના પોતાના માણસ તરીકે) પરંતુ બ્રાહ્મણને ગુલામની કામગીરી કદી પણ કરવા દેવી જોઈએ નહિ. (એજન ૭:૧૭ : ૭:૧૮)

### ૨

૪. દ્વિજ બે વાર જન્મેલા માણસોના પ્રથમ લગ્ન માટે (પત્નીઓ) સમાન જ્ઞાતિની ભલામણ કરવામાં આવે છે; પરંતુ જેઓ ઇચ્છાથી (ફરી વાર લગ્ન કરવા) જાય તેઓ માટે (જ્ઞાતિઓના) (સીધા) ક્રમ અનુસાર (પસંદ કરેલી)

નીચેની સ્ત્રીઓની સૌથી વધુ ભલામણ કરવામાં આવે છે. (મનુ. ૩:૧૨)

૫. એવું જાહેર કરવામાં આવ્યું છે કે માત્ર શૂદ્ર સ્ત્રી જ શૂદ્રની પત્ની (થઈ શકે છે), તે સ્ત્રી અને તેની પોતાની જ્ઞાતિની એક સ્ત્રી વૈશ્યની (પત્ની) થઈ શકે છે, તે બે અને તેની પોતાની જ્ઞાતિની એક સ્ત્રી ક્ષત્રિયની (પત્ની) થઈ શકે છે અને તે ત્રણ અને તેની પોતાની જ્ઞાતિની એક સ્ત્રી બ્રાહ્મણની (પત્ની) થઈ શકે છે. (એજન ૩:૧૩)

૬. જો દ્વિજ માણસો તેઓની પોતાની જ્ઞાતિની અને બીજી (નીચલી જ્ઞાતિઓની સ્ત્રીઓને પરણે તો એ (પત્નીઓ)ની અગ્રતા, આદર અને આવાસ જ્ઞાતિઓ (વર્ણ)ના ક્રમ પ્રમાણે નક્કી કરવાં જોઈએ. (મનુ ૯:૮૫)

૭. દ્વિજ તમામ માણસોમાં, કોઈપણ રીતે જુદી જુદી જ્ઞાતિની પત્ની નહિ પરંતુ માત્ર સમાન જ્ઞાતિની પત્નીને જ પોતાના પતિની તહેનાતમાં અંગત રીતે હાજર રહેવાનો અને તેન રોજિંદા પવિત્ર અધિકારોમાં મદદરૂપ થવાનો અધિકાર રહેશે. (એજન ૯:૮૬)

૮. જે શૂદ્રે બે વાર જન્મેલી જ્ઞાતિની સ્ત્રી (દ્વિજ) સાથે સંભોગ કર્યો હોય – પછી ભલે તે સાવચેતીપૂર્વક હોય કે, કે વગર વિચારે હોય – તો પણ તેને નીચેની રીતે શિક્ષા કરવામાં આવશે; જો તે સ્ત્રીએ વગર વિચારે સંભોગ કરવા દીધો હોય તો તે તે પુરુષ લિંગ ભાગ અને તેની તમામ મિલકત ગુમાવે છે; જો તે સ્ત્રીએ સાવચેતીપૂર્વક સંભોગ કરવા દીધો હોય તો તે પુરુષ સર્વસ્વ (તેની જિંદગી પણ) ગુમાવે છે. (એજન ૮:૩૭૪)

૯. (પરણિત બ્રાહ્મણી સાથેના સંભોગ માટે) વૈશ્યની તમામ મિલકત એક વર્ષની કેદ બાદ જપ્ત થશે; ક્ષત્રિયને એક હજાર (પણ)નો દંડ કરવામાં આવશે અને (ગધેડાના) મૂત્ર વડે તેની હજામત કરવામાં આવશે. (એજન ૮:૩૭૫)

૧૦. જો વૈશ્યને કે ક્ષત્રિયને કુંવારી બ્રાહ્મણી સાથે સંબંધ હોય તો તે વૈશ્યનો પાંચસો (પણ)નો અને ક્ષત્રિયનો એક હજાર (પણ)નો દંડ કરી શકશે. (એજન ૮:૩૭૬)

૧૧. જો વૈશ્ય પરણિત ક્ષત્રિય જ્ઞાતિની સ્ત્રી પાસે જાય અથવા ક્ષત્રિય પરણિત વૈશ્ય સ્ત્રી પાસે જાય તો તેઓ બંને, કુંવારી બ્રાહ્મણ સ્ત્રીની બાબતમાં છે તે પ્રમાણેની જ શિક્ષાને પાત્ર બને છે. (એજન ૮:૩૮૨)

૧૨. જો બ્રાહ્મણે એ બે (જ્ઞાતિઓ)ની પરણેલી (સ્ત્રીઓ) સાથે સંભોગ કર્યો હોય તો તેને એક હજાર (પણ)નો દંડ ચૂકવવાની ફરજ પાડવામાં આવશે; પરણિત શૂદ્ર સ્ત્રી સાથે (ગુનો કરવા) માટે ક્ષત્રિય કે વૈશ્ય પર એક હજાર પણનો દંડ નાખવામાં આવશે. (મનુ ૮:૩૮૩)

૧૩. કુંવારી ક્ષત્રિય ક્ષત્રિય (સ્ત્રી) સાથે (સંભોગ કરવા) માટે વૈશ્ય પર પાંચસો (પણ)નો દંડ નાખવામાં આવશે; પરંતુ (એ જ ગુના માટે) ક્ષત્રિયની (ગધેડાના) મૂત્રથી હજામત કરવામાં આવશે અથવા એટલો જ દંડ (ચૂકવવાનો) રહેશે. (એજન ૮:૩૮૪)

૧૪. કોઈ બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્ય (જ્ઞાતિઓની) કુંવારી સ્ત્રીઓ પાસે જાય અથવા શૂદ્ર સ્ત્રી પાસે જાય તો તેનો પાંચસો (પણ)નો દંડ કરવામાં આવશે; પરંતુ તદ્દન નીચી (જાતિઓની) સ્ત્રી સાથે (સંભોગ માટે) એક હજાર પણનો દંડ કરવામાં આવશે. (એજન ૮:૩૮૫)

૩

૧૫. સદ્‌ગૃહસ્થે, નિયમો અનુસાર, પોતાની મેળે ઘેર આવેલા મહેમાનને બેસવાનું અને પાણી આપવું જોઈએ તેમજ તેની શક્તિ પ્રમાણે તમતમતા મસાલાથી સજાવેલી ખાદ્યસામગ્રી આપવી જોઈએ. (એજન ૩:૯૯)

૧૬. પરંતુ કોઈ ક્ષત્રિય, બ્રાહ્મણના ઘેર આવે તો તેને અતિથિ કહેવાય નહિ તેમ જ શૂદ્રને કે વૈશ્યને પણ અંગત મિત્ર કે સંબંધી કે શિક્ષક ગણાતો નથી. (એજન ૩:૧૧૦)

૧૭. પરંતુ જો ક્ષત્રિય, બ્રાહ્મણના ઘેર મહેમાન રૂપે આવે તો સદ્‌ગૃહસ્થ તેની ઇચ્છા પ્રમાણે તેને જમવાનું આપે પણ બ્રાહ્મણોએ જમી લીધા પછી. (એજન ૩:૧૧૧)

૧૮. વૈશ્ય અને શૂદ્ર પણ જો તેના ઘેર અતિથિઓ રૂપે આવે તો તેણે પોતાની રહેમભરી સ્થિતિ દર્શાવીને તેના નોકરો સાથે તેઓને જમવાનું આપવું. (એજન ૩:૧૧૨)

### ફરજો - વિશેષાધિકારો - છૂટછાટ - અપાત્રતા વગેરે

### (૧)

૧. જે બ્રાહ્મણો બ્રહ્મમયથવાના સાધનોની ઇચ્છા રાખતા હોય અને પોતાની ફરજો બજાવવામાં મક્કમ હોય તેઓએ નીચે યોગ્ય ક્રમમાં ગણાવેલાં છ

કાર્યોનું પાલન કરવાનું રહેશે. (મનુ ૧૦:૭૪)

૨. પોતાની જાતને શિક્ષણ આપવું, પોતે અભ્યાસ કરવો, બીજાઓ માટે ભોગ આપવો, બક્ષિસો આપવી અને ભેટો સ્વીકારવી – એ બ્રાહ્મણ માટે (નિયત કરેલાં) છ કાર્યો છે. (એજન ૧૦:૭૫)

૩. પરંતુ તેના માટે આ છ (વિધિનિર્મિત) કાર્યોમાંથી ત્રણ કાર્યો તેના નિર્વાહનાં સાધનો છે (એટલે કે) બીજાઓ માટે ભોગ આપવો, શિક્ષણ આપવું અને પવિત્ર માણસો પાસેથી બક્ષિસો સ્વીકારવી. (એજન ૧૦:૭૬)

૪. બ્રાહ્મણ પછીથી ક્ષત્રિય માટે (જતાં) (બ્રાહ્મણ માટે ફરજિયાત બનાવેલાં) ત્રણ કાર્યો અંગે એટલે કે શિક્ષણ આપવા બીજાઓ માટે ભોગ આપવા અને એ રીતે બક્ષિસો સ્વીકારવા અંગે મનાઈ ફરમાવવામાં આવી છે. (એજન ૧૦:૭૭)

૫. એ જ કાર્યોની એ જ રીતે વૈશ્યને મનાઈ ફરમાવવામાં આવી છે એ નિયત કરાયેલો નિયમ છે; કારણકે મનુએ એટલે કે પ્રજાપતિએ એ બે (જ્ઞાતિઓ) (ના માણસો) માટે તે નિયત કર્યાં નથી. (એજન ૧૦:૭૮)

૬. ક્ષત્રિયો માટે નિર્વાહનાં સાધનો તરીકે શસ્ત્રો વાપરવા માટે અને ફેંકવા માટે લઈ જવાનું (નિયત કરવામાં આવ્યું છે); વૈશ્યો માટે વેપાર કરવાનું, ઢોર (ઉછેરવાનું) અને ખેતી કરવાનું નિયત કરવામાં આવ્યું છે; પરંતુ તેઓની ફરજો છે ઉદારતા, વેદોનો અભ્યાસ અને ભોગો ચઢાવવા. (એજન ૧૦:૭૯)

૭. જુદા જુદા વ્યવસાયોમાં સૌથી વધુ પ્રશંસનીય છે, બ્રાહ્મણ માટે વેદોનું શિક્ષણ આપવું, ક્ષત્રિય માટે લોકોનું રક્ષણ કરવું અને વૈશ્ય માટે વેપાર કરવો. (એજન ૧૦:૮૦)

૮. શૂદ્ર માટે બ્રાહ્મણોની સેવાને જ ઉત્તમ વ્યવસાય (હોવાનું) જાહેર કરવામાં આવ્યું છે; આ ઉપરાંત તે બીજું ગમે તે કામ કરે તેમ છતાં તેનું ફળ તેને મળશે નહિ. (એજન ૧૦:૧૨૩)

(૨)

૯. પરંતુ, ઉપર જણાવ્યા તેવા પોતાના અમુક પ્રકારના વ્યવસાયો દ્વારા નિર્વાહ નહિ કરી શકતો બ્રાહ્મણ, ક્ષત્રિયોને લાગુ પડતા કાયદા મુજબ જીવી શકે છે; કારણકે ક્ષત્રિય, કક્ષામાં તેની પછીના ક્રમે આવે છે. (એજન ૧૦:૮૧)

૧૦. જો એવું પૂછવામાં આવે, "જો તે પોતાના (આ કોઈ પણ વ્યવસાયો) દ્વારા પોતાની જાતે નિર્વાહ કરી ન શકે તો એ કેવું થશે ? તો એનો જવાબ એ છે કે બ્રાહ્મણ પોતે ખેતી અપનાવીને અને પશુપાલન કરીને વૈશ્યની જીવનપદ્ધતિ અપનાવી શકે છે. (મનુ ૧૦:૮૨)

૧૧. દુ:ખમાં આવી પડેલો ક્ષત્રિય આ સાધનો (ક્ષત્રિયો માટે ખુલ્લાં છે તે) દ્વારા નિર્વાહ કરી શકે છે. (એજન ૧૦:૯૫)

૧૨. જે વૈશ્ય તેની પોતાની ફરજો દ્વારા નિર્વાહ કરી શકતો ન હોય તે, (પોતાને) માટે મનાઈ ફરમાવી હોય તેવાં કાર્યોને ટાળીને શૂદ્રની જીવનપદ્ધતિ દ્વારા પોતાનો નિર્વાહ કરી શકે છે અને તે એમ કરી શકે ત્યારે તેણે એ ત્યજી દેવી જોઈએ. (એજન ૧૦:૯૮)

૧૩. પરંતુ કોઈ શુદ્ર, દ્વિજ પાસે કોઈ સેવા મેળવી ન શકે અને (ભૂખને કારણે) પોતાના પુત્રો અને પત્ની ગુમાવવાનો ડર ઊભો થાય તો તે હસ્તકલા દ્વારા પોતાનો નિર્વાહ કરી શકે છે. (એજન ૧૦:૯૯)

(૩)

૧૪. ક્ષત્રિયે ઉદ્ધતાઈપૂર્વક ક્યારેય તેના કરતાં વધુ સારા (એટલે કે બ્રાહ્મણો) માટે (નિયત કરેલી) જીવનપદ્ધતિ અપનાવવી જોઈએ નહિ. (એજન ૧૦:૯૫)

૧૫. (રાજાએ) વૈશ્યને વેપાર કરવાનો, નાણા ધીરવાનો, જમીન ખેડવાનો અને પશુ ધીરવાનો હુકમ કરવો જોઈએ અને શૂદ્રને દ્વિજ જ્ઞાતિઓની સેવા કરવાનો હુકમ કરવો જોઈએ. (એજન ૮:૪૧૦)

૧૬. (રાજાએ) વૈશ્યોને અને શૂદ્રોને કાળજીપૂર્વક ફરજ પાડવી જોઈએ કે તેઓ તેઓના માટે (નિયત કરેલી) કામગીરી બજાવે; કારણકે જો આ બંને (જ્ઞાતિઓ) પોતાની ફરજોમાંથી ચલિત થઈ જાય તો તેઓ આ (સમગ્ર) વિશ્વને ગૂંચવાડામાં નાખી દેશે. (એજન ૮:૪૧૮)

(૪)

૧. લાકડીની મદદથી હરતોફરતો અંધ માનવી કે મૂર્ખ માનવી કે લંગડો માનવી, પૂરાં સિત્તેર વર્ષનો વૃદ્ધ માનવી અને શ્રોત્રિયો પર લાભ વરસાવતો માનવી એ તમામને (રાજા) વેરો ચૂકવવાની ફરજ પાડશે નહિ. (એજન ૮:૩૯૪)

૨. કોઈપણ રાજા (જરૂરિયાતોના કારણે) ગ્રસ્ત હોય તો પણ શ્રોત્રિયો પર વેરો નાખવો જોઈએ નહિ અને તેના રાજ્યમાં રહેતો કોઈ પણ શ્રોત્રિયો ભૂખથી

મરી જવો જોઈએ નહિ. (મનુ ૭:૧૩૩)

૩. રાજાએ પોતાના રાજ્યમાં રહેતા સામાન્ય રહેવાસીઓ કે જેઓ વેપાર દ્વારા આજીવિકા કમાતા હોય તેઓને વેરો કહેવામાં આવતી અમુક નજીવી રકમ દર વર્ષે ચૂકવવાનું કહેવું જોઈએ. (એજન ૭:૧૩૭)

૪. યંત્રકારીગરો અને હાથકારીગરો તેમજ શૂદ્રો કે જેઓ શારીરિક મજૂરી દ્વારા નિર્વાહ ચલાવતા હોય તેઓને (રાજાએ) (પોતાના માટે) દર મહિને એક (દિવસ) કામ કરાવી શકે છે. (એજન ૮:૧૩૮)

૫. મૃત્યુદંડના સ્થાને બ્રાહ્મણ માટે (માથાનું) મુંડન કરાવવું વિધિનિર્મિત છે; પરંતુ બીજી જ્ઞાતિઓના માણસોએ મૃત્યુદંડ સહન કરવો પડશે. (એજન ૮:૩૭૯)

૬. બ્રાહ્મણે તમામ (શક્ય) ગુનાઓ કર્યા હશે તો પણ (રાજા) તેનો કદી વધ કરી શકશે નહિ; આવા (ગુનેગારને) તેની તમામ મિલકત રાજાને આપી દઈને (તેનાં શરીરને) કશી ઇજા પહોંચાડ્યા વગર દેશવટો આપવો. (એજન ૮:૩૮૦)

૭. બ્રાહ્મણનો વધ કરતાં પૃથ્વી પર બીજો કોઈ મોટો ગુનો નથી; તેથી રાજાએ બ્રાહ્મણનો વધ કરવાનો વિચાર તેના મનમાં પણ લાવવો જોઈએ નહિ. (એજન ૮:૩૮૧)

૮. જ્યારે શિક્ષિત બ્રાહ્મણને અગાઉના (સમયમાં) અનામત મૂકી રાખેલો ખજાનો મળે તો તે આખેઆખો (પણ) તેને રાખી લઈ શકતો હતો; કારણ કે તે તમામનો માલિક હતો. (એજન ૮:૩૭)

૯. જ્યારે રાજાને જમીનમાં દાટેલો જૂનો ખજાનો મળે તો તેમાંથી અડધો ખજાનો તેણે બ્રાહ્મણોને આપી દેવો જોઈએ અને બીજો અડધો પોતાની તિજોરીમાં મૂકી દેવો જોઈએ. (એજન ૮:૩૮)

### જીવન પદ્ધતિ

૧. (જે શૂદ્ર) પવિત્ર હોય, તેનાથી વધુ ચઢિયાતી વ્યક્તિઓનો નોકર હોય, તેની વાણી નમ્ર હોય અને અભિમાનમુક્ત હોય તે હંમેશાં બ્રાહ્મણો સાથે આશ્રય પામે છે તે (બીજા જન્મમાં) ઊંચી જ્ઞાતિને પામે છે. (એજન ૯:૩૩૫)

૨. શૂદ્રે સ્વર્ગ ખાતર કે (આ જન્મ અને આવતા જન્મ) એ બંને દૃષ્ટિએ

બ્રાહ્મણોની સેવા કરવી જોઈએ, કારણ કે જેને બ્રાહ્મણોનો સેવક કહેવામાં આવે છે તેને તે દ્વારા તેના તમામ અર્થોમાં લાભ પ્રાપ્ત થાય છે. (મનુ ૧૦:૧૨૨)

૩. જો (બ્રાહ્મણોની સેવા દ્વારા નિર્વાહ કરી શકતો ન હોય તેવો) શૂદ્ર આજીવિકા માગતો હોય તો તેણે ક્ષત્રિયની સેવા કરવી અથવા તે સમૃદ્ધ વૈશ્યની સેવા કરીને પણ પોતાની જાતનો નિભાવ કરી શકશે. (એજન ૧૦:૧૨૩)

૪. તેઓએ તેઓની પોતાની કૌટુંબિક (મિલકત)માંથી તેને યોગ્ય નિર્વાહ પૂરતું ફાળવી આપવું જોઈએ પરંતુ એમ કરવામાં તેની શકિત, તેના ખંત અને તેણે જેઓનો નિભાવ કરવાનો હોય તેઓની સંખ્યાને લક્ષમાં લેવી જોઈએ. (એજન ૧૦:૧૨૪)

૫. તેઓએ છાંડેલો ખોરાક તેમજ તેઓનાં જૂનાં કપડાં, તેઓના અનાજમાંથી રહેલો શેષ ભાગ અને તેઓનું જૂનું ઘરવપરાશનું ફર્નિચર તેને આપવું જોઈએ. (એજન ૧૦:૧૨૫)

૬. શૂદ્ર (તેમ કરી શકતો હોય) તેમ છતાં પણ તેણે સંપત્તિ એકઠી કરવી જોઈએ નહિ; કારણ કે જે શૂદ્રે સંપત્તિ એકઠી કરી હોય તે બ્રાહ્મણને દુ:ખી કરે છે. (એજન ૧૦:૧૨૯)

૭. જે શૂદ્રો કાયદા પ્રમાણે જીવતા હોય તેઓએ દર મહિને (પોતાનાં માથાંનું) મુંડન કરાવવું પડશે; તેઓના શુદ્ધિકરણની પદ્ધતિ વૈશ્યોની પદ્ધતિ પ્રમાણેની જ (રહેશે) અને તેઓનો ખોરાક આર્યોના ભોજનના વધેલા શેષ ભાગ રહેશે. (એજન ૫:૧૪૦)

એમ કહેવાય છે કે જે સમાજ માટે પ્રાચીન કાયદા ઘડનારાઓએ તેઓના વટહુકમો નિયત કર્યા તેમાં બે ભાગ હતા - એક ભાગમાં એવા લોકો હતા કે જેઓ ચાતુર્વર્ણ્યની પદ્ધતિની અંદર આવી જતા હોય. બીજા ભાગમાં એવા લોકો આવી જતા હતા કે જેઓ ચાતુર્વર્ણ્યના વ્યાપની બહાર હતા. મનુમાં તેઓને બાહ્ય એટલે કે ચાતુર્વર્ણ્યની બહાર આવેલા કહેવામાં આવે છે. તેઓને નીચી જ્ઞાતિઓના કહેવામાં આવે છે. આ નીચી જ્ઞાતિઓનો પ્રારંભ એ એવો વિષય છે જેની સાથે મારે આ ક્ષણે કંઈ સંબંધ નથી. એટલું જ કહેવું પૂરતું થઈ પડશે કે હિંદુઓના આ પ્રાચીન કાયદા ઘડનારાઓ અનુસાર આ નીચી

જ્ઞાતિઓ, ચાતુર્વર્ણ્યની પદ્ધતિની અંદર સમાવિષ્ટ હતા તેવા ચાર વર્ગો - બ્રાહ્મણો - ક્ષત્રિયો-વૈશ્યો-શૂદ્રો વચ્ચેનાં આંતરલગ્નોના વંશજનું પરિણામ છે. આ કેટલે અંશે સાચું છે તે અન્ય કોઈ સમયે તપાસવામાં આવશે. આપણે તો મુખ્યત્વે ઉદ્દભવ સાથે નહિ પણ સામાજિક સંબંધ સાથે નિસબત ધરાવીએ છીએ. ચાતુર્વર્ણ્યની અંદર જેઓ હતા તેઓને લગતા વટહુકમો અત્યાર સુધી આપવામાં આવ્યા છે. હવે, ચાતુર્વર્ણ્યની બહાર જેઓ હતા અથવા જેઓને નીચી જ્ઞાતિઓના ગણવામાં આવતા હતા તેઓને લગતા વટહુકમો આપવાનું બાકી રહે છે. નીચી જ્ઞાતિઓના જીવનને વિનિયમિત કરતા વટહુકમો બહુ થોડા છે એમ કહેવું વિચિત્ર છે. તે ભલે થોડાક જ હોય તેમ છતાં તેઓના કારણે તેઓને પાપનો એકરાર કરવાનો એટલો ટૂંકો સમય મળતો હતો કે વટહુકમોની વધુ વિગતવાર સંહિતા માટે કોઈને કશી જરૂર રહેતી નહિ. તે વટહુકમો નીચે પ્રમાણે છે :

૧. આ વિશ્વમાંની એવી તમામ જનજાતિઓ કે જેઓને, (બ્રાહ્મણ)ના મુખ, હાથ, જાંઘો અને પગમાંથી જેઓ જન્મી હોય તેવી (કોમ)માંથી બાકાત રાખવામાં આવે છે તેઓને દસ્યુઓ કહેવામાં આવે છે પછી ભલે તેઓ મ્લેચ્છોની ભાષા બોલતી હોય કે પછી આર્યોની ભાષા બોલતી હોય. (મનુ. ૧૦:૪૫)

૨. જાણીતાં વૃક્ષો અને દફન ભૂમિ નજીક, પર્વતો પર અને ઝાડની ઘટાઓમાં આ જાતિઓને રહેવા દેવી જોઈએ, તેઓને (અમુક નિશાનીઓ દ્વારા) ઓળખવી જોઈએ અને તેઓનો અમુક વ્યવસાયો દ્વારા નિર્વાહ કરવો જોઈએ. (એજન ૧૦:૫૦)

૩. પરંતુ ચાંડાળો અને સ્વપાકોનાં રહેઠાણો ગામની બહાર રહેશે. તેઓને અપાત્ર બનાવવા જોઈએ અને તેઓની સંપત્તિ શ્વાનો અને ગર્દભો રહેશે. (એજન ૧૦:૫૧)

૪. તેઓનાં વસ્ત્રો મૃત માનવીઓનાં કપડાં રહેશે, તેઓ પોતાનો ખોરાક તૂટેલાં વાસણોમાં ખાશે, કાળા લોખંડનાં તેઓનાં ઘરેણાં રહેશે અને તેઓએ એક સ્થળેથી બીજે સ્થળે હંમેશાં ભટકવાનું રહેશે. (એજન ૧૦:૫૨)

૫. જે માનવી ધાર્મિક ફરજ પરિપૂર્ણ કરશે તે તેઓ સાથે વ્યવહારની ઇચ્છા રાખી શકશે નહિ; તેઓના વ્યવહાર તેઓની વચ્ચે જ રહેશે અને તેઓનાં લગ્નો

તેઓની સમાન હશે તેઓની સાથે જ કરી શકાશે. (એજન ૧૦:૫૩)

૬. તેઓનો ખોરાક તેઓને (આર્ય સિવાયના) બીજા લોકોએ તૂટેલી થાળીમાં આપવાનો રહેશે; રાત્રે તેઓ ગામોમાં કે નગરોમાં હરીફરી શકશે નહિ. (એજન ૧૦:૫૪)

૭. દિવસ દરમિયાન તેઓ પોતાના કામે જઈ શકશે પણ રાજાની આજ્ઞાથી તેઓની નિશાનીઓ ભિન્ન રાખવામાં આવશે અને જેઓનાં સંબંધીઓ ન હોય તેવી (વ્યક્તિઓના) મૃતદેહોને તેઓ લઈ જઈ શકશે - એ એક નિયત કરાયેલો નિયમ છે. (એજન ૧૦:૫૫)

૮. રાજાના આદેશથી તેઓ ગુનેગારો અંગે કાયદા મુજબ હંમેશાં અમલ કરી શકશે, અને તેઓ પોતાના માટે (આવાં) ગુનેગારોનાં કપડાં, બિસ્તરા અને ઘરેણાં લઈ જઈ શકશે. (મનુ ૧૦:૫૬)

૯. જે વ્યકિતએ તદ્દન નીચી જ્ઞાતિઓની સ્ત્રી સાથે સંબંધ બાંધ્યો હોય તેની હત્યા કરવામાં આવશે. (વિષ્ણુસ્મૃતિ ૫:૪૩)

૧૦. જો કોઈ વ્યક્તિ (ચંડાળ અથવા બીજી કોઈ નીચી જ્ઞાતિનો સભ્ય હોય તો) તેનો સ્પર્શ કરવો જોઈએ નહિ, તેનો ઇરાદાપૂર્વક સ્પર્શ કરીને જો કોઈ વ્યકિત દ્વિજ અપવિત્ર બને તો તેને દ્વિજ જો સ્પર્શે તો તેની હત્યા કરવી જોઈએ. (એજન ૫:૧૦૪)





# વિદેશોના સમાંતર ઉદાહરણો

**૧. રોમમાં ગુલામી. ૨. ઇંગ્લેન્ડમાં સામંતશાહી. ૩. યહૂદીઓ અને ગુલામી. ૪. નીગ્રો અને ગુલામી.**

સામાજિક અસમાનતા માત્ર હિંદુઓ પૂરતી જ મર્યાદિત નથી. તે બીજા દેશોમાં પણ પ્રવર્તમાન હતી અને સમાજને ઊંચો અને નીચો મુકત અને અમુકત, ગૌરવયુકત અને અપમાનિત – એ રીતે વિભાજિત કરવા માટે તે જવાબદાર હતી. પ્રાચીન અને આધુનિક એવા બીજા દેશોમાં ગુલામ અને અપમાનિત વર્ગોની સ્થિતિ અને દરજ્જા સાથે ભારતના અસ્પૃશ્યોની સ્થિતિ અને દરજ્જાની તુલના કરવાનું રસપ્રદ થઈ પડશે. તફાવતો અને સમાનતાઓની બુદ્ધિગમ્ય સમજ માટે, કોઈ પણ જાતની તુલના શરૂ કરાય તે પહેલાં આવા સમાંતર કેસોના ઇતિહાસ અંગે કંઈક ખ્યાલ હોવો આવશ્યક છે. વિશ્વના તમામ ભાગોમાંના આવા તમામ વર્ગોની સર્વે આપવી શકય નથી. તેમજ એ જરૂરી પણ નથી. અમુક વિશિષ્ટ પ્રકારના કેસોને જ દ્રષ્ટાંતો તરીકે લઈ શકાય.

હિંદુઓ અને અસ્પૃશ્યો વચ્ચેના સંબંધનો અભ્યાસ કરવામાં ત્રણ પ્રશ્નો એકદમ મનમાં ઉપસી આવે છે. અસ્પૃશ્યતા નાબૂદ કેમ નથી થઈ ? શા માટે હિંદુ, અસ્પૃશ્યો સામેના અન્યાયને કાયદેસર અને કાનૂની માને છે ? શા માટે હિંદુના અંતરાત્મામાં અસ્પૃશ્યો સાથેના તેના અમાનુષી વ્યવહારથી અરેરાટી નથી જન્મતી ?

— ૧ —

અસ્પૃશ્યોને જેમ જે વર્ગો નીચા અને અપમાનિત હતા તે એક સમયે બીજા સમાજોમાં પણ અસ્તિત્વમાં હતા. દા. ત. તેવા વર્ગો એકવાર પ્રાચીન રોમમાં અસ્તિત્વમાં હતા. પ્રાચીન રોમની વસ્તી પાંચ વર્ગોમાં હતી : (૧) કુલીન, (૨) અકુલીન, (૩) આશ્રિતો, (૪) ગુલામો અને (૫) મુકત માનવીઓ.

કુલીન શાસક વર્ગના હતા. તેઓ દરેક અર્થમાં નાગરિકો હતા. બાકીના તમામ દરજ્જામાં ગુલામ હતા. અકુલીન અને આશ્રિતો યુદ્ધમાં વિનાશ પામ્યા હતા. જેઓ નવા આવનારાઓ હતા તેમાંથી જેઓએ પ્રતિષ્ઠિત કુલીનોનાં કુટુંબોના વડાઓનું રક્ષણ મેળવ્યું અને જેઓ તેઓના ગુલામો થઈ જવા તૈયાર હતા તેઓ આશ્રિતો તરીકે ઓળખાયા. જેઓ તદ્દન સ્વતંત્ર હતા અને ખાનગી આશ્રયદાતાઓનો આશ્રય સ્વીકારવા તૈયાર ન હતા તેઓએ પોતાની જાતને સાર્વભૌમના પ્રત્યક્ષ રક્ષણ હેઠળ મૂક્યા અને શાહી ગણોતિયાઓ બની ગયા અને તેઓ અકુલીનો તરીકે ઓળખાયા. અકુલીનોને જંગમ અને સ્થાવર એમ બંને પ્રકારની મિલકત ધરાવવાનો અને તેને તબદીલ કરવાનો અને ખાસ અદાલતો દ્વારા તેના રક્ષણનો અધિકાર હતો. પરંતુ અકુલીનને શહેરની સરકારમાં કશો હિસ્સો ન હતો. તે એક અર્ધવિકસિત નાગરિક હતો. અકુલીનોને શહેરના ધર્મમાં ભાગ લેવાની મનાઈ હતી અને કુલીન તથા અકુલીન વચ્ચે આંતરલગ્નનો પ્રશ્ન જ ન હતો. આશ્રિતે આશ્રય અને નિભાવ માટે તેના અમીર આશ્રયદાતા સામે જોવું પડતું હતું. કુલીન આશ્રયદાતાએ તેના નિર્વાહ માટે જરૂરી હોય તે બધું પૂરું પાડવું પડતું હતું. અને તેની પત્ની તથા બાળકોનો પણ નિર્વાહ કરવો પડતો હતો. આ સંબંધ પરંપરાગત સંબંધ હતો જે એક આશ્રિત પિતા પોતાના પુત્રને વારસામાં આપતો હતો. આશ્રિતે પોતાના નિભાવ માટે પોતાના અમીર આશ્રયદાતા પર આધાર રાખવો પડતો હતો એટલું જ નહિ બલકે તેણે પોતાના કાનૂની રક્ષણ માટે પણ તેના પર આધાર રાખવો પડતો હતો. આશ્રિતને નાગરિક ન હોવાના કારણે દાવાનો કશો અધિકાર ન હતો અને તેના અમીર આશ્રયદાતાએ તેના આશ્રિતને તેની ઇજાઓ માટેની દાદમાં સહાય કરવી પડતી હતી અને જ્યારે તે દાવાકામમાં સંડોવાઈ જતો ત્યારે ટ્રિબ્યુનલો સમક્ષ તેની રજૂઆત કરવી પડતી હતી.

ગુલામોની વાત કરીએ તો તેઓ લાખોની સંખ્યામાં હતા. માત્ર એકાદ જ ધનિક જમીનધારક પાસે હજારોની સંખ્યામાં ગુલામો હોઈ શકતા અને માત્ર ગરીબ માણસ જ કોઈ ગુલામ રાખી શકતો નહિ. તે ગુલામો, માલિકી ધરાવવાની વસ્તુઓ હતા. કાયદાની નજરે તેઓ વ્યક્તિઓ ન હતા. અને તેથી તેઓને કશા અધિકારો ન હતા. થોડાક માયાળુ માલિકો તરફથી તેઓ સાથે માયાળુ વ્યવહાર કરવામાં આવતો હતો. પરંતુ સામાન્ય રીતે તેઓની સાથે સૌથી વધુ ક્રૂર વ્યવહાર કરવામાં આવતો હતો. સેનેકા એમ કહેતો ''જો કોઈ ગુલામ ભોજન

વખતે ખાંસતો કે છીંકતો, જો તે કૂંચીને જમીન પર અવાજ સાથે પાડી નાખતો, તો અમે ભારે ગુસ્સે થઈ જતા.... ઘણીવાર અમે તેને ખૂબ માર મારતા અને તેનો અવયવ કે દાંત તોડી નાખતા.'' એક ધનિક રોમન પોતાના ગુલામોને બેદરકારી માટે એવી શિક્ષા કરતો કે તેઓને માછલીઓના તળાવમાં નાખતો કે જેથી તેઓ સાપ જેવી ચોંટી રહેનારી માછલીઓનો ખોરાક બની જાય. જે ગુલામો પોતાના માલિકોને નાખુશ કરતા તેઓને સામાન્ય રીતે ભૂગર્ભ જેલમાં મોકલી દેવામાં આવતા હતા. દિવસ દરમિયાન તેઓએ ભારે લોખંડી સાંકળોથી બંધાઈને કામ કરવું પડતું હતું. ઘણા ગુલામોને લાલચોળ લોખંડથી ડામ દેવાતા હતા. ગુલામોને જ્યાં કામ કરવું પડતું તે મિલનું વર્ણન રોમન લેખકે આ રીતે કર્યું છે : 'અરે ભગવાન ! આ કેવા સંકોચાઈ ગયેલા માણસો છે ? એમની સફેદ ચામડી પર ચાબુકના સપાટાથી પટ્ટા પડી ગયા છે ! આ માણસો તો ચીંથરેહાલ હતા; આગળથી ઝૂકી ગયેલા માથા બોડકાં, પગમાં બેડીઓ, ગરમી અને અગ્નિથી શરીર વિકૃત, પાંપણો ખવાઈ ગયેલી અને બધું જ અનાજની રજોટીથી ભરાઈ ગયેલું ![1]

અંગ્રેજ સમાજમાં પણ એક સમયે તેના ગુલામ વર્ગો હતા. નોર્મન વિજયના સમયે અંગ્રેજ સમાજની સ્થિતિ કેવી હતી તે જાણવા માટે ડુમ્સ ડે બૂક જ જોવી પડે એમ છે.

ડુમ્સ ડે બૂક કે જે વિજેતા વિલિયમે ૧૦૮૬માં પોતાના વિજય બાદ તરત કરેલી. ઇંગ્લેન્ડની ભૂમિની અને તેના જુદા જુદા પ્રકારના ગણોતિયાઓની સામાજિક મોજણી છે તેમાં બતાવ્યું છે કે કુલ ૩,૩૭,૦૦૦ માણસોમાંથી લગભગ ૨,૮૪,૦૦૦ માણસો કાં તો અમુકત હતા અથવા તો ગુલામો હતા.

| | | | | |
|---|---|---|---|---|
| ૧. અમીર વર્ગથી તરત નીચેની સામાજિક કક્ષાના લોકો અને ખ્રિસ્તી ધર્મોપદેશકોનું મંડળ. | કોનાથી રચાયા (એમાં કોનો સમાવેશ) | મુખ્ય ભાડૂત કે ગણોતિયા તાબામાંના ભાડૂત કે ગણોતિયા | ૧,૪૦૦<br>૭,૯૦૦ | ૯,૩૦૦ |

1. સિએનબોસ : હિસ્ટ્રી ઑફ એન્શીયન્ટ સિવલિઝેશન

| | | | | |
|---|---|---|---|---|
| ૨. મુક્ત ધારકો, થોડી ખેતરાઉ જમીનનો ખેડૂત માલિક | એમાં કોણ કોણ આવે ? | અધિકારસંપન્ન વ્યક્તિ.<br>સૉકમેન | ૧૨,૦૦૦<br>૩૨,૦૦૦ | ૪૪,૦૦૦ |
| ૩. અર્ધમુક્ત કે અમુક્ત | આમાં કોણ આવે ? | પુરાણી સામંતશાહી જમીનદારી પદ્ધતિના ખેડાણ<br>કોતરોને સીમાડે વસનારાઓ<br>૧,૬૯,૦૦૦ | ૯૦,૦૦૦<br>૨,૫૯,૦૦૦ | ૪. ગુલામો |
| ૨૫,૦૦૦ | | | | |

આ ગુલામીના એવા દૃષ્ટાંતો છે જેમાં વંશ કે ધર્મ કશો ભાગ ભજવતો નથી. પરંતુ વંશ કે ધર્મના કારણે થતી ગુલામીના દૃષ્ટાંતો ઇતિહાસમાં ઓછા નથી. એમાંનું મુખ્ય દૃષ્ટાંત યહૂદીઓનું છે. એવી માન્યતાના કારણે કે યહૂદીઓ ઈસુ ખ્રિસ્તના મૃત્યુ માટે જવાબદાર હતા, યહૂદીઓની પજવણી કરવામાં આવે છે. લગભગ તમામ યુરોપિયન શહેરોમાં મધ્ય યુગ દરમિયાન યહૂદીઓને શહેરના અલગ ભાગમાં મર્યાદિત નિવાસમાં રહેવાની ફરજ પાડવામાં આવતી હતી અને આ યહૂદી નિવાસને 'અલગ વસવાટ' તરીકે ઓળખવામાં આવ્યો હતો. ૧૦૫૦માં ઓસ્ટ્રેલિયામાં કોયાન્ઝામાં મળેલી પરિષદે કાયદો કર્યો કે કોઈ પણ ખ્રિસ્તી યહૂદીઓ સાથે એક જ ઘરમાં રહેશે નહિ, તેમજ તેમની સાથે ખોરાક લેશે નહિ; જે કોઈ વ્યક્તિ આ હુકમનામાનું ઉલ્લંઘન કરશે તેણે સાત દિવસ સુધી પ્રાયશ્ચિત કરવું પડશે અથવા તેનો ઈનકાર કરશે તો જે વ્યક્તિ સારા દરજ્જાની હશે તો તેને એક વર્ષ માટે સમાજમાંથી બહિષ્કૃત કરવામાં આવશે; જો તે વ્યક્તિ ઊતરતી કક્ષાની હશે તો તેને ૧૦૦ ફટકા મારવામાં આવશે.'' ૧૩૮૮માં ફેલેન્સિયાની પરિષદે કાયદો કર્યો કે ''ખ્રિસ્તીઓએ યહૂદીઓને અને હબસીઓને આપેલા નિવાસોમાં રહેવું નહિ, અને જેઓ તેમની સાથે રહે તો તેઓને આ હુકમનામું પ્રસિદ્ધ થાય તેના બે મહિનાની અંદર મુખ્ય દેવળમાં ખસેડવા અને તેઓ ન ખસે તો તેઓને ધાર્મિક ઠપકો આપવો.'' મધ્ય યુગોમાં યહૂદીઓને સાંપ્રદાયિક સ્નાન કરવાની ફરજ પાડવામાં આવતી હતી. કોઈ પણ યહૂદી કોમ

આવાં સ્નાનથી વંચિત રહી શકતી નહિ કારણ કે રાજ્ય ઘણી વાર, જે નદીઓનો ઉપયોગ ખ્રિસ્તીઓ કરતા હતા તેમાં સ્નાન કરવાની યહૂદીઓને મનાઈ ફરમાવતું હતું. ચૌદમી સદીમાં ઓજર્સના યહૂદીઓને કેટલીય જુલમી શરતોએ નગરમાં ફરીથી દાખલ કરવામાં આવતા હતા. એમાંની એક શરત એ હતી કે તેઓ મેઈન નદીમાં સ્નાન કરી શકશે નહિ. રાજ્યે પણ યહૂદીઓ પર અમુક કરવેરા નાખ્યા હતા. રાજ્ય પણ યહૂદીઓ પર અમુક કરવેરા નાખતું હતું. એ કરવેરા ત્રણ પ્રકારના હતા– ચુંટણીમાં મતદાન અંગેના કરવેરા, અને વ્યક્તિગત સોદા તથા વિશેષાધિકારો માટેના ખાસ પ્રકારના દંડ તથા દેણગીઓ. જે વયે યહૂદીઓ કે યહૂદણો ચૂંટણીમાં મતદાન માટે પાત્ર બને ત્યારે કરવેરામાં ગણનાપાત્ર વધઘટ થતી રહેતી પરંતુ વય ખૂબ જ યુવાન રહેતી અને સ્પેનમાં, ૧૨૭૩માં ઇંગ્લેન્ડમાં હતું તે પ્રમાણે, દસ વર્ષની વય ઉપરનો દરેક યહૂદી કરપાત્ર બનતો. શાંતિના સમયમાં સૈનિકોનો ઉતારો એ ગેરવસૂલીની વારંવારની નાની મોટી બાબત બનતી. મધ્ય યુગના સમગ્ર સમય દરમિયાન સર્વત્ર યહૂદીઓ પાસેથી સંતાપનારી ગેર વસૂલીની બાકી નીકળતી રકમ એટલી બધી હતી કે એ તમામની ગણતરી કરવાનું અશક્ય બની જાય. આ બધાના શિરમોર જેવી વાત તો એ હતી કે પોપ આનોસોન્ટ ત્રીજાએ ૧૨૧૫માં નિર્ણય કર્યો કે હવે પછીથી યહૂદીઓને ક્રિશ્ચિયનોથી જુદા સીમાંહિત કરવા માટે તેઓના તદ્દન બહારના પોશાકને તરત નજરે ચઢી જાય તે રીતે એક બિલ્લો બાંધી આપવો. આ માગણીમાં સ્પષ્ટ અને ભારપૂર્વક બાબત એ હતી કે યહૂદીઓએ બિલ્લા પહેરવાજ જોઈશે, તેમ છતાં લેટરનન કાઉન્સિલે વિગતો આપવાનું ટાળ્યું. એણે ઊતરતી કક્ષાની નિશાનીનું કદ, રંગ અને આકૃતિ અંગે પસંદગી પર છોડી દીધું. દરેક ગવર્નર અને રાજ્યે તેના પોતાના નમૂના પ્રમાણેના બિલ્લા તૈયાર કર્યા. બિલ્લાના ફેરફાર, કદ અને આકારની અસાધારણ સંપયાના કારણે બિલ્લા કેટલીક વાર કાળગ્રસ્ત બની ગયા અને યહૂદીઓ ગમે તે રીતે તેને ટાળતા રહ્યા. બિલ્લો ઘણીવાર સંતાડાયેલો રહેતો હોવાથી ૧૫૨૫માં પોપ કલીમન્ટ ૭માએ તેને બદલી નાખીને તેના સ્થાને પીળો ટોપો કે ટોપી દાખલ કરી. યહુદીઓ પર કેટલીય જુલમી શરતો લાદી નગરમાં ફરીથી દાખલ કરવામાં આવતા હતા. તેમાંની એક શરત એ હતી કે તેઓ મેઈન નદીમાં સ્નાન કરી શકશે નહી. રાજ્યે પણ યહુદીઓ પર અમુક કરવેરા નાખ્યા હતા.

અસ્પૃશ્યોની સ્થિતિની વિચારણા કરીએ છીએ ત્યારે ઇંગ્લેન્ડમાંના કેથોલિકોની સ્થિતિની યાદ આવી જાય છે. કેથોલિકોને ઘણી પાબંદીઓના ભોગ બનવું પડતું હતું. તેઓની પાબંદીઓની સૂચિ નીચે આપી છે :

"૧. કેથોલિક લગ્નો અથવા કેથોલિક પાદરીઓએ કરાવેલાં લગ્નો અમાન્ય ગણવામાં આવતાં હતાં, તેથી જો બેમાંથી કોઈ પક્ષ બીજા પક્ષને છોડી દે તો તરછોડાયેલા પક્ષને કશી રાહત મળતી નહિ. પાદરીને પણ દેશનિકાલ કરાતો અથવા જેલમાં પૂરી દેવામાં આવતો હતો.

૨. પાદરીઓના નિભાવ માટેનાં નાણાં અથવા કેથોલિક પૂજા માટેના નાણાં હાલના કાયદાઓ દ્વારા વહેમી હેતુઓ માટેનાં નાણા ગણવામાં આવતાં હોવાથી તે જપ્ત થવાને પાત્ર બનતાં હતાં.

૩. હિઝ મેજેસ્ટીના પાયદળમાં કે નૌકાદળમાં સેવા બજાવતા કેથોલિકોને તેઓના પોતાના ધર્મ અનુસાર રવિવારે અને ઉત્સવો પર દૈવી સેવામાં ઉપસ્થિત રહેવામાંથી અટકાવવવામાં આવતા હતા; અને તેઓને પ્રોટેસ્ટંટ દેવળોમાં જવાની ફરજ પાડવામાં આવતી હતી, જે તેઓની મરજી વિરુદ્ધનું હતું. આ એક એવી જમજબુરી હતી, જેના કારણે બહાદુર અને વફાદાર સૈનિકોમાં અસંતોષ વ્યાપી જતો હતો. અને આ અસંતોષ ત્યારે વ્યકત થતો હતો કે જ્યારે બધા જ સૈનિકોએ એક થઈ શત્રુનો સામનો કરવાની અપેક્ષા રાખવામાં આવે કે યુનાઇટેડ કીંગડમ એક સૂત્ર રહેશે.

૪. ચાર્લ્સ દ્વિતીય ૧૩ના અનુસાર સામાન્ય રીતે કોર્પોરેશન અધિનિયમ કહેવાતા કાયદાથી તેઓના સમગ્ર સમૂહને શહેરો તથા કોર્પોરેશનોમાંથી બાકાત રાખવામાં આવતા હતા.

૫. ચાર્લ્સ દ્વિતીય ૨૫ના આદેશ અનુદાર સામાન્ય રીતે કસોટી અધિનિયમ કહેવાતા કાયદાથી તેઓના તમામ સમૂહને મુલકી અને લશ્કરી કચેરીઓમાંથી બાકાત રાખવામાં આવતા હતા.

૬. વીલીયમ તૃતીય ૭મા, ૮મા અનુસાર રોમન કેથોલિકોને ચૂંટણીઓમાં મત આપવામાંથી અટકાવવાને પાત્ર ગણવામાં આવે છે.

૭. ચાર્લ્સ દ્વિતીય ૩૦ના આદેશ ખંડર બે અનુસાર રોમન કેથોલિક અમીરોને સંસદમાં તેઓની વંશપરંપરાગત બેઠકો ભરવામાંથી અટકાવવામાં આવે છે.

૮. એ જ કાનૂન દ્વારા રોમન કેથોલિકોને હાઉસ ઓફ કોમન્સમાં બેસવામાંથી અટકાવવામાં આવે છે.

૯. જુદા જુદા કાનૂનો દ્વારા રોમન કેથોલિકોને, યહૂદીઓને પણ જેની કાયદો છૂટ આપે છે તેવી મિલકત અંગેની અરજી રજૂ કરવામાંથી વંચિત કરવામાં આવ્યા છે.

૧૦. હિઝ મેજેસ્ટીનાં ગણનાપાત્ર પ્રમાણમાં નૌકા કાફલાઓ અને સૈન્યો કેથોલિક હોવા છતાં, તેઓની ધાર્મિક સવલતો માટે કશી જોગવાઈ કરવામાં નથી આવી એટલું જ નહિ પરંતુ યુદ્ધની કલમો દ્વારા તેઓ, સ્થાપિત દેવળના ધાર્મિક સંસ્કારોને અનુરૂપ હોય તેવાં કાર્યોમાં જોડાવાનો ઈનકાર કરવા માટે સૌથી ભારે યાતનાઓ અને શિક્ષાઓને પાત્ર બને છે. જો તો વારંવાર ગુનો કરતો તેને દંડ અને જેલની સજા કરવામાં આવતી. જો તે તેના ઉપરી અધીકારીના આદેશનું ઉલ્લંઘન કરે તો તેને મૃત્યુદંડ કરવામાં આવતો.

૧૧. હિઝ મેજેસ્ટીના બાકીના પ્રજાજનો સાથે સમાન રહીને રોમન કેથલિકો સ્થાપિત ધર્મના સમર્થનમાં ફાળો આપતા હોય છે; તેઓએ તેઓનાં પોતાનાં ધાર્મિક કાર્યકર્તાઓને પણ ટેકો આપવાનો હોય છે; અને એ રીતે તેઓએ બેવડા ધાર્મિક વહીવટ અંગેનું ખર્ચ ભોગવવું પડે છે. અલબત્ત, તેમ છતાં, તેઓ કશી ફરિયાદ કરતા નથી; પરંતુ તેઓ એ વાતને એક ગંભીર ફરિયાદ ગણે છે કે તેઓની પોતાની ધાર્મિક દેણગીઓને પ્રોટેસ્ટંટોની દેણગીઓની જેમ કાયદાકીય બનાવવામાં આવી નથી.

૧૨. હોસ્પિપલોમાં, કાર્યગૃહોમાં અને બીજી જાહેર સંસ્થાઓમાં તેમના પોતાના પાદરીઓની હાજરીનો કોકવાર રોમન કેથોલીક ધર્મના ગરીબ માણસોને લાભ મળતો નથી અને ગરીબ રોમન કેથોલીક બાળકોને કેટલીકવાર તેઓનાં માતાપિતાની નજર સામે જ પ્રોટેસ્ટંટ શાળાઓમાં ધકેલવામાં આવે છે.''

કેથોલીકોની માફક અસ્પૃશ્યોને પણ અમુક અશક્તતાઓ સહન કરવી પડે છે.

  

આ નિબંધ શ્રી એસ. એસ. રેગે પાસેથી ઉપલ્બધ થયો છે. નિબંધ નિગ્રો અને ગુલામીના વિષય અંગે છે જે આ અધ્યાયની સાથે સંબંધિત હોવાથી આ સ્થળે એની ચર્ચા કરાઈ નથી એટલે તેનો અહીં સમાવેશ કરવામાં આવ્યો છે.

(સંપાદક)

— ૨ —

એવું જણાય છે કે જાણે વિધાતાએ આફ્રિકા ખંડનું એશિયા અને યુરોપના મુક્ત અને સભ્ય લોકો માટે નિષ્ઠુર રીતે ગુલામોના એક ઉછેરગૃહ તરીકે નિર્માણ કર્યું છે. યુરોપિયનોએ નિગ્રોને અમેરિકામાં ગુલામ તરીકે દાખલ કર્યા તેના કરતાંય પહેલાં આરબોએ એશિયામાં નીગ્રોની ગુલામ તરીકે આયાત કરી હતી. જો કે આમ હોવા છતાં, અમેરિકામાં અને અંગ્રેજ વસાહતોમાં નીગ્રો ગુલામીનો ઇતિહાસ દુઃખદ હતો જેના કારણે લોકો નીગ્રોની એક ગુલામ તરીકે એશિયામાં આયાત કરવાનું ભૂલી ગયા હતા – અને તદ્દન સ્વાભાવિક રીતે – કારણ કે યુરોપિયનો દ્વારા કરવામાં આવતી હતી તે પ્રમાણે નીગ્રો ગુલામી એક અત્યંત ક્રાંતિકારી બાબત હતી. તે ૧૬મી સદીના પ્રથમ દશકમાં શરૂ થઈ અને ૧૯મી સદીના મધ્ય સુધી ટકી રહી.

અડધી સદીમાં કોલંબસ પ્રથમ બહામા ટાપુ પર ૧૪૯૨માં ઊતર્યો ત્યાર પછી સ્પેનિયાર્ડોએ પેરુથી ઉરુગ્વે મારફત મેક્સિકોથી લંબાતા ભારે મોટા વિસ્તારને અને પશ્ચિમ ભારતીય ટાપુઓના મોટા ભાગને જીતી લીધો અને અંશતઃ તેના પર કબજો જમાવ્યો, જ્યારે ૧૫૩૧માં પોર્ટુગીઝોએ બ્રાઝિલમાં વસાહતો સ્થાપવાનું શરૂ કર્યું. પોર્ટુગીઝો અને સ્પેનિયાર્ડો જેઓ નવાગંતુકો હતા તેઓ એકદમ પોતે જીતેલા પ્રદેશોની ભારે કુદરતી સંપત્તિનો ઉપયોગ કરવા માંડ્યા અને મુખ્ય ભૂમિ પરની સોનાની અને ચાંદીની ખાણોમાં કામ કરવા માંડ્યા અને ટાપુ પરની સમૃદ્ધ જમીનમાં તમાકુ, ગળી અને ખાંડનાં વાવેતરો કરવા માંડ્યા. પરંતુ તેઓને તરત મજૂરોનો પર્યાપ્ત પુરવઠો મેળવવામાં મુશ્કેલીનો સામનો કરવો પડ્યો. આવી મજૂરી મોટા પ્રમાણમાં જરૂરી હતી અને શ્વેત માનવીઓના વેતનની કિંમત અને સૂર્યની અત્યંત ગરમીના કારણે તેઓના માટે તેની જોગવાઈ કરવાનું યુરોપિયનોને લગભગ અશકય લાગ્યું. એ સ્થળે બિન-યુરોપિયન પ્રકારનો ઉપલભ્ય એકમાત્ર મજૂર પુરવઠો દેશી ભારતીયોનો હતો. પોર્ટુગીઝોએ અને સ્પેનિયાર્ડોએ વિજય દરમિયાન ઘણા ભારતીયોની કતલ કરી નાખી હતી. ઘણા ભારતીયો આક્રમણખોરોના ભયના માર્યા પર્વતો અને જંગલોમાં નાસી છૂટ્યા હતા. જેઓ ઉપલબ્ધ હતા તેઓને ગુલામો બનાવી દેવામાં આવ્યા હતા અને ખાણોમાં કામ કરવાની ફરજ પાડવામાં આવી હતી. પોર્ટુગીઝો અને સ્પેનયાર્ડોના ફટકા હેઠળ

અને તેઓની પાસેથી ખાણોમાં અને ખેતરોમાં લેવાતી નિર્દય મજૂરી હેઠળ ભારતીય માંદા પડી ગયા અને મરી ગયા.

કોલંબસના પગલે પગલે તરત આવેલા નિકોલસની આગેવાની હેઠળ લાસ કસાસ નામનો યુવાન પાદરી આવ્યો હતો જે તેની દયાવાન વૃત્તિના કારણે સુવિખ્યાત હતો. ભારતીયોને પવિત્ર ખ્રિસ્તી શ્રદ્ધાનો ખ્યાલ થાય તેવી આશામાં ભારતીયો સાથે સ્નેહપૂર્ણ વ્યવહાર કરવા માટે સ્પેનની કોર્ટે લાસ કસાસ પર આરોપ મૂક્યો હતો. લાસ કસાસ મેકસીકોનો પહેલો બિશપ હતો. લાસ કસાસને સોંપાયેલી ફરજ બજાવવામાં જ્યારે તે હાઈટીમાં હતો ત્યારે તેણે ભારતીયો પર ગુજારાતી ક્રૂરતાને નજરે નિહાળી હતી. કેરેબિયનો એ નમ્ર, અનાક્રમક અને આતિથ્યભાવ ધરાવતી જાતિ હતી. કોલંબસે તેઓને શોધી કાઢ્યા ત્યારે તેઓની વસ્તી ૧,૦૦,૦૦૦થી ય ઓછી હતી. કોલંબસ પછી આવેલા સ્પેનિશ સાહસિકોની પદ્ધતિસરની ક્રૂરતાના કારણે તેઓની વસ્તી ઘટીને માત્ર ૬૦,૦૦૦ની થઈ ગઈ. એવી નોંધ મળે છે કે સમગ્ર ગામડાંએ આત્મહત્યા વહોરી લીધી હતી અને આ જુલમ તથા ત્રાસમાંથી છટકવા માટેના એક માત્ર ઉપાય તરીકે બીજાઓને પણ પોતાની સાથે જોડાવાનું આમંત્રણ આપવામાં આવ્યું હતું. લાસ કસાસે આવા આત્મવિલોપનના ઘણા કેસો જોયા હતા. તેણે પુણ્યપ્રકોપમાં આનો વિરોધ કર્યો. પરંતુ તેનો વિરોધ વ્યર્થ ગયો અને તે વ્યર્થ જવા માટે જ સર્જાયો હતો. જંગલો સાફ કરવાની, જમીન ખેડવાની અને ખાણોમાં કામગીરી બજાવવાની પ્રક્રિયા ચાલુ રાખવાની હતી. આમ કર્યા વિના, ઈશ્વરે આપેલા સામ્રાજ્યને સ્વર્ગ બનાવી શકાય એમ ન હતું. લાસ કસાસને આનો ખ્યાલ આવ્યો. પરંતુ, જો આ યોજના સાકાર કરવાની હોય તો ભારતીયોને કેવી કેવી સ્થિતિમાંથી પસાર થવું પડશે એ વિચારદુ:ખથી તે પણ અભિભૂત થઈ ઊઠતો હતો. તેની પરગજુ લાગણીઓના પરિણામે તેણે સ્પેનના રાજાને અરજી કરી કે નીગ્રોની મુકત આયાતની છૂટ આપવામાં આવે. સ્પેનિશ સરકારે ૧૫૧૧માં હુકમનામું કર્યું કે મોટી સંખ્યામાં નીગ્રોની નવા વિશ્વમાં આયાત કરવામાં આવે. આને અનુલક્ષીને, નવા વિશ્વને માનવી માટેનું સ્વર્ગ બનાવવા માટે આફ્રિકન નીગ્રોથી ભરેલી હોડીઓ આવવા માંડી. થોડાંક વર્ષો સુધી ભારતીયો અને નીગ્રો એમ બંનેની કામગીરી ચાલી. ભારતીયો સાથે સરખાવતાં નીગ્રોનું ખડતલપણું તરત દેખાઈ આવ્યું. નીગ્રો જીવ્યા એટલું જ નહીં પરંતુ એટલા સમૃદ્ધ થયા કે

તેઓના માટે એક સર્વમાન્ય અભિપ્રાય એવો બંધાયો કે "નીગ્રોને ફાંસી આપવામાં ન આવે ત્યાં સુધી તે કદી મૃત્યુ ન પામે, કારણકે હજી સુધી કોઈ પણ નીગ્રો કમજોરીના કારણે નાશ પામ્યો હોય એવું જાણવા મળ્યું નથી." નીગ્રોએ તેના પોતાના વર્તન અને ચારિત્ર્યથી એવું પુરવાર કર્યું કે ભારતીય કરતાં તે વધુ કાર્યક્ષમ સાધન હતો. આના પરિણામે ભારતીયને જવા દેવામાં આવતો અને નીગ્રોને મજૂરી માટે પસંદ કરવામાં આવતો હતો. આનું કારણ એ હતું કે ઈશ્વરે ભારતીયને ઓછો ખડતલ બનાવ્યો હતો. અને નીગ્રોને વધુ ખડતલ બનાવ્યો હતો. આના પરિણામે ભારતીય ગુલામીમાંથી છટકી ગયો અને નીગ્રોએ પોતાના ભાગ્યને સ્વીકારી લીધું.

એમ જણાયું કે "એક નીગ્રો ચાર ભારતીયો કરતાં વધુ કામ કરે છે." ત્યારે નીગ્રોના વેપાર માટેનું નિયમિત બજાર એકદમ ખુલ્લું થઈ ગયું. પોર્ટુગીઝોએ આફ્રિકાના પશ્ચિમ કાંઠે જે બજાર ખુલ્લું મૂક્યું તેનાથી એકદમ નફો થવા માંડ્યો કારણ કે નીગ્રો મજૂરો વગર નવા વિશ્વની અકથ સંપત્તિનો મહત્તમ ઉપયોગ અશક્ય બન્યો. લોકો માનવીઓના આ નવા ધંધામાં એટલા ડૂબી ગયા કે પૂર્વ તરફના નવા માર્ગની શોધ પડતી મૂકવામાં આવી.

આ નવા વેપારની દિશામાં ભાગીદાર બનવા માટે યુરોપના જુદાં જુદાં રાષ્ટ્રો વચ્ચે તીવ્ર સ્પર્ધા થવા લાગી. અમેરિકન સંસાધનોની આ ઈજારાશાહીમાં તમામ યુરોપને જોખમ હતું. એવો અંગ્રેજ અને ડચને ભય પેઠો- અને તેમણે નક્કી કર્યું કે આમ થવા દેવું નહિ.

અંગ્રેજોએ પોતાના રાષ્ટ્રના લાભ માટે આ વેપાર નિશ્ચિત બનાવવામાં સારો શ્રમ ઉઠાવ્યો. પહેલો સોદો ૧૫૫૩માં થયો જ્યારે ૨૪ નીગ્રોને આફ્રિકાના કાંઠેથી લાવવામાં આવ્યા હતા, અને અંગ્રેજ બજારમાં ચૂપચાપ વેચી દેવામાં આવ્યા હતાં અત્યંત નિર્દય અને પાછળથી ઇતિહાસમાં અત્યંત માનવીચોર તરીકે જાણીતો થયો એ જહોન હોકિન્સ હતો. એલિઝાબેથ શાસન હેઠળ તે એક સારા જહાજ જીસસમાં સફરે ઉપડયો અને આફ્રિકામાંથી નીગ્રોને લઈ અનુસર્યો. આ સાહસોની ચાંચીયાગીરી અંગેના આંતરરાષ્ટ્રીય ઝઘડા ઉભા થયા જેનું પરિણામ આવ્યું સંઘર્ષ અને સ્પેનિશ આરમારનો વિનાશ. એ વાત મનમાં રાખવી રસપ્રદ થઈ પડશે કે આ ઝઘડાઓમાં દરેક રાષ્ટ્રે બેશરમ થઈને પ્રતિપાદન કર્યું કે નીગ્રો

ગુલામોને ચોરી જવામાં પોતાના પ્રજાજનોએ જે ચાંચિયાતરીનાં કૃત્યો એ જે તે રાજ્યોએ કરેલાં ''ખાનગી નહિ પરંતુ જાહેર કૃત્યો'' હતાં. એવુ લાગે છે કે નિગ્રો લોકોને ગુલામ બનાવના 'જીસસ' નામનું જહાજ ઉપયોગમાં લેવામાં આવ્યું. પરંતુ સાથે એક વિટંબણા ઉત્પન્ન થઈ તે એ છે કે 'મેફલાવર' નામના જહાજ દ્વારા પ્લાઈમાઉથ પર્વત પર પિલગ્રીમ ફાધર્સની સાથે સાથે બાર્નેકસ અને અન્ય સમુદ્રી ક્ષતિકારક જીવાસમાંથી યુકત ક્ષતિગ્રસ્ત મોટા જહાજમાં વીસ નીગ્રો લોકોનું વર્જીનીયાના કેપટાઉનમાં આગમન થયું.

આ રીતે અમેરિકામાં નીગ્રોને દાખલ કરવામાં આવ્યા અને એ જ સમયે તેઓની સ્વતંત્રતા જાળવવા માટે ધાર્મિક પાદરીઓ પણ ઊતરી આવ્યા. લાંબા સમય સુધી નીગ્રો સંખ્યાની દ્રષ્ટિએ અમેરિકન સંસ્થાનોમાંની વસ્તીમાં પ્રભુત્વ ધરાવતું બળ બની ગયા. સાચા અર્થમાં અમેરિકા અને તેના ટાપુઓ આફ્રિકામાંથી આવતા નીગ્રો દ્વારા મુખ્યત્વે સ્થિર થયા. ૧૮૦૦ પહેલાં અમેરિકામાં લાવવામાં આવેલા નીગ્રોની સંખ્યા સંયુક્ત રીતે તમામ યુરોપિયનોને ગણતાં વીસ ગણી થઈ હતી. આમ થવું અનિવાર્ય હતું. યુરોપની વસ્તી નાની હતી અને તેનાં યુદ્ધોના કારણે વધુ ઘટી ગઈ હતી. લાંબા સમય સુધી, આયાત કરાયેલા નીગ્રોનો દરજ્જો અનિશ્ચિત રહ્યો. ડચ દ્વારા લવાયેલા વીસ નીગ્રો જેઓ જેમ્સટાઉનમાં ઊતરી આવ્યા હતા તેઓને વસાહતમાં તરત ગુલામો તરીકે ઠરાવ્યા નહોતા. તેઓને મંગાવાયેલા નોકરો તરીકેના જ ધોરણે સ્વીકારવામાં આવ્યા હતા. એવું માલૂમ પડ્યું છે કે ૧૬૨૪ અને ૧૬૨૫માં વર્જિનિયાની વસાહતનાં હાજરી, પત્રકોમાં ૨૩ નીગ્રોને 'નોકરો' તરીકે નોંધવામાં આવ્યા હતા. એવું પણ નોંધવામાં આવ્યું હતું કે વીસ નીગ્રોના આગમન પછીનાં ચોવીસ વર્ષો બાદ તેમાંના એક નીગ્રોએ-એન્થની જોનસને-કોર્ટમાંથી એવો ચુકાદો મેળવ્યો કે બીજા એક નીગ્રો- જોન કાસ્ટરની કાયમી સેવા અંગે તેનો કાયમી હક સ્થાપિત કરવામાં આવે. ગુલામીના દરજ્જાને પચાસ વર્ષો સુધી નક્કર સ્વરૂપ આપવામાં આવ્યું ન હતું અને જે પગલાં દ્વારા તે નક્કર સ્વરૂપે સ્વીકારવામાં આવી તે પગલાં ખૂબ ક્રમશઃ રીતનાં હતાં.

શરૂઆતમાં, ગુલામીનો કાયદો હતો જે તમામ નોકરોને લાગુ પડતો હતો. પછી તે નીગ્રો હોય કે ગોરા હોય. સમય જતાં, નીગ્રો અને ગોરા સાથેના વ્યવહારમાં ભેદ પાડવો પડ્યો હતો એનું કારણ હતું વિદેશી અને અધર્મી લોકોનો

ડર અને તેઓ જેમ જેમ રૂઢિવાદી બનતા ગયા અને રિવાજનું સમર્થન પામતા ગયા તેમ તેમ એ ડરના કારણે આફ્રિકનના દરજ્જામાં ક્રમશઃ ફેરફાર થવા માંડ્યો અને નીગ્રો ગુલલામીમાંથી રૂપાંતરિત થઈને નીગ્રોની ગુલામી અમુક ઘટનાઓના ક્રમશઃ ઉમેરણથી વધવા માંડી અને ગુલામીના કાયદા અને રિવાજમાં ફેરફાર થવાં માંડ્યા. ગુલામીમાંથી દાસત્વમાં થયેલા આ સંક્રમણમાં પહેલો મહત્ત્વના મુખ્ય તબક્કો છે. સંક્રમાણમાંનો પહેલો તબક્કો ત્યાર બન્યો જ્યારે નીગ્રોને ''આજીવન સેવકો'' તરીકે ધરાવવાના રિવાજ માન્ય બનાવવામાં આવ્યો. જોવામાં આવ્યું છે તેમ, ગુલામીની દશાનું વિલક્ષણ ચિહ્ન એટલે રાજકીય અને નાગરિક સ્વાતંત્ર્યનો લોપ નહિ પરંતુ એ નુકસાનનું કાયમીપણું અને સંપૂર્ણ પ્રકૃતિ-પછી તે તેના ઉદ્ગમમાં મરજિયાત હોય કે ફરજિયાત હોય. ત્યારે તે, સ્થળ કે સમયમાં મર્યાદિત ગુલામીના બીજા પ્રકારોથી ભિન્ન બને છે, જેવાં કે મધ્યયુગીય તાબેદારી, સામંતશાહી જમીનદારી, આધુનિક હાળીપ્રથા અને ટેકનિકલ ગુલામી એ તમામમાં પ્રકાર કરતાં પ્રમાણમાં ભિન્ન પડે છે. વાડીવજીફાના માલિકોના પોતાના નોકરોની સેવાની મુદત લંબાવવાના પ્રયાસો જે ગોરા સેવકોની બાબતમાં નિષ્ફળ નિવડ્યા તે કાળાની બાબતમાં સફળ નિવડ્યા. લોકોના અભિપ્રાયનું સમર્થન આવા ફેરફારને મળ્યું કારણ કે કાળાઓને અનિયંત્રિત રાખવામાં આવે તો તેઓને ભયપ્રદ ગણવામાં આવતા હતા. બીજો તબક્કો જેના દ્વારા નીગ્રો ગુલામીને નીગ્રો દાસત્વમાં પરિવર્તિત કરવામાં આવી એ તબક્કો ત્યારે અપનાવવામાં આવ્યો કે જ્યારે માતાની સ્થિતિ અને દરજ્જાને એના બાળક સુધી વિસ્તારવામાં અને ચાલુ રાખવામાં આવ્યાં. આજીવન ગુલામીની સ્થિતિઓનું માતાથી બાળક સુધીનું સંક્રમણ સાહજિક રીતે એ હકીકતમાંથી ઊભું થયું કે માલિક માતાને નિયંત્રણમાં રાખી ને સહજ રીતે જ બાળકને નિયંત્રણમાં રાખી શકે. એ વાત સ્પષ્ટ હતી કે આજીવન સેવાના અહેસાન હેઠળ માતાપિતા પોતાના બાળકને ટેકારૂપે થાય એવી નક્કર જોગવાઈ કરી શકે નહિ અને બાળકની સેવાનો બહુ થોડો ભાગ માલિકના નિભાવ પર આધાર રાખી શકે. આ ફેરફાર જેની અસર નિઃશંકપણે, તેને કાયદાનું સમર્થન ઔપચારિક રીતે પ્રાપ્ત થયું તેના જ ઘણા સમય પહેલાં રિવાજ પર પડી હતી તેને ૧૬૬૨ અને ૧૭૪૧ વચ્ચે અમેરિકાના જુદાં જુદાં રાજ્યોમાં કાનૂન દ્વારા માન્યતા આપવામાં આવી હતી.

આ રીતે એ જાણવા મળે છે કે શરૂઆતમાં જે નિગ્રો માત્ર નોકરહતો તે ગુલામ બની ગયો. અહીં એ નોંધવું રહ્યું કે નીગ્રોના વતન આફ્રિકામાં ગુલામી એક દેશી સંસ્થા છે અને બહુ પ્રાચીન છે. ગુલામ બની જવાના અત્યંત સામાન્ય માર્ગો આ હતા : (૧) ગુલામી તરીકે જન્મ લેવો, (૨) દેવા ખાતર ગુલામીમાં વેચાઈ જવું, (૩) યુદ્ધમાં પકડાઈ જવાથી ગુલામ બની જવું અને (૪) બદલાની ભાવના અથવા લાલચ અને લાભના કારણસર વ્યક્તિઓનું અપહરણ કરીને તેઓને ગુલામીમાં વેચી નાખવી. ખરેખર તો નીગ્રો ગુલામીની પ્રથાથી પરિચિત હતો અને ગુલામ માલિકની મહેરબાનીઓનો સ્વાદ ચાખી ચૂક્યો હતો. જ્યારે નીગ્રોને માલિકનો દરજ્જો છોડવો પડે ત્યારે કોઈને એવી જ સહાનુભૂતિની લાગણી ન થઈ શકે. પરંતુ, યોગ્ય શિક્ષા કરવાના કિસ્સા તરીકે પણ સુયોગ્ય રીતે જોઈએ તો પણ, તેને જેમાં ફરીથી પ્રસ્થાપિત કરવામાં આવ્યો હતો તે નવા વિશ્વમાંના ગુલામ તરીકેની તેની સ્થિતિના કાર તેના નવા અને વિદેશી માલિકો દ્વારા તેને જે દુઃખોનો ભોગ બનાવવામાં આવ્યો હતો તે દુઃખો માટે પુણ્યપ્રકોપ ઉત્તેજવામાં નિષ્ફળ જઈ શકે નહિ.

નવા વિશ્વમાં જ્યારે નિગ્રો ગુલામીની પ્રથાનો ભોગ બન્યો ત્યારે તેની યાતનાઓ કેટલી ભારે હતી તેની કલ્પના યુરોપ કે એશિયાના રહેવાસીઓને આવે એ શક્ય નથી. આ દુઃખોનું વર્ણન ત્રણ તબક્કા હેઠળ કરી શકાય. નીગ્રો પકડાય તેનું દુઃખ, પ્રવાસમાં દુઃખો અને તેના ગદ્ધાવૈતરાનાં દુઃખો સૌ પ્રથમ તો ગુલામી માટે નીગ્રોને પકડવામાં આવે તે બાબત. શરૂઆતના દિવસોમાં દરિયાંકાંઠા પર અચાનક ઊતરી આવીને નીગ્રોને ઘેરી લઈ શકાતા; પરંતુ સમય ગયો. તેમ નીગ્રો, નૌકાઓ આવે તેના પર નજર રાખતાં શીખી ગયા અને ઝાડી-ઝાંખરાંમાં આશ્રય લઈ લેતા, જો કે સાહસિક વેપારીઓ ક્યારેક પોતે જ અંતર્દેશીય ભૂમિને ખૂંદીવળતા, તેઓનો રાબેતા મુજબનો રિવાજ, તેઓ યુરોપમાંથી ખરીદી લાવ્યા હોય એ સસ્તો માલ - કાપડ, મણકા, લોખંડનો સામાન, બંદૂક અને દારૂગોળો, સ્પિરિટ-જેઓ લઈ જતા અને દેશના અંદરના ભાગમાંના આગેવાનો સાથે એ માલનાં સાટાં કરતાં તેવા ધંધાદારી દેવી અથવા વણસંકરવ્યક્તિના વેપારીઓ સાથે ધંધો કરવાનો હતો. વધુ મજબૂત આદિજાતિઓના આગેવાનો આ માલસામાનના આકર્ષણને કોઈ પણ ભોગે અટકાવી શકે અથવા અટકાવવાનું ઇચ્છે - ખાસ કરીને બંદૂકો અને શરાબ-એવું દર્શાવતો કોઈ પુરાવો નથી. એવું

જોવામાં આવતું તું કે આદિજાતિની અંદર ગુલામ બનાવવાની કામગીરી, ઓછા અને ઓછા ગંભીર ગુનાઓ માટે શિક્ષા બની ગઈ; ગુલામો સાથેની આંતર આદિજાતિ લડાઈ તેનો ઉદ્દેશ બની ગયો તેમજ શાંતિના સમયમાં સ્ત્રીઓ અને બાળકોનું અપહરણ કરવાના બનાવો આફ્રિકન જીવનનું ઓછાવત્તા અંશે એક સતત લક્ષણ બની ગયું, અને એ લક્ષણ, વેપારની એકધારી ઘૂસણખોરી સાથે મહાદ્વીપના અંદરના ભાગો સુધી એકધારી ફેલાઈ ગઈ.

બીજી વાત તે નીગ્રોને અમેરિકા સુધી મોકલવાની રીત. પોતાના ગુલામોને ખરીદી લીધા પછી વેપારીતેઓને અલગ અલગ પાડી દેતો એટલે કે કૂચકદમ માટે, ક્યારેક કદ માટેના કાફલામાં પુરુષો, સ્ત્રીઓ અને બાળકો-એ રીતે. સામાન્ય રીતે, તેઓ નાસી ન છૂટે તે માટે તેમનો સાંકળથી બાંધવામાં આવતા અને ઘણીવાર તો તેઓને ''ગુલામ લાકડી'' થી બાંધવામાં આવતા એટલે કે લાંબા વાંસને છેડે ફાંટો રાખીને તેમની ગરદન ફરતે બાંધવામાં આવતા. તેઓ તેમના માથા પર, મુસાફરી માટે જોઈતો ખોરાક અને બીજો માલસામાન અથવા વેપારી ખરીદી લાવ્યો હોય તેવા હાથીદાંત અથવા બીજા દેશી ઉત્પાદનનો સામાન મૂકીને લઈ જતા. આ ટુકડીના વધુ નબળા સભ્યો માટે આવી કૂચકદમની સખ્તાઈ ઘણીવેળા ખૂબ વધુ પડતી થઈ જતી. જે ગુલામો માંદા પડતા તેઓને મારી નાખવામાં આવતા અથવા મરવા માટે છોડી દેવામાં આવતાં જે માર્ગોથી વધારે વખત વારંવાર ગુલામો લઈ જવામાં આવતા તે માર્ગો પર માનવ, અસ્થિતો વેરાયેલાં પડ્યાં હતાં. દરિયા કાંઠે આવીને તેઓને ગુલામો માટેની નૌકાઓ પર ખીચોખીચ ચઢાવવામાં આવતા. આ નૌકાઓને સુસજ્જ રીતે તૈયાર રાખવામાં આવતી - એ ગુલામોને લઈ જવા માટે. ભંડકિયાને તૂતકો દ્વારા આડી રીતે વિભાજિત કરવામાં આવતું અને મધ્યમાં થઈને જતા સાંકડા માર્ગને આશરે ત્રણ ફૂટ અલગ રાખવામાં આવતો. આ છાજલીઓ પર ગુલામીને રાખવામાં આવતા, જોડીમાં હાથકડીઓ પહેરાવીને - પુરુષો અને સ્ત્રીઓને અલગ અલગ ભંડકિયામાં કારણ કે જેમ જહાજી માલ વધુ મોટો તેમ નફો પણ વધુ મોટો હોવાથી ઘણીવાર તો તેઓને એટલી જડબેસલાખ રીતે ઠાંસવામાં આવતા કે તેઓ ભાગ્યે જ પડખું ફેરવી શકતા. ૧૫૦ ટનની નૌકામાં લગભગ ૬૦૦ ગુલામો લઈ જવામાં આવતા. બ્રાઝિલ સુધીની સીધી દરિયાઈ મુસાફરી ઠીક ઠીક ટૂંકી હતી, પરંતુ વેસ્ટ ઇંડિઝ-વિતરણના મુખ્ય કેન્દ્ર-સુધીની કહેવાતી વચમાંની સમુદ્રયાત્રા'', પ્રતિકૂળ અને વરસાદી પવનના કારણે કેટલાંય

અઠવાડિયાં સુધી લંબાતી. જો પૂરતી શાંતિ રહે તો, ગુલામોને તૂતક પર લાવવામાં આવતા અને વ્યાયામ માટે નૃત્ય કરવા તેઓને ગ્રહ કરવામાં આવતો કે ફરજ પાડવામાં આવતી. ખરાબ હવામાનમાં ભંડકિયામાંના ગુલામોની સ્થિતિની તો કલ્પના જ કરવી રહી. અલબત્ત, નૌકા પર રોગ વિપુલ પ્રમાણમાં રહેતો. જેઓ ખાવાનો ઇનકાર કરતા તેઓને બળપૂર્વક ખવડાવવા માટે સાધનોની જોગવાઈ કરવામાં આવતી હોવા છતાં, અઢારમી સદીના પાછલા સમયમાં એવી ગણતરી કરવામાં આવી હતી કે જહાજી માલ તરીકેના ગુલામોમાંથી સરેરાશ એક ષષ્ટમાંશ ગુલામો પ્રવાસ દરમિયાન મૃત્યુ પામ્યા હતા. પ્રવાસ પૂરા થવાનો સમય નજીક આવતો જતો તેમ તેમ ગુલામોની શારીરિક તપાસ કરવામાં આવતી અને વેચાણ માટે તૈયાર કરવામાં આવતા. વાવાઝોડા અથવા કઠોર વ્યવહાર દ્વારા પરિણમતા ઘાને ડોકટરી સારવાર આપી દુરસ્ત કરવામાં આવતા અને બને ત્યાં સુધી ઢાંકી દેવામાં આવતા. પરંતુ, બંદરો ખાતેના એજન્ટો વારંવાર ફરિયાદ કરતા કે "નીગ્રોનાં પાર્સલો" જમીન પર ઉતારવામાં આવતાં તે "ખરાબ" કે "સરેરાશ" કે "અત્યંત હલકાં" હતાં. આખરે, નૌકા પર કે જાહેર ગુલામ બજારમાં ગુલામોને "ધકકામુક્કી" કે હરાજી દ્વારા વેચાણ માટે રજૂ કરવામાં આવતા. અઢારમી સદીમાં તંદુરસ્ત માનવીની કીંમત લગભગ ૬૦ પાઉન્ડ જેટલી ઊંચી જતી. માંદા અને ઘવાયેલા હોય તેમનો નબળી સ્ત્રીઓ અને બાળકો સાથે ઢગલો કરવામાં આવતો "નિર્માલ્ય વસ્તુ" તરીકે સસ્તામાં વેચી મારવામાં આવતા. તેમ છતાં પણ છેલ્લે જ્યારે તેઓ ઉદ્યાન-વસાહતોએ પહોંચતા ત્યારે, તે ગુલામોની જિંદગીમાં તેઓને માટે બાકી રહેતું તે વેઠવા માટે તેઓ ઠરીઠામ થાય તે પહેલાં તેઓને વધુ એક અગ્નિ પરીક્ષાનો સામનોકરવાનો રહેતો. નોકરીના પ્રથમ મહિનાઓને "પરિપકવ થવાની પ્રક્રિયા"ની મુદત તરીકે ઓળખવામાં આવતા અને તે દરમિયાન સરેરાશ એક તૃતીયાંશથી ઓછા નહિ તેટલા નવશિખાઉ, હવામાન કે ખોરાક કે મજૂરીની નવી પરિસ્થિતિઓ સાથે શરીર કે જુસ્સાની દષ્ટિએ સમાયોજન કરવામાં નિષ્ફળ જતા અને મરી જતા. એટલે કે ગુલામ પકડવાના યુદ્ધો કે હુમલામાં, દરિયા તરફની આગેકૂચ કરતાં, 'વચમાંની સમુદ્રયાત્રા" દરમિયાન અને "પરિપકવ થવાની પ્રક્રિયા"માં - માફકસરની મધ્યમ દષ્ટિએ ગણતરી કરવામાં આવી છે કે "પરિપકવ" થયેલા પ્રત્યેક આફ્રિકન નીગ્રોના સામે કમસેકમ બીજો એક નીગ્રો આ પ્રક્રિયા દરમ્યાન મરી જતો.

ત્રીજી વાત જોઈએ તે ''પરિપકવ'' થયેલા નીગ્રો ગુલામે જેમાંથી પસાર થવાનું રહેતું. એ જીવનની વાસ્તવિક પરિસ્થિતિઓને લાગતી છે. નીગ્રો ગુલામોએ માલિકને બે હક આપ્યા જે નિર્વિવાદ રીતે સ્થાપિત થયેલા હતા, માલિકી ધરાવવાનો હક અને શિક્ષા કરવાનો હક. માલિકીના હકને વ્યાપક અર્થ આપવામાં આવ્યો હતો. તે હકની રૂએ માલિકને નોકર તરીકે નીગ્રોની સેવાઓ લેવાનો હક હતો માત્ર એટલું જ હિ પરંતુ માલિકને એ સેવાઓ વેચવાનો, વારસા, દ્વારા આગળ પસાર કરવાનો અને તેને ગમે તેવી કોઈપણ રીતે બીજાને નામે ચઢાવવાનો પણ હક રહેતો. હકની આ વિભાવનાની અસર, ''ગુલામના શરીરને માલિકીની વસ્તુ સાથે સંપૂર્ણપણે ગૂંચવી નાખીને ખોટી રીતે સેળભેળ કરી નાખવાની'' હતી. મિલકત તરીકે ગુલામની વિભાવનાએ નીગ્રોને તેના માલિકનાં દેવાંની ચુકવણીમાં જપ્તી કરાવાને પાત્ર બનાવી દીધો. આવા ગુલામનો મુક્તિ આપવામાં આવે ત્યાર પછી પણ, તેઓની મુક્તિના પહેલાં કરાર કરવામાં આવેલાં દેવાંની ચુકવણી માટે હજી પણ જપ્તીને પાત્ર તેઓ રહેતા. એક વ્યક્તિ તરીકે હોય તેના કરતાં એક મિલકત તરીકેની ગુલામી વિભાવનાને કારણે કાનૂની અને નાગરિક દરજ્જામાં વધુ ગેરલાયકાત બનાવતી બાબત ઉમેરાઈ. તે તેના પોતાની મેળે એક હક તરીકે મિલકતની માલિકી ધરાવી શકતો નહિ કે તેનો ઉપભોગ કરી શકતો નહિ. આ બાબત રોમન કાયદાથી જુદી હતી જેમાં ગુલામોને મિલકત ધરાવવાની છૂટ અપાતી હતી જેને પીકયુલિયમ કહેવામાં આવતી. એ એક મર્યાદિત હક હતો પરંતુ તેમ છતાંય તે એક મહત્ત્વનો હક હતો કારણ કે એ દર્શાવે છે કે રોમન કાયદાઓ એ માન્ય ગણ્યું હતું કે ગુલામ એક મિલકત હોવા છતાં એક વ્યક્તિ પણ હતો. વ્યક્તિ ન હોવાના કારણે એક ગુલામ તરીકે નીગ્રો વેપારમાં જોડાઈ શકતો નહિ કે લગ્ન કરી શકતો નહિ. ગુલામને શિક્ષા કરવાના માલિકના હકનું પણ નીગ્રોને તે લાગુ પાડવાની બાબતમાં, અત્યંત ક્રૂર અર્થઘટન કરવામાં આવતું હતું. ૧૮૨૯માં ઉત્તર કેરોલીના રાજ્યની અદાલતમાં ઉપસ્થિત થયેલા એક કેસમાં પોતાના ગુલામને માર મારવા માટે જે માલિક પર તહોમત મૂકવામાં આવ્યું હતું તેને નિર્દોષ ઠરાવી છોડી મૂકવામાં મુખ્ય ન્યાયમૂર્તિએ આવું તારણ આપ્યું :

''માલિક અને ગુલામના સંબંધો પિતા અને બાળકના સંબંધો જેવા હોય એમ કહેવું એ એક ભૂલ હતી. પોતાના પુત્રને કેળવવામાં પિતાનો ઉદ્દેશ, એક

મુક્ત માનવીની જિંદગી જીવવા માટે તેને યોગ્ય બનાવવાનો હતો, અને એ હેતુને બર લાવવાના સાધન તરીકે, તેણે તેને નૈતિક અને બૌદ્ધિક શિક્ષણ આપ્યું. ગુલામના કેસની બાબતમાં તે તદ્દન ભિન્ન વસ્તુ હતી. ગુલામીને નૈતિક વિચારણાઓ ઉદ્દેશ માલિકનો નફો છે, તેની સલામતી અને જોર સુરક્ષા છે; ગુલામ તેના પોતાના શરીરની બાબતમાં અને તેના વંશજની બાબતમાં કોઈપણ વસ્તુને તેની માલિકીની બનાવવના જ્ઞાન કે હેસિયત વગર જીવવા માટે અને બંનેમાંથી કોઈ પણ તેનાં ફળ લણી શકે તેવો કઠોર પરિશ્રમ કરવા માટે બરબાદ થયેલ છે. કઈ નૈતિક વિચારણા આવી વ્યક્તિને લાગુ પાડી શકાય કે જેથી તેને ખાતરી થાય કે એ અશકય છે, પરંતુ અત્યંત મૂર્ખ વ્યક્તિને લાગવું અને જાણવું જ જોઈએ કે એ કદાપિ સાચું હોઈ શકે નહિ – તેણે આ રીતે પ્રાકૃતિક ફરજના સિદ્ધાંતને આધારે મહેનત કરવાની છે કે તેના પોતાના અંગત સુખને ખાતર ? આવી સેવાઓની અપેક્ષા માત્ર તેની જ પાસેથી રાખી શકાય જેને તેની પોતાની કોઈ ઇચ્છા નથી, જે પોતાની ઇચ્છાને બીજાની ઇચ્છા પ્રત્યે ગર્ભિત આજ્ઞાંકિતતામાં સમર્પિત કરી દે. આવી આજ્ઞાંકિતતા, શરીર પરનીઅનિયંત્રિત સત્તાનું જ માત્ર પરિણામ છે. બીજી કોઈ એવી બાબત નથી જે અસર ઉત્પન્ન કરવા માટે કાર્યરત થઈ શકે. માલિકની સત્તા, ગુલામને સંપૂર્ણ રીતે સમર્પિત કરવા માટે અબાધિત હોવી જ જોઈએ.''

શિક્ષા કરવાના માલિકના હકના આવા અર્થઘટનનું પરિણામ એ આવ્યું હતું કે લાંબા સમય સુધી યુ.એસ.એ.માં જો નીગ્રો ગુલામી ''કાયદેસર સુધારણા'' ના પરિણામે કદાચ મરી જાય તો કાયદા દ્વારા તેને શોકપૂર્ણ અને આકસ્મિક માનવવધ તરીકે ગણવામાં આવતું હતું. માલિકો દ્વારા શિક્ષા કરવાના આ હકનો કેવી નિર્દયતાથી ઉપયોગ કરવામાં આવતો હતો એનો ખ્યાલ, ૧૭૮૭માં એન્ટિગ્નામાં રહેતી એક વ્યક્તિએ લખેલા પત્રોમાંથી ઉતારા પર નજર નાખવાથી આવશે. લેખક કહે છે –

''નીગ્રોને સૂર્યોદય થતાં બહાર કાઢવામાં આવતા અને વીસથી સાઠ વર્ષ સુધીના અથવા થી પણ વધુ વયના નીગ્રોને ટોળીઓમાં કામે રાખવામાં આવતા હતા. એમના પર દેખરેખ રાખનારા ગોરા ઓવરસીયરો હતો જેઓ સામાન્ય રીતે સ્કૉચ છોકરડાઓ હતા અને તેઓ પોતાના પરિશ્રમ અને ઉદ્યમ દ્વારા વારંવાર ઉદ્યાન-વસાહતોના માલિકો બની જતા હતા જેમાં તેઓ લેખિત

કરારબદ્ધ નોકરો તરીકે સમજતા હતા. આ ઓવરસિયરોના તાબા હેઠળ ડ્રાઇવરો હતા જેઓ મોટે ભાગે તદ્દન ખરાબ પરિસ્થિતિના કાળા અથવા મુલાટ્ટો માણસો હતા; આ માણસો જ્યારે ફરજ પર હોય ત્યારે તેઓને ચાબખા આપવામાં આવતા જેને તેઓ પોતાની પાસે રાખતા જેથી કરીને સખત શિક્ષાની વેદના માટે તેનો ઉપયોગ કરી શકે. તેઓ મજૂરીમાં જરા જેટલીય હળવાશ કે નવરાશ જુએ ત્યાં ત્યાં ફટકારવાની તેઓને સત્તા આપવામાં આવેછે; તેમ જ તેઓને મનમાં એ વિચારણા પણ નથી કે તેની આગળના કાર્યવાહી શેમાંથી ઉદ્દ્ભવે છે : આળસમાંથી કે જડતામાંથી ? અનેસાથોસાથ વય કે લિંગભેદ પરત્વેનો આદરભાવ પણ તદ્દન થોડો કે શૂન્ય અપાતો હોય. બાર વગ્યે કુદરતી રીતે તેઓ પ્રફુલ્લિત થઈ શકે તે માટે તેઓ જે મેળવી શકે તે મેળવવા માટે તેઓને પાછા અંદર લઈ જવામાં આવે છે (એટલે કે કામ પર થી છુટ્ટી), દોઢ વાગ્યે ઘંટ વાગ્યે છે, જ્યારે તેઓ પાછા બહાર આવે છે અને સૂર્યાસ્ત સુધી તેઓ મજૂરી ચાલુ રાખે છે....



આ ટાપુ પર ગુલામો પર લાદવામાં આવતી શિક્ષાઓ વિવિધ અને ત્રાસદાયક છે.... જેમાંની એક થંબાક્રુ છે અંગૂઠા એકસાથે બાંધી દેવા માટેની જંગલી શોધ, જેનાથી અત્યંત તીવ્ર વેદના થતી જણાય છે. ''લોખંડી ગળાનો હાર'' એ એક વીંટી છે જે ગળાની આસપાસ તાળું મારવામાં અને રિવેટ કરી લેવામાં આવે છે. આમાં વળી વારંવાર કોલરો ઉમેરવામાં આવે છે જેના કારણે તે પહેરનારાઓ કોઈપણ અંશે રાહત સાથે પોતાનાં માથાં નીચે ઢાળી શકતા નથી. ''બૂટ'' એ મજબૂત લોખંડની વીંશીઓ હોય છે, પરિઘમાં પૂરા ચાર ઇંચ હોય છે, ઘૂંટીની સહેજ ઉપરથી બંધ કરેલા; આમાં પાછું, કેટલાક માલિકો આગળ સાંકળ લગાડતા હોય છે, જેના કારણે દુ:ખી સહન કરનારાઓ, જો કામ કરવા શક્તિમાન હોય તો તેમને ફાવે તે રીતે વ્યવસ્થિત રહી શકે છે અને વારંવાર એવું જોવા મળે છે – આ નગરના મહોલ્લાઓમાં ભરબપોરે – આગળની હરોળ તથા બૂટથી એક સાથે સાંકળથી બાંધેલા નીગ્રો... 'ઘોડેસવારની એડી'' એ લોખંડની વીંટીઓ છે – બૂટના જેવી જ, જેમાં ઉમેરાય છે ત્રણથી

ચાર ઇંચ લાંબા ખીલા જે આડી રીતે મૂકેલા હોય છે. તાળાં સાથે શરીર ફરતે બાંધેલી સાંકળ એ આ પીડિત મનુષ્યોની વણઝારને ત્રાસ આપવા માટેની એક બીજી રીત છે.''

વ્યક્તિઓના દુર્ગુણથી ગુલામોના માલિકોના સમગ્ર વર્ગનો ન્યાય તોળવો એ એક ભારે મોટી ભૂલ ગણાશે. ઘણીવાર ગુલામોનું તેઓના માલિકો પ્રત્યેનું વલણ તદ્દન મૈત્રીપૂર્ણ હતું અને જ પ્રમાણે માલિકોનું પોતાના ગુલામમાં પ્રત્યેનું વલણ માયાળુ રહેતું. તેમ છતાં પણ આ પદ્ધતિ એક એવી પદ્ધતિ હતી જેના આધાર સાવ આર્થિક ધોરણે થયો હતો અને તેનાથી એ અનિવાર્ય બન્યું કે માનવીની ઉત્પત્તિ કેવળ સાધનો તરીકે ઉપયોગી થવા સારુ થઈ હતી અને એમાં માનવતાનો કોઈ વિચાર પ્રભાવ પડી શકતો ન હતો. ભારત સિવાયના બીજા દેશોમાં ભૂતકાળમાં નિમ્નવર્ગીય, અમુકત અને વિશેષાધિકારવંચિત વર્ગો અસ્તિત્વમાં હતા એ હકીકત દર્શાવવા માટે કોઈ વધુ કેસો પુરાવા તરીકે ટાંકવા બિનજરૂરી છે. મહત્ત્વની વાત તો એ છે કે આ અમુકત, વિશેષાધિકાર વંચિત વર્ગો એક અલગ વર્ગ તરીકે અદશ્ય થઈ ગયા છે અને બૃહદ્ સમાજનો એક અંગભૂત ભાગ બની ગયા છે. તો હવે પ્રશ્ન એ રહે છે કે : શા માટે અસ્પૃશ્યતા અદશ્ય નથી થઈ ગઈ ?

આનાં જુદાં જુદાં કારણો છે. તેમની ચર્ચા હવે પછીનાં પ્રકરણોમાં કરવામાં આવી છે.





# હિંદુઓમાં લોકચેતનાનો અભાવ

હિંદુઓએ અસ્પૃશ્યો સામે હિંસા આચરી હોય તેવા તમામ કેસોને ''સમાન સ્વાતંત્ર્ય'' માટેના જંગ છે એમ ગણવું જોઈએ. જો અસ્પૃશ્યો સરઘસમાં જવા માગતા હોય તો હિંદુઓ તેવું કરે તે સામે અસ્પૃશ્યોને વાંધો હોતો નથી. જો અસ્પૃશ્યો સોનાચાંદીના દાગીના પહેરવા માગતા હોય તો હિંદુઓને એવો જ અધિકાર હોય તે સામે અસ્પૃશ્યોને કશો વાંધો હોતો નથી. જો અસ્પૃશ્યો તેઓનાં સંતાનોને શાળાઓમાં મોકલવા માગતા હોય તો હિંદુઓના સંતાનોને શિક્ષણ માટેનું પૂરેપુરૂં સ્વાતંત્ર્ય હોય તે સામે તેઓને વાંધો હોતો નથી. જો અસ્પૃશ્યો કૂવામાંથી પાણી કાઢવા માગતા હોય તો હિંદુઓ પાણી કાઢવાના પોતાના અધિકારનો અમલ કરે તે સામે તેઓને વાંધો હોતો નથી. આવા તો અસંખ્ય પ્રસંગો ટાંકી શકાય. પરંતુ એ બિનજરૂરી છે. મુદ્દો સાવ સરળ અને સાદો છે; જે સમજી શકાય એવો છે. તે એ છે કે અસ્પૃશ્યો જેનો હકદાવો કરે છે તેવા પ્રકારની સ્વતંત્રતા એકલા તેઓના માટે જ નથી અને સમાન સ્વતંત્રતાના હિંદુઓના અધિકાર સાથે સુસંગત નથી. તો પછી શા માટે હિંદુઓ આવાં નિર્દોષ અને સંપૂર્ણ રીતે કાયદેસર કાર્યોને ડામી દેવા માટે હિંસાનો ઉપયોગ કરે છે ? શા માટે હિંદુ પોતાના ગેરકાયદેપણાને કાયદેસર હોય એમ ગણે છે ? હિંદુઓના અસ્પૃશ્યો સાથેના વ્યવહારોમાં હિંદુઓ જે કાર્યો કરે છે અને જે કાર્યો નથી કરતા તેને બીજી કોઈપણ વ્યક્તિ સામાજિક અપકૃત્યો સિવાય બીજું કશું કહી ન શકે ? કાર્યો કરવાં કે કાર્યો ન કરવાં એ કેવળ અન્યાયો જ નથી; તે કેવળ ઉદ્ધતાઈઓ જ નથી. તે તો માનવની માનવ સાથેની અમાનવતાના ગંભીર દૃષ્ટાંતો છે. કોઈ દાકતર તેનો દર્દી અસ્પૃશ્ય હોય તે જ કારણે તેની સારવાર ન કરે, હિંદુ ગામોનો સમૂહમાં અસ્પૃશ્યોનાં ઘરો બાળી નાખે, અસ્પૃશ્યોના કૂવામાં મેલું નાખે – જો આ કાર્યો અમાનવીય કાર્યો નથી તો મને આશ્ચર્ય થાય છે

કે તે બીજું શું હોઈ શકે છે ? પ્રશ્ન એ છે કે શા માટે હિંદુને અંતરાત્મા નથી ?

આ પ્રશ્નોને માત્ર એક જ જવાબ છે. બીજા દેશોમાં વર્ગ રચનાનો આધાર આર્થિક અને સામાજિક વિચારણાઓ પર આધારિત છે. ગુલામી અને દાસત્વનો ધર્મમાં કશો પાયો હોઈ ન શકે. અસ્પૃશ્યતાના કારણે હિંદુઓને આર્થિક ફાયદો મળી શકે છે અને મળે જ છે તેમ છતાં અસ્પૃશ્યતા મુખ્યત્વે ધર્મ પર આધારિત છે. આર્થિક અને સામાજિક હિતોમાં કશું પવિત્ર નથી. તે હિતો તો સમય અને સંજોગો પ્રમાણે બદલાતાં રહે છે. આ એક વ્યાપક ખુલાસો છે કે શા માટે ગુલામી અને દાસત્વ અલોપ થઈ ગયાં છે અને શા માટે અસ્પૃશ્યતા નાબૂદ નથી થઈ ગઈ. બીજા બે પ્રશ્નોનો જવાબ પણ આ જ છે. જો હિંદુ અસ્પૃશ્યતાનું પાલન કરતો હોય તો તેનું કારણ એ છે કે તેનો ધર્મ તેને એમ કરવાની ફરજ પાડે છે. તેની સ્થાપિત વ્યવસ્થા સામે માથું ઊંચકતા અસ્પૃશ્યોને ડામી દેવામાં જો તે નિર્દય અને ગેરકાયદે હોય તો તેનું કારણ એ છે કે તેનો ધર્મ તેને માત્ર એટલું જ નથી કહેતો કે સ્થાપિત વ્યવસ્થા દૈવી છે અને તેથી અતિપવિત્ર છે પરંતુ આ સ્થાપિત વ્યવસ્થા શક્ય તમામ ઉપાયે જાળવી રાખવામાં આવે તે જોવાની ફરજ પણ તેના માથે નાખે છે. જો તે માનવતાનો સાદ સાંભળતો ન હોય તો તેનું કારણ એ છે કે તેનો ધર્મ અસ્પૃશ્યોને માનવીઓ ગણવાની તેને ફરજ નથી પાડતો. અસ્પૃશ્યો પર હુમલા કરવા, તેમને લૂંટી લેવા, બાળી દેવા અને તેમના વિરૂદ્ધ અત્યાચારોમાં બીજાં કૃત્યો કરવામાં જો તેનો અંતરાત્મા કકળાટ કરતો ન હોય તો તેનું કારણ એ છે કે તેનો ધર્મ તેને એવું કહે છે કે સામાજિક વ્યવસ્થાના રક્ષણ માટે કરવામાં આવતું કોઈપણ કાર્ય પાપ નથી.

ઘણા હિંદુઓને આ બાબત પોતાના ધર્મની વિકૃતિ લાગશે. આ આરોપનો સામનો કરવાનો શ્રેષ્ઠ ઉપાય છે હિંદુ સમાજના ઘડવૈયા મનુને અક્ષરશઃ ટાંકવા. મેં જે કહ્યું છે તેનો ઇન્કાર કરનાર કોઈપણ વ્યક્તિ અસ્પૃશ્યતા, અસ્પૃશ્યો અને તેઓની બાબતમાં હિંદુઓની ફરજો અંગેના મનુના નીચેના આદેશો વાંચી જાય :

"૧. આ વિશ્વમાંની એવી તમામ જનજાતિઓ કે જેઓને, (બ્રહ્માના) મુખ, હાથ, જાંઘ અને પગમાંથી જન્મેલી (કોમ)માંથી બાકાત રાખવામાં આવી હોય

તેઓને દસ્યુઓ કહેવામાં આવે છે પછી ભલે તેઓ મ્લેચ્છોની ભાષા કે આર્યોની ભાષા બોલતી હોય.[૧]

૨. જાણીતાં વૃક્ષો અને દફન ભૂમિ નજીક, પર્વતો પર અને વૃક્ષોની ઝાડીઓમાં આ (જનજાતિઓ)એ રહેવું જોઈએ, તેઓએ (અમુક નિશાનીઓ દ્વારા) ઓળખાવું જોઈએ અને તેઓના અમુક પ્રકારના વ્યવસાયો દ્વારા નિર્વાહ કરવો જોઈએ.[૨]

૩. પરંતુ ચંડાળો અને સ્વપાકોનાં રહેઠાણો ગામની બહાર રહેશે, તેઓને અપાત્ર બનાવવા જોઈએ અને તેઓની સંપત્તિ કૂતરાઓ અને ગધેડાઓ રહેશે.[૩]

૪. તેઓનાં વસ્ત્રો, મૃત માનવીઓનાં કપડાં રહેશે, તેઓ તેઓનો ખોરાક તૂટેલી થાળીઓમાં ખાશે, કાળું લોઢું તેઓનાં ઘરેણાં રહેશે, તેઓએ હંમેશાં એક સ્થળેથી બીજે સ્થળે રખડવાનું રહેશે.[૪]

૫. કોઈ વ્યક્તિ ધાર્મિક ફરજ પરિપૂર્ણ કરતી હોય તેણે તેઓની સાથે વ્યવહારની ઈચ્છા કરવી નહિ; તેઓનો વ્યવહાર તેઓની અંદર જ રહેશે અને તેઓનાં લગ્નો તેઓની બરોબર હોય તેમની સાથે રહેશે.[૫]

૬. તેઓને તેઓનો ખોરાક (આર્યો) સિવાય બીજાઓ દ્વારા તૂટેલી થાળીમાં આપવામાં આવશે; રાત્રે તેઓ ગામોમાં અને નગરોમાં હરીફરી શકશે નહિ.[૬]

૭. દિવસે તેઓએ તેઓના કામ પર જવું જોઈશે, રાજાના હુકમથી તેઓ ભિન્ન પડે તેવી નિશાનીઓ ધારણ કરશે અને તેઓ જેમનાં કોઈ સગાંસંબંધીઓ ન હોય તેવી વ્યક્તિઓનાં શબોને લઈ જશે - આ એક સ્થાપિત નિયમ છે.[૭]

૮. રાજાની આજ્ઞાથી તેઓ ગુનેગારોનો કાયદાના ફરમાન અનુસાર હંમેશાં વધ કરશે અને તેઓ પોતાને માટે દરેક ગુનેગારોનાં કપડાં, પથારીઓ અને ઘરેણાં લઈ જશે.[૮]

૯. જે વ્યક્તિએ તદ્દન નીચી જાતિની સ્ત્રી સાથે સંબંધ બાંધ્યો હોય તેની હત્યા કરવામાં આવશે.[૯]

૧૦. જો (ચંડાળ અથવા બીજી નીચી જાતિની સભ્ય હોવાથી) જેને અડકવાનું ન હોય તેવી વ્યક્તિ, (દ્વિજો) જેને સ્પર્શ કરી શકાય તેવી વ્યક્તિને તેના સ્પર્શ દ્વારા જાણીજોઈને અપવિત્ર કરે તો તેને મારી નાંખવામાં આવશે.''[૧૦]

(૧) મનુ ૧૦.૪૫; (૨) એ જ પુસ્તકમાં ૧૦.૫૦; (૩) એ જ પુસ્તકમાં ૧૦.૫૧; (૪) એ જ પુસ્તકમાં ૧૦.૫૨; (૫) એ જ પુસ્તકમાં ૧૦.૫૩; (૬) મનુ ૧૦.૫૪; (૭) એ જ પુસ્તકમાં ૧૦.૬૫. (૮) મનુ ૧૦.૫૬; (૯) વિષ્ણુ ૫.૪૩; (૧૦) વિષ્ણુ ૫.૧૦૪.

મનુના આ આદેશો વાંચનાર કોઈ પણ વ્યકિત એ વાતનો ઈન્કાર કરી શકે ખરી કે હિંદુ ધર્મ જ છે જે અસ્પૃશ્યતાનો અભિશાપ કાયમ કરી નાખવા માટે અને અસ્પૃશ્યો તરફના હિંદુઓના પક્ષે રહેલા ગેરકાયદેપણા અને અંતરાત્માના અભાવ માટે જવાબદાર છે ? ખરેખર, આ પુસ્તકનાં અગાઉનાં પ્રકરણોમાં વિગતવાર જણાવવામાં આવ્યાં છે તેવાં કરવાનાં અને નહિ કરવાનાં કાર્યો જો આ દસ આદેશો સાથે પરસ્પર સંકળાયેલાં હોય તો એ માલૂમ પડશે કે હિંદુઓ આ કાર્યો કરવામાં કેવળ મનુના આદેશોનું જ પાલન કરતા હતા. જો હિંદુ અસ્પૃશ્યને અડકે નહિ અને જો અસ્પૃશ્ય તેને અડકે તો એને ગુનો ગણે તો તેનું કારણ આદેશ નં.૩ છે. જો હિંદુ, અસ્પૃશ્યને સ્વચ્છ કપડાં, સોનાના દાગીના પહેરવાની છૂટ ન આપે તો તે આદેશ નં.૮નું જ પાલન કરે છે. અસ્પૃશ્ય મિલકત અને સંપત્તિ ધારણ કરે એને જો હિંદુ સહન કરી ન શકે તો તે આદેશ નં.૩નું જ પાલન કરે છે.

આ બાબત અંગે વધુ વ્યાયામ કરવો ખરેખર બિનજરૂરી છે. એ બિન વિવાદાસ્પદ બાબત છે કે અસ્પૃશ્યોના ભાગ્ય માટે જવાબદાર હોય તેવું મુખ્ય કારણ હિંદુ ધર્મ અને તેના ઉપદેશો છે. ગુલામીના સંદર્ભમાં મૂર્તિપૂજા અને ખ્રિસ્તી નિષ્ઠા વચ્ચેની તુલના અને અસ્પૃશ્યતાના સંદર્ભમાં હિંદુવાદની તુલના પરથી એ વાત છતી થાય છે કે માનવ સંસ્થાઓ પર બંને ધર્મોની કેટલી જુદી જુદી અસર થઈ રહી છે, પહેલી બાબતની અસર કેટલી ઉન્નતિકારક અને બીજી બાબતની અસર કેટલી અધોગતિ કરનારી થઈ રહી છે. જેઓને ગુલામીને અસ્પૃશ્યતા સાથે સરખાવવાનો શોખ છે તેઓને એનો ખ્યાલ નથી કે તેઓ એક વિરોધાભાસનો સામનો કરી રહ્યા છે. કાયદાકીય દષ્ટિએ ગુલામ મુકત માનવી ન હતો. તેમ છતાં, સામાજિક દ્રષ્ટિએ તેને તેના વ્યકિતત્વના વિકાસ માટે જરૂરી તમામ સ્વાતંત્ર્ય હતું. **કાનૂની દષ્ટિએ અસ્પૃશ્ય મુકત માનવી છે. તેમ છતાં સામાજિક દષ્ટિએ તેને તેના વ્યક્તિત્વના વિકાસ માટેનું સ્વાતંત્ર્ય નથી.**

આ ખરેખર એક બહુ ચોંકાવનારો વિરોધાભાસ છે. આ વિરોધાભાસનો શો ખુલાસો છે ? આ વિરોધાભાસનો માત્ર એક જ ખુલાસો છે. એ એવો છે કે જ્યારે ધર્મ ગુલામના પક્ષે હતો ત્યારે ધર્મ અસ્પૃશ્યોની વિરૂદ્ધ રહ્યો છે. રોમન કાયદાએ જાહેર કર્યું હતું કે ગુલામ વ્યકિત ન હતો. પરંતુ, રોમના ધર્મે એ સિદ્ધાંત

સ્વીકારવાનો ઈન્કાર કર્યો અને કોઈપણ ભોગે એ સિદ્ધાંતને સામાજિક ક્ષેત્ર સુધી વિસ્તારવાનો ઈન્કાર કર્યો. રોમના ધર્મે તેને બિરાદરી માટે યોગ્ય માનવી ગણ્યો. આ બાબતથી વિપરીત હિંદુ ધર્મે જાહેર કર્યું કે અસ્પૃશ્ય વ્યક્તિ ન હતો. મૂર્તિપૂજાથી વિરુદ્ધ, હિંદુ ધર્મે એ સિદ્ધાંતને સ્વીકાર્યો એટલું જ નહિ પણ તેને સામાજિક ક્ષેત્ર સુધી વિસ્તારી પણ દીધો. હિંદુ કાયદાએ અસ્પૃશ્યને વ્યક્તિ તરીકે ગણ્યો નહિ તેથી હિંદુવાદે તેને બિરાદરી માટે યોગ્ય માનવી તરીકે પણ ગણવાનો ઈન્કાર કર્યો.

રોમન ધર્મે ગુલામને તેની કાનૂની અધોગતિના પરિણામે સામાજિક અધોગતિમાંથી બચાવી લીધો એ અંગે કોઈ પ્રશ્ન જ નથી. રોમન ધર્મે ગુલામને આવી અધોગતિમાંથી ત્રણ જુદી જુદી રીતે બચાવી લીધો. રોમન ધર્મે ગુલામને બચાવી લીધો તેની એક રીત એ હતી કે ગુલામ લઈ શકે તે માટે સૌથી પવિત્ર જગ્યા ખુલ્લી રાખવી.

રોમન ધર્મે ગુલામને મદદ કરી તેવી બીજી એ રીત હતી કે ગુલામો તરફ તેઓના માલિકે કરેલાં અપકૃત્યોના કેસો સાંભળવાની જેની ફરજ થતી હતી તેવા શહેર વ્યવસ્થાપક સમક્ષ ફરિયાદ નોંધાવવાની સમકક્ષ હતી. આ એક દીર્ઘકાલીન ઉપાય હતો. પરંતુ રોમન ધર્મે બીજા અને વધુ સારા ઉપાયની જોગવાઈ કરી હતી. તે અનુસાર ગુલામને એવો હક પ્રાપ્ત થતો હતો કે તે પોતાની જાતને યજ્ઞવેદી સમક્ષ સમર્પી દઈને એવી માગણી કરી શકે કે તેને વધુ માયાળુ માલિકને વેચી દેવો જોઈએ.

રોમન ધર્મે માનવી તરીકે ગુલામના વ્યક્તિત્વની પવિત્રાનો નાશ કરવામાંથી રોમન કાયદાને અટકાવીને ગુલામને બચાવી લીધો એ ત્રીજી રીત હતી. તેના કારણે માનવ સહવાસ અને બિરાદરી માટે તેને અયોગ્ય બનાવવામાં આવ્યો નહિ. રોમન ગુલામને માટે આ સૌથી વધુ સલામત કૃપા હતી. ધારો કે રોમન સમાજને ગુલામ પાસેથી શાકભાજી, દૂધ, દહીં અથવા પાણી કે દારૂ ખરીદવાનો વાંધો હોત, ધારો કે રોમન સમાજને ગુલામો તેઓને અડકે, તેઓનાં ઘરોમાં પ્રવેશે, તેઓ સાથે કારમાં પ્રવાસ કરે, વગેરે સામે વાંધો હોત, તો પોતાના ગુલામની અર્ધ- જંગલી અવસ્થામાંથી સંસ્કારી સ્થિતિમાં ઉન્નતિ કરવા માટે તેને કેળવવાનું તેના માલિક માટે શક્ય બન્યું હોત ખરૂં ? દેખીતી રીતે જ ના; એનું કારણ એ છે કે ગુલામને અસ્પૃશ્ય તરીકે ગણવામાં આવતો ન હતો અને

તેથી જ તેનો માલિક તેની ઉન્નતિ કરવા માટે તેને કેળવી શક્યો. તેથી, આપણે વળી પાછા એ જ નિષ્કર્ષ પર આવીએ છીએ, એટલે કે જે બાબતને કારણે ગુલામને બચાવી લેવામાં આવ્યો તે બાબત એ છે કે સમાજે તેના વ્યક્તિત્વને માન્ય કર્યું હતું અને જે બાબતના કારણે અસ્પૃશ્યની તબાહી થઈ છે તે બાબત એ છે કે હિંદુ સમાજે તેના વ્યક્તિત્વને માન્ય કર્યું નહિ, તેની સાથે એવો વ્યવહાર કર્યો કે જાણે તે એવી વ્યક્તિ હોય કે જેનું વ્યક્તિત્વ અસ્વચ્છ હોય અને તેના કારણે તેને માનવ સહવાસ તથા સામાન્ય વ્યવહાર માટે અયોગ્ય બનાવી દેવામાં આવ્યો હોય.

ગુલામને બાકીના સમાજથી અલગ કરનારી સામાજિક કે ધાર્મિક ખાઈ ન હતી. બાહ્ય દેખાવમાં તે મુક્ત માનવી કરતાં જુદો પડતો ન હતો, તેના રંગ કે તેનાં કપડાંના કારણે તેની હાલત છતી થતી ન હતી; તે પણ મુક્ત માનવી તરીકે એ જ કાર્યકલાપો કરતો હતો તે મ્યુનિસિપલ નગરોની નાગરિક જિંદગીનો ભાગીદાર હતો અને રાજ્ય સેવામાં નોકરી મેળવતો હતો; તે તમામ મુક્ત માનવીઓની જેમ જ પોતે વેપાર અને વાણિજ્યમાં રોકાયેલો હતો. ઘણીવાર વ્યક્તિને મન, કાયદા સમક્ષના અધિકારોની વાસ્તવિક ઓળખ કરતાં બાહ્ય બાબતોમાંની દેખીતી સમાનતાની વધુ કિંમત હોય છે. ગુલામ અને મુકત માનવી વચ્ચે ઘણીવાર બહુ નાનો સામાજિક અવરોધ હોવાનું જણાતું હોય છે. ગુલામ અને મુકત માનવી વચ્ચે અને મુકત માનવી અને ગુલામ વચ્ચે પણ લગ્ન બહુ સામાન્ય બની ગયું હતું. ગુલામીમાં રહેલા માનવી પર ગુલામ દરજ્જાનું કશું કલંક ન હતું. તે સ્પૃશ્ય હતો અને માનનીય પણ હતો. આ બધું રોમન ધર્મે ગુલામ તરફ રાખેલા વલણને લીધે હતું.

ગુલામી તરફ ખ્રિસ્તી નિષ્ઠાનું વલણ કેવું હતું તે લંબાણપૂર્વક વર્ણવવા માટે જગ્યા નથી. પરંતુ મૂર્તિપૂજા કરતાં ભિન્ન હતું. ઘણાં એ જાણે છે કે અમેરિકામાં ગુલામી દરમિયાન ખ્રિસ્તી પાદરીઓ નીગ્રો ગુલામોનું ખ્રિસ્તી ધર્મમાં ધર્માંતર કરવા તૈયાર ન હતા કારણ કે તેઓનો મત એવો હતો કે જો ધર્માંતરિત વ્યક્તિ ગુલામ રહે તો ખ્રિસ્તી નિષ્ઠાની અધોગતિ થાય. તેઓના અભિપ્રાય પ્રમાણે એક ખ્રિસ્તી બીજા ખ્રિસ્તીને ગુલામ તરીકે માન્ય રાખી શકે નહિ. તેને ભાઈચારો આપવા માટે તે બંધાયેલો જ હતો.

સમાપન કરતાં એમ કહી શકાય કે કાયદો અને ધર્મ એ બે એવાં પરિબળો

છે કે જે માનવીઓના વર્તનનું સંચાલન કરે છે. કોઈકવાર તેઓ એકબીજાનાં પૂરક હોય તેમ વર્તે છે. વળી બીજા કોઈક સમયે તેઓ અંકુશ અને પ્રતિ-અંકુશ તરીકે કાર્ય કરે છે. આ બંને પરિબળોમાંથી કાયદો અંગત છે જ્યારે ધર્મ બિનઅંગત છે. કાયદો અંગત હોવાથી તે અન્યાયી અને ગેરવાજબી હોઈ શકે છે. પરંતુ ધર્મ બિનઅંગત હોવાથી તે નિષ્પક્ષ રહે તો તે, કાયદા દ્વારા કરાયેલા અન્યાયને વ્યર્થ બનાવી શકે છે. રોમમાં ગુલામ અંગે બરોબર આવું જ બન્યુ. એટલા માટે જ ધર્મને, માનવીને ઉદાત્ત બનાવનાર અને તેની અધોગતિ નહિ કરનાર તત્વ તરીકે ગણવામાં આવે છે. હિંદુધર્મ એક અપવાદ છે. તેણે અસ્પૃશ્યને હીનમાનવી બનાવી દીધો છે તેણે હિંદુને પાશવી બનાવી દીધો છે. હીન માનવી અને પાશવી માનવીની સ્થાપિત વ્યવસ્થામાંથી કોઈ પણ રીતે છટકી શકાય એમ નથી.



# ૧૦

## હિંદુઓમાં સામાજિક વિવેકનો અભાવ.

૧. અસ્પૃશ્યોની દુ:ખદ સ્થિતિ જોઈને જે કોઈને પણ લાગી આવે છે તેવી દરેકે દરેક વ્યક્તિ કહેવા માંડે છે : "આપણે અસ્પૃશ્યો માટે કંઈક કરવું જોઈએ." આ સમસ્યામાં રસ ધરાવતી કોઈપણ વ્યક્તિ ભાગ્યે જ એવું કહેતી સાંભળવા મળે છે; "ચાલો આપણે હિંદુને બદલવા કંઈક કરીએ." એવું અચૂક માની લેવામાં આવે છે કે જેને સુધારવાના છે તે અસ્પૃશ્યો છે. જાણે કે અસ્પૃશ્યતા તેની નીચતાના કારણે હોય અને તે પોતે એકલો તેની સ્થિતિ માટે જવાબદાર હોય. જો કોઈ મિશન હોય તો તે અસ્પૃશ્યો માટે હોવું જોઈએ. હિંદુને માટે કશું જ કરવાની જરૂર નથી. તે તો મનથી, વર્તનથી અને નીતિમત્તાથી મજબૂત છે. તે સંપૂર્ણ છે. તેની સાથે કંઈ ખામી નથી. તે પાપી નથી.

તો પછી આ બાબતમાં ખરેખર સાચી સ્થિતિ શું છે ? હિંદુઓના પક્ષે કશી ભૂલ નથી અને અસ્પૃશ્યને જે કંઈ સહન કરવું પડે છે તે માટે દલિતો જ જવાબદાર છે એ દલીલનો ઉપયોગ, યહૂદીઓ તરફ ખ્રિસ્તીઓ દ્વારા કરવામાં આવતી દલીલો અને પાશવી વ્યવહાર સામે પોતાનું રક્ષણ કરવા માટે ખ્રિસ્તીઓ દ્વારા ખૂબ ખૂબ કરવામાં આવેલી છે. સહન કરતા યહૂદીઓ વતી ખ્રિસ્તીઓને આ સંદર્ભમાં મી. **લુઈસ ગોલ્ડીંગ** દ્વારા બહુ સણસણતો જવાબ આપવામાં આવ્યો છે. 'જેમાં હું યહૂદી સમસ્યાને અનિવાર્યપણે બિન-યહૂદી સમસ્યા ગણું છું. એ અર્થ એક બહુજ ઘરેલું દૃષ્ટાંત આપવાની હું અનુમતિ માગું છું. હું જેનાથી ખૂબ નિકટનો પરિચય ધરાવું છું એ મિશ્ર ઓલાદનો અમુક આયરિશ શિકારી નાનો કૂતરો છે- કૂતરો પૅડી જે મારા મિત્ર જહોન સ્મિથની બંને આંખની કીકી સમાન છે. પૅડીને સ્કૉચ નાના શિકારી કૂતરા પ્રત્યે અણગમો છે. કોઈ વ્યક્તિ પૅડીથી સવારના અંતરની અંદર પસાર થાય તો પૅડી તેનો વિરોધ કરે, અપમાન કરે અને એ રીતે અડોસપડોસને કાન બહેરા કરી મૂકે

એ રીતે ગજવી મૂકે એ પૂરતું છે. આ વ્યવહારને જહોન સ્મિત વખોડી નાખે છે, તેથી એ જે કરે છે તે, પૅડીની નજરે ચઢતાં લોકોને -જેઓ ઘણીવાર બિન-આક્રમણ પ્રાણીઓ હોય છે - તેઓ ભાગ્યે જ બોલવામાં પહેલ કરતા હોય છે. પૅડી માટેનું તેનું આવું સમગ્ર પ્રકારનું વહાલ હોવા છતાં, હું માનું છું તેમ એ એવું વિચારે છે કે પૅડીની આ રીતભાત અમુક અંશે રહેલી મૂળ પાપભાવના છે. અમને હજી એવું સૂચવવામાં નથી આવ્યું કે અહીં સ્કૉચ શોખીન કૂતરાની સમસ્યામાં શું સંડોવાયેલું છે અને જ્યારે કોઈ પડોશી શાંતિપૂર્ણ રીતે સાંજની શોભા નિરખતો હોય અને એમાં રત હોય ત્યારે તેના અસ્તિત્વની હકીકતથી તેના પર હૂમલો કરવા ઉશ્કેરવા માટે દોષ કાઢવો જ હોય તે પડોશીનો જ હોય.' મી.ગોલ્ડીંગ દ્વારા અપાયેલાં કારણોસર જો યહૂદી સમસ્યા વાસ્તવમાં ખ્રિસ્તી સમસ્યા હોય એમ સ્વીકારીએ તો પછી અસ્પૃશ્યોની સમસ્યા મુખ્યત્વે હિંદુ સમસ્યા છે એવું સ્વીકારવું પડે.

શું હિંદુઓને આ બાબતનું ભાન છે ? શું તેઓ એ વાત માને છે ખરા કે અસ્પૃશ્યો તેઓના માટે એક સમસ્યા છે ? શું તેઓને તે વાતની ચિંતા છે ખરી ? શું આનો બોજ તેઓનાં મન પર લાગે છે ખરો ? આ બાબતમાં સત્યનું પારખું કરવા માટે અમુક દેખીતી કસોટીઓથી આ પ્રશ્નને કસવો જોઇએ. એક કસોટી છે આ વિષય અંગેના સાહિત્યનું પુસ્તક. અમેરિકાના નિગ્રો અંગે પ્રસિદ્ધ થયેલા સાહિત્યનું પુસ્તક એક ધોરણસરના ઉપાય તરીકે લઈ શકાય. નિગ્રોના વિષય અંગે અમેરિકામાં અસ્તિત્વ ધરાવતા મુદ્રિત સાહિત્યનું મોટું પ્રમાણ જોઈને આશ્ચર્ય થાય એમ છે. એમ કહેવાય છે કે નિગ્રો સમસ્યા અંગેની તો વાસ્તવમાં સંપૂર્ણ ગ્રંથોની આવૃત્તિઓ કેટલાંય હજારો શીર્ષકોમાં જોવા મળશે. આ સાહિત્ય ખરેખર અગાધ છે. આનાથી એ જ પુરવાર થાય છે કે એ સમસ્યાનું શ્વેત લોકોને મન કેટલું મોટું મહત્ત્વ છે. એ સમસ્યાએ કેટલીય પેઢીઓથી અમેરિકાનાં તમામ વર્ગોના લોકોને અશાંત કરી મૂકયા છે. તે ઉપરાંત આ સમસ્યાના કારણે ધાર્મિક નૈતિકતાવાદીઓ, રાજકીય ફિલસૂફો, રાજનીતિજ્ઞો, પરોપકારીઓ, સમાજવિજ્ઞાનીઓ, રાજકારણીઓ, વેપારીઓ અને સીદા-સાદા સામાન્ય નાગરિકો પણ વિચલિત થઈ ઉઠ્યા છે.

ભારતમાં અસ્તિત્વ ધરાવતા અસ્પૃશ્યો અંગેના સાહિત્યનું પ્રમાણ કેટલું છે ? અડધા ડઝન ચોપાનિયાંઓથી વિશેષ કંઇ નહીં !

બીજી કસોટી સામાજિક વર્તણૂકની કસોટી રહેશે. છાપામાં આવેલા બે કેસો હું દ્રષ્ટાંતરૂપે નીચે આપું છું. એક કેસ તા.૫મી માર્ચ, ૧૯૨૬ના 'પ્રતાપ'માંથી લીધેલો છે. એ સમાચાર નીચે પ્રમાણે છે :

"તા.૨૩મી ફેબ્રુઆરીના રોજ દિવસના લગભગ ૧૧ વાગ્યે આશરે ૧૨ કે ૧૩ વ્યક્તિઓનું જૂથ **લખનૌમાં બેગમગંજ**માં માટી ખોદતું હતું. તે વખતે પથ્થરની ખાણ તૂટી પડી અને તે તમામ વ્યક્તિઓ માટીના ભારે મોટા ઢગલાઓ નીચે દટાઈ ગઈ. માટી ખસેડી લેવામાં આવી ત્યારે એક છોકરાને અને છ સ્ત્રીઓને બચાવી લેવામાં આવ્યાં જેમાંથી માત્ર એક જ સ્ત્રી જીવતી બહાર નીકળી, જે મીરપુરની હતી. તેને ગંભીર ઈજાઓ થઈ હતી અને તેની સ્થિતિ બહુ નાજુક હતી. બેગમગંજના હિંદુ રહેવાસીઓએ એ સ્ત્રીને સુવાડવા માટે પથારી આપવાની ના પાડી. આખરે એક મુસ્લિમે પથારી આપી. હવે એ ગરીબ સ્ત્રીને તેના ઘર સુધી લઈ જવા માટે મદદ કરવાય કોઈ હિંદુ તૈયાર ન હતો. આખરે, એક ભંગીને બોલાવવામાં આવ્યો અને તે સ્ત્રીને પથારીમાં સુવડાવીને તેના ઘર સુધી તે લઈ જવા તૈયાર થયો."

અસ્પૃશ્યો તરફ હિંદુઓમાં રહેલી માનવીય ચેતનાનો અભાવ દર્શાવતો ઉત્તમ દાખલો નીચેના પ્રસંગ પરથી માલૂમ પડે છે જે 'સંગ્રામ'ના સંવાદદાતાએ જણાવ્યો છે અને તા.૧૦મી જુલાઈ, ૧૯૪૬ના અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. સંવાદદાતા લખે છે :

"એક સ્ત્રી તા.૮મી જુલાઈ, ૧૯૪૬ના રોજ મ્હાપ્સે (ગોવામાં) નામના ગામમાં આવેલ અઝીલ તરીકે ઓળખાતા અનાથ આશ્રમમાં મૃત્યુ પામી. આ આશ્રમનું સંચાલન ખ્રિસ્તીઓ કરતા હતા. સ્ત્રી હિંદુ હોવાનું માનવામાં આવ્યું. તે એકલી હતી અને તેનાં સગાંસંબંધી ન હતાં. મૃતદેહનો નિકાલ કરવા માટે અને દહનવિધિ પતાવવા માટે કોઈ નથી એ જોયા પછી ગામના હિંદુઓ એકસાથે આવ્યા અને એ હેતુ માટે ફાળો એકઠો કર્યો. તેઓ મૃતદેહને અનાથ આશ્રમમાંથી બહાર લઈ આવ્યા. બરાબર એ જ વખતે તે જાણતા હતા તેવા કેટલાક અસ્પૃશ્યો ત્યાં આવ્યા અને મૃતદેહને ઓળખી કાઢ્યો. જે ક્ષણે હિંદુઓએ જાણ્યું કે એ સ્ત્રી અસ્પૃશ્યોની હતી કે તરત ત્યાં એકઠા થયેલા હિંદુઓ મૃતદેહને પડતો મૂકીને ચાલતા થવા માંડ્યા. ત્યાં આવેલા અસ્પૃશ્યોએ હિંદુઓને વિનંતી કરી કે નનામી અને કફન માટે તેઓએ એકઠી કરેલી રકમ તેઓને આપી દે.

હિંદુઓએ એ રકમ આપવાની ના પાડી દીધી અને એમ કહ્યું કે એ નાણાં, મૃત સ્ત્રી હિંદુ સ્ત્રી હતી એવી રજૂઆત કરીને ફાળો આપનારાઓ પાસેથી એકઠો કરવામાં આવ્યાં હતો. મૃત સ્ત્રી હિંદુ નથી પરંતુ અસ્પૃશ્ય છે તેથી તેઓએ નાણાંનો ઉપયોગ તેની દફનવિધિ પાછળ ખર્ચી શકે નહિ. અસ્પૃશ્યો તે મૃતદેહનો નિકાલ કરવા માટે બનતું બધું કરી છૂટયા. અસ્પૃશ્યોને હિંદુઓ તેઓના તરફ કેવો પ્રેમ અને સ્નેહ ધરાવે છે તેનો સારો પરચો મળી ચૂકયો હતો.

નીચેનો પ્રસંગ તા.૨જી ઑકટોબર, ૧૯૨૫ના 'મિલાપ'માંથી લેવામાં આવ્યો છે. તેનો સંવાદદાતા જણાવે છે :

''રૂદ્રપ્રયાગથી એવા સમાચાર મળ્યા છે કે સપ્ટેમ્બરના પહેલા અઠવાડિયામાં એક સાંજે એક હરિજન રૂદ્રપ્રયાગની ધર્મશાળા (કે મઠ)માં આવ્યો. જ્યારે એણે જાણ્યું કે એક વાઘ ત્યાં દરરોજ રાત્રે આવતો હતો ત્યારે તેણે ધર્મશાળાના (મઠના) મહંતને વિનંતી કરી કે તેને રાત્રે ધર્મશાળાના એક ખૂણામાં સંતાઈ જવા દે, જેથી કરીને તે વાઘથી સુરક્ષિત રહી શકે. તેમ છતાં તે ક્રૂર મહંતે તેની વિનંતી પ્રત્યે કશું લક્ષ આપ્યું નહિ અને ધર્મશાળાના દરવાજા બંધ કરી દીધા. તે કમનસીબ હરિજન, વાઘના ડરથી ભયભીત બનીને બહાર એક ખૂણામાં પોતે બેસી રહ્યો. રાત પૂરી થવા આવી ત્યારે વાઘ ત્યાં આવ્યો અને તેણે હરિજન પર હુમલો કર્યો. હરિજન બહુ મજબૂત અને તંદુરસ્ત હોવાથી અને નિરાશાએ તેને નિર્ભય બનાવ્યો હોવાથી તેણે વાઘની ગરદન પકડી લીધી અને બૂમો પાડવા માંડ્યો. 'મેં વાઘને પકડી પાડ્યો છે. આવો અને એને મારી નાખો.' પરંતુ ઉચ્ચ જાતિના મહંતે દરવાજો ખોલ્યો નહિ તેમજ તેણે કશી મદદ પણ કરી નહિ, તેથી હરિજનની પકડ એકાએક ઢીલી પડી ગઈ જો કે વાઘ પણ નાસી છૂટયો. હમણાં એ હરિજન શ્રીનગર (ગઢવાલ)માં ઘવાઈને પડ્યો છે. જ્યાં તે પોતે સારવાર લઈ રહ્યો છે તેની હાલત નાજુક હોવાનું કહેવાય છે.''

આ પ્રસંગો દ્વારા જણાતી નિર્દયતા પરથી એટલું તો જણાય જ છે કે હિંદુ અસ્પૃશ્યો તરફ કેવું વર્તન રાખે છે. અસ્પૃશ્યોનું શું થાય છે તેની હિંદુને મન કશી ચિંતા નથી હોતી.

ત્રીજી કસોટી, અસ્પૃશ્યોના ઉદ્ધાર માટે સેવા અને સમર્પણની કસોટી છે. અહીં પણ, નિગ્રોની ઉન્નતિ માટે અમેરિકનો જે સેવા અને સમર્પણથી ભાવના અપનાવે છે તે આપણા માટે એક ધોરણસરનો ઉપાય બની જશે.

નિગ્રોમાં શિક્ષણની પ્રગતિ માટે ગોરાલોકોએ સ્થાપિત કરેલ. અસ્તિત્વ ધરાવતાં શૈક્ષણિક ભંડોળોની તુલના કરો, આ રહ્યાં તેના આંકડા.[1]

| વસીયત કરનારનું નામ | રકમ (ડૉલરમાં) | વસીયત કરનારનું નામ | રકમ (ડૉલરમાં) |
|---|---|---|---|
| કાને | ૫૦,૦૦૦ | મારસોન | ૧,૦૦,૦૦૦ |
| હાફન | ૫,૦૦૦ | વ્યુમ્બર્ટ | ૪૦,૦૦૦ |
| બ્રોઝન | ૬૦,૬૦૦ | હરીલ્ડન | ૨,૩૦,૦૦૦ |
| ઓટીન્ગર | ૫૦૦ | મુગર | ૭૫,૦૦૦ |
| કેમ્બ્રીલે | ૩૫,૦૦૦ | કીલક્સ | ૪૫,૦૦૦ |
| જારેપ્કી | ૧૦૦૦ | રોસબાતીન | ૧,૦૦૦ |
| સ્ટ્રોક | ૫૦૦ | બર્ટન | ૧,૦૦૦ |
| કીડર | ૫,૦૦૦ | કોનરીય | ૧,૦૦,૦૦૦ |
| કલોડોન | ૧૦,૦૦૦ | કેન્ટ | ૧૦,૦૦૦ |
| વુડ | ૫૦૦ | ડયુક | ૧,૪૦,૦૦૦ |
| હારામ્નેશ | ૧૨,૫૦,૦૦૦ | મકરકલીયર | ૫,૦૦૦ |
| બીટી | ૨,૯૦,૦૦૦ | મેસી | ૨૫,૦૦૦ |
| મારકયુઅન્ટ | ૫,૦૦૦ | નીકોસસ | ૨૦,૦૦૦ |
| ન્યુટોન | ૫,૦૦૦ | ગ્રેટસન | ૧૫,૦૦,૦૦૦ |
| હમીંગન | ૨૫,૦૦૦ | હેપર | ૨૦,૦૦૦ |
| ફેલ્સ સ્ટોક | ૨,૮૦,૦૦૦ | રાઈટ | ૫૦,૦૦૦ |
| બાસર | ૩૦,૦૦૦ | | |

આ આંકડાઓ ૧૯૩૦ પહેલાના છે તેમાની શેષ રકમ ઉમેરેલ નથી.

નિગ્રો લોકોમાં શિક્ષણનો પ્રસાર થાય તે માટે વિદ્યમાન ફંડ પર નજર નાંખો.

(૧) એવરી ફંડ.

(૨) વિલાસ લિકવેસ્ટ,

(૩) આફ્રિકન ફંડ.

(૪) બકિંગહામ ફંડ

(૫) જ્યોર્જ વોશિંગ્ટન શૈક્ષણિક ફંડ.

(૬) માઈનર ફંડ.

(૭) સ્ટુઅર્ડ મિશનરી ફાઉન્ડેશન.

(૧) આ કોઠો, 'નિગ્રો ઇયર બુક' ૧૯૩૧-૩૨, પૃ. ૨૦૨માં આપેલી યાદીમાંથી તૈયાર કરવામાં આવ્યો છે.

(૮) ડૅનિયલ હેન્ડ ફંડ.

(૯) જ્હૉન સ્લેટર ફંડ.

(૧૦) ફેલ્પ્સ - સ્ટોકસ ફંડ.

આ ઉપરાંત, કાર્નેસી કોર્પોરેશન જુલિયસ શેઝન, વોલ્ડ ફંડ અને રોકફેલર ફાઉન્ડેશન જેવાં સામાન્ય ફંડો છે જેઓ પણ નિગ્રોને મદદ કરે છે. આ ફન્ડો દ્વારા વહેંચવામાં આવતી રકમોની ખબર નથી. પરંતુ તે રકમો લાખોમાં હશે.

| | વાર્ષિક ખર્ચ (ડોલરમાં) | નિગ્રોના શિક્ષક માટેનું કાયમી ભંડોળ (ડોલરમાં) | શાળાની સામધનસામગ્રી-ની કિંમત (ડોલરમાં) |
|---|---|---|---|
| અમેકિન બેપ્ટિસ્ટ હોમ મિશન બોર્ડ. | ૧૧૬.૨૪૭ | ૧,૫૯૭,૭૦૦ | ૩,૫૯૪.૨૫૧ |
| અમેરિકન ચર્ચ ઈન્સ્ટિટ્યુટ ફૉર નિગ્રોઝ (એપિસ્કોપલ) | ૧૮૫.૧૦૦ | ૪૫૦.૦૦૦ | ૩.૦૦૦.૦૦૦ |
| અમેરિકન મિશનરી એસોસિયેશન | ૩૬૮.૦૫૭ | ૩.૨૨૮.૪૨૧ | ૩.૨૦૦.૦૦૦ |
| ચર્ચ ઓફ ક્રિસ્ટ (ડિસીપલ્સ) યુનાઈટેડ ક્રિશ્ચિયન મિશનરી સોસાયટી | ૯૧.૦૭૨ | .... | ૫૦૦.૦૦૦ |
| લ્યુથેરાન ઈવેન્જેલીકલ સીનોડિકલ કોન્ફરન્સ ઓફ નોર્થ અમેરિકન બોર્ડ કલર્ડ મિશન | ૭૪.૯૦૦ | .... | ૧૭૫.૦૦૦ |
| મેથોડિસ્ટ એપિસ્કોપલ ચર્ચબોર્ડ ઓફ એજ્યુકેશન ઈન્સ્ટિટ્યુસન્સ ફોર નિગ્રોઝ | ૨૫૯.૨૬૪ | ૧.૯૬૨.૭૨૯ | ૫.૦૦૦.૦૦૦ |
| મેથોડિસ્ટ એપિસ્કોપલ ચર્ચ વુમન્સ હોમ મિશનરી સોસાયટી | ૧૦૪.૯૭૫ | .... | ૩૬૦.૦૦૦ |
| ઓફ પ્રેસ્બેટેરિયન ચર્ચ ઈન ધ યુ. એસ. એ., ડિવિઝન ઓફ મિશન્સ ફોર કલર્ડ પીપલ | ૪૦૫.૩૨૭ | ૧.૯૯૪.૦૩૨ | ૩.૫૬૦.૦૦૦ |
| યુનાઈટેડ પ્રેસ્બેટેરિયન ચર્ચ બોર્ડ ઓફ મિશન ફોર ફ્રીમેન | ૯૮.૦૦૦ | ૬૪૫.૦૦૦ | ૧.૦૦૦.૦૦૦ |

એવો અંદાજ છે કે ૧૮૬૫થી ૧૯૩૦ વચ્ચે ધાર્મિક અને પરોપકારી સંઘટનો માટેની નિગ્રોની પ્રગતિ અંગેની કુલ રકમ ૧,૩૫,૦૦૦,૦૦૦ ડોલર જેટલી થાય છે. આ રકમમાંથી ૮૫,૦૦૦,૦૦૦ ડોલર શ્વેત લોકોએ ફાળામાં આપ્યા છે.

અસ્પૃશ્યોના ઉદ્ધાર માટે હિંદુઓની સેવા અને સમર્પણનો ઉપાય કયો છે ? હિંદુઓ જે બદલ ડંફાસ મારી શકે તેવી એકમાત્ર સંસ્થા હરિજન સેવક સંઘ[1] જ છે. તેનું મૂડી ભંડોળ કદાચ ૧૦ લાખથી વધુ નહિ હોય. ગૌણ, બિન મહત્ત્વના અને ક્ષુલ્લક હેતુઓ અંગેનું તેનું વાર્ષિક ખર્ચ થોડાક હજાર રૂપિયાથી વધુ નથી થતું. આ ભંડોળ હવે કલ્યાણ ભંડોળ છે. તે મૂળ તો રાજકીય ભંડોળ છે જેનો ઉદ્દેશ એ છે કે અસ્પૃશ્યો હિંદુઓ સામે મતદાન ન કરે.[1]

આ તફાવત શા માટે છે ? શા માટે અમેરિકનો નિગ્રોના ઉત્કર્ષ માટે આટલી બધી સેવા અને સમર્પણ કરવાનું કષ્ટ ઉઠાવે છે અને શા માટે હિંદુઓએ અસ્પૃશ્યોના ઉદ્ધાર માટે કશું કરવાની ચિંતા નથી કરી ? એનો જવાબ એ છે કે અમેરિકનોમાં સામાજિક ચેતના છે જ્યારે હિંદુઓમાં એવું કશું નથી. એવું નથી કે હિંદુઓને સાચા - ખોટાનું, સારા - નરસાનું, નૈતિકતા - અનૈતિકતાનું કશું ભાન નથી. હિંદુઓનો વાંક એટલો જ છે કે બીજાઓ તરફની તેઓની નૈતિક ફરજની ભાવના લોકોના અમુક મર્યાદિત વર્ગ પૂરતી જ એટલે કે તેઓની પોતાની જ્ઞાતિના સભ્યો પૂરતી જ સંકુચિત છે. સી.એચ.જે. પેટન કહે છે તે મુજબ :[2]

"એ સાવ સ્પષ્ટ બાબત છે કે માનવી નૈતિક દૃષ્ટિએ સારો માનવી બન્યા વગર મર્યાદિત સમાજનો સારો સભ્ય બની શકે છે. ખરેખર તો જે માનવી સુસંગત રીતે જીવનની વ્યકિતગત નીતિનું પાલન કરે છે તે માનવીમાં પણ નૈતિક ઉત્કૃષ્ટતાની છાયા અને અપેક્ષા હોવાનું જણાતું હોય છે, અને આપણે એવું કંઈક શોધવાનું શરૂ કરીએ છીએ કે જેને આપણે ખુદ સદ્‌ગુણ માનવાની ભૂલ કરી બેસીએ છીએ. જ્યારે કે આપણે કોઈપણ સમાજનો વિશ્વાસુ સભ્ય હોય તેવા માનવીને ચોરોની ટોળકીનો પણ માની લઈએ છીએ. તેમ છતાં ચોરોમાં

---

આ કોઠો 'નિગ્રો ઇયર બુક' ૧૯૩૧-૩૨ પૃ. ૨૧૩માં આપેલી યાદીમાંથી તૈયાર કરવામાં આવ્યો છે.

(૧) વિગતો માટે જુઓ મારું પુસ્તક "કોંગ્રેસ અને ગાંધીએ અસ્પૃશ્યો માટે શું કર્યું છે ?"

(૨) "ગુડ વિલ" -લેખક એચ. જે. પેટન પૃ. ૨૮૧

પણ માનની લાગણી હોવી જોઈએ. તેથી કરીને ચોર કંઈ માનનીય માનવી નથી. નૈતિક દૃષ્ટિએ સારો માનવી, એવો જણાય છે કે જાણે તે માનવી મર્યાદિત સમાજનો નહિ પરંતુ વિશાળ સમાજના એક સભ્ય તરીકે સારો માનવી હોય અને જે સમાજ પછી એવો કોઈ સમાજ ન હોય જે ફરજોના સંઘર્ષાત્મક હકદાવાઓનું મૂળ હોય.''

અસ્પૃશ્ય, હિંદુઓના સમાજનો સભ્ય હોય એવું લાગતું નથી અને હિંદુને પણ એવું નથી લાગતું કે તે અને અસ્પૃશ્યો એક જ સમાજના છે. હિંદુઓનું વર્તન નૈતિક લાપરવાઈથી અંકિત શા માટે છે તેનું આ જ કારણ છે.

હિંદુઓમાં ચેતના ન હોવાને કારણે અસ્પૃશ્યો જે સહન કરી રહ્યા છે તે અન્યાયો અને અનૈતિકતાઓ સામે પુણ્ય પ્રકોપ જેવું કશું તેનામાં નથી. તેને આ અન્યાયો અને અનૈતિકતાઓમાં કશું ખોટું દેખાતું નથી. અને પોતાની સ્થિતિમાંથી સહેજ પણ ખસવાનો તે ઈન્કાર કરતા રહે છે. હિંદુઓમાં આવા ચેતનાપૂર્ણ અંતઃકરણના અભાવે અસ્પૃશ્યતાને દૂર કરવાના માર્ગમાં મોટો અવરોધ હિંદુ ઊભો કરે છે.



# ૧૧

## હિંદુઓનો જ્ઞાતિપ્રથામાં અતૂટ વિશ્વાસ

હિંદુ સમાજ સુધારકોમાં એક ઉદાર વર્ગ છે. આ વર્ગ એવું માને છે કે અસ્પૃશ્યતા અને જ્ઞાતિપ્રથાથી એકબીજાને અલગ છે. આ વિચારસરણીને અનુસરીને તેઓ એમ માને છે કે જ્ઞાતિપ્રથા પર પ્રહાર કર્યા વિના અસ્પૃશ્યતાને દૂર કરવી શક્ય છે. ધાર્મિક મનોવૃત્તિ ધરાવતો હિંદુ જેટલો જ્ઞાતિપ્રથાને દૂર કરવા અંગે વિરોધ ધરાવે છે એટલો જ વિરોધ એ અસ્પૃશ્યતાને દૂર કરવા અંગે પણ ધરાવે છે. સામાજિક સુધારા અંગેની કામગીરી એક તબક્કે કરવાનો જેટલો એને વિરોધ છે તેટલો જ વિરોધ એને એવી કામગીરી બે તબક્કે કરવા સામે છે. પરંતુ રાજકીય મનોવૃત્તિ ધરાવતો હિંદુ એ વિચારને ભારે બળપૂર્વક વળગી રહેવાનું પસંદ કરે છે અને એમ કરવા માટેનાં બે કારણો છે. સૌ પ્રથમ તો, તેનાથી ખરેખર હિંદુ પોતે છે તેના કરતાં વધુ સારા લોકશાહીના નમૂના તરીકે આંતરરાષ્ટ્રિય વિશ્વમાં પોતાની જાતને બતાવવાની તેને તક મળે છે. બીજું, જ્ઞાતિને એકબાજુ મૂકી દઈએ તો પણ, સવર્ણ હિંદુઓ કૉંગ્રેસ ત્યજીને જતા રહેશે એવું જોખમ એને લાગતું નથી.

જેઓ, જ્ઞાતિ પ્રથાને નુકશાન કર્યા વિના અસ્પૃશ્યતાને દૂર કરવાનું વિચારે છે તેઓ પોતાના કેસને મનુસ્મૃતિના પ્રકરણ ૧૦ના શ્લોક ૪ પર આધારિત કરે છે.

મનુ કહે છે કે માત્ર ચાર જ વર્ણો છે અને પાંચમો વર્ણ નથી. આ શ્લોકનું અર્થઘટન એવું થાય છે કે અસ્પૃશ્યોને ચોથા વર્ણમાં સમાવિષ્ટ કરવામાં આવ્યા છે. તેઓ શૂદ્રોના ભાગરૂપે છે અને જેમ શૂદ્રોને અડકવામાં વાંધો નથી તે રીતે અસ્પૃશ્યોને અડકવામાં કશો વાંધો હોઈ શકે નહિ. આ અર્થઘટન રાજકીય માનસ ધરાવતા હિંદુને ગમે તેટલું સુખદાયી હોવા છતાં મનુ જે રજૂ કરવા માગતા હતા તે આશય એમાં છતો થાય છે.

આ શ્લોકનું બીજું અર્થઘટન પણ થાય છે. એનો એવો અર્થ થઈ શકે કે મનુ ચાતુર્વર્ણ્યને વિસ્તારવા અને જેઓ પાંચમા વર્ણ તરીકે ચાર વર્ણોની બહાર હતી તેવી આ કોમોને માન્ય રાખીને પંચવર્ણ્ય કરવા તૈયાર ન હતા. પાંચમો વર્ણ નથી એમ કહેવામાં તેમનો અર્થ એવું સૂચવવાનો છે કે મનુ ચાર વર્ણોની બહાર હોય તેવાઓને, હિંદુ સમાજને ચારને બદલે પાંચ વર્ણોનો બનાવી હિંદુ સમાજમાં સમાવવા માગતા ન હતા. જો મનુ તમામ વ્યક્તિઓને ચાર વર્ણોમાં સમાવવા માગતા હોય તો અમુક લોકો માટે 'વર્ણબાહ્ય' શબ્દ વાપરવાનું કશું કારણ ન હતું. ખરેખર, મનુ 'વર્ણબાહ્ય'ના વર્ગમાં બે પેટા-વિભાગોને માન્ય રાખે છે. મનુ તેઓને 'હીણા' અને 'અંતેવાસીઓ' કહે છે. આ હકીકતો જોતાં એ દેખીતું છે કે મનુસ્મૃતિના આ શ્લોકમાં મૂકવા માગેલા અર્થઘટનથી રૂઢિચુસ્ત હિંદુ એવું સ્વીકારવામાં છેતરાશે નહિ કે અસ્પૃશ્યતાને નિભાવવી મનુસ્મૃતિથી વિરૂદ્ધ છે અને તેથી તેની નાબૂદી, હિંદુ ધર્મના સિદ્ધાંતોથી વિરૂદ્ધ નથી.

મનુના શ્લોકના અર્થઘટન પર આધારિત દલીલ, સામાન્ય અશિક્ષિત હિંદુ માટે સમજવી ઘણી અઘરી પડે. તે તો માત્ર બે જ બાબતો જાણે છે. એક તો એ કે એ જાણે છે કે જેનું તેણે પાલન કરવું જોઈએ એવા સામાજિક વ્યવહારની બાબતમાં ત્રણ અવરોધો છે. એ છે (૧) આંતરભોજન સામે મનાઈ, (૨) આંતરલગ્ન સામે મનાઈ, જ્યારે અસ્પૃશ્યતામાં ત્રીજો અવરોધ ઉમેરાયો છે અને (૩) અમુક વર્ગના લોકોને શારીરિક દૃષ્ટિએ અડકવા સામે મનાઈ. પહેલા બે અવરોધો જ્ઞાતિનું સર્જન કરે છે. ત્રીજો અવરોધ અસ્પૃશ્યતાને જન્મ આપે છે. સવર્ણ હિંદુને અવરોધોની સંખ્યાની પરવા નથી હોતી. તે તો અવરોધનું પાલન કરવામાં ચોકસાઈ રાખે છે. તેનું પાલન નહિ કરવા બદલ જ્યારે તેને પૂછવામાં આવે છે ત્યારે તે પાછો ફરીને સામેથી પૂછે છે કે શા માટે નહિ ? તેની દલીલ એવી છે કે જો પહેલાં બે અવરોધોનું પાલન કરવાની મને છૂટ હોય તો, જો હું ત્રીજા અવરોધનું પાલન ન કરૂં તો તેમાં ખોટું શું છે ? માનસશાસ્ત્રીય રીતે, જ્ઞાતિ અને અસ્પૃશ્યતા એક માત્ર અને સરખા જ સિદ્ધાંત પર આધારિત એક અખંડ પ્રથા છે. જો સવર્ણ હિંદુઓ અસ્પૃશ્યતાનું પાલન કરતા હોય તો તેનું કારણ એ છે કે તેઓ જ્ઞાતિમાં માને છે.

આ દ્રષ્ટિકોણથી જોતાં, જ્ઞાતિ પ્રથાનો નાશ કર્યા વિના અસ્પૃશ્યતા દૂર કરવાની આશાનો વિચાર કરવો એ તદ્દન નિરર્થક વાત છે. જ્ઞાતિ અને

અસ્પૃશ્યતા એ બંને જુદી જુદી બાબતો છે એવો વિચાર કરવો મિથ્યા છે. એ બંને એક જ છે અને અવિભાજ્ય છે. અસ્પૃશ્યતા એ તો જ્ઞાતિ પ્રથાનું કેવળ વિસ્તરણ જ છે. એ બંને વચ્ચે કશો ભેદ નથી. એ બંને સાથે જ અસ્તિત્વમાં છે અને એ બંનેનો વિનાશ પણ સાથે સાથે જ થશે.

કાનૂની કે તાર્કિક વ્યૂહરચના દ્વારા અસ્પૃશ્યતા શા માટે નાબૂદ થઈ શકતી નથી તેનું બીજું કારણ પણ છે. જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે હિંદુ સામાજિક વ્યવસ્થા શ્રેણીબદ્ધ અસમાનતાના સિદ્ધાંત પર આધારિત છે. એમ કહેવું અતિશયોકિત નહિ ગણાય કે ઘણા લોકો આ સિદ્ધાંતનો અર્થ સમજતા નથી. **અસમાનતા પર આધારિત સામાજિક પ્રથા, શ્રેણીબદ્ધ અસમાનતા પર આધારિત સામાજિક પ્રથા કરતાં અલગ ભૂમિકા પર રચાયેલી છે. આગલી સામાજિક પ્રથા એક નબળી પ્રથા છે જે પોતાનો બચાવ કરી શકવા માટે શક્તિમાન નથી. બીજી બાજુ પાછલી સામાજિક પ્રથા સ્વબચાવ કરી શકવા માટે શક્તિમાન છે.** અસમાનતા પર આધારિત સામાજિક પ્રથામાં નીચલા ક્રમો એ પ્રથાને ઉથલાવી ફેંકી દેવા માટે સંયુક્ત થઈ શકે છે. તેમાંના કોઈને પણ તે પ્રથા સચવાય એમાં કશોય રસ નથી. ક્રમિક અસમાનતા પર આધારિત સામાજિક પ્રથામાં, નારાજ થયેલા પક્ષો દ્વારા વ્યાપકરૂપે સહિયારો હુમલો થાય તેવી શકયતાનું અસ્તિત્વ નથી. ક્રમિક અસમાનતાની પ્રથામાં, નારાજ થયેલા પક્ષો સમાન કક્ષાએ હોતા નથી. તેઓ માત્ર ઊંચા કે નીચા હોય માત્ર ત્યારે જ આવું બની શકે. ક્રમિક અસમાનતાની પ્રથામાં સૌથી ઊંચા (બ્રાહ્મણો) સૌથી ઊંચા પછી નીચેથી વધુ ઊંચા (ક્ષત્રિયો)ઓ આવે છે. વધુ ઊંચાની નીચે એવા લોકો છે જેઓ ઊંચા (વૈશ્યો) આવે છે. ઊંચાની નીચે નીચા (શૂદ્રો) આવે છે અને નીચાની નીચે એવા લોકો આવે છે જેઓ વધુ નીચા (અસ્પૃશ્યો) હોય છે. આ તમામ લોકોને સૌથી ઊંચા છે તેઓ સામે ફરિયાદ છે અને તેઓનું પતન થાય એવું કરવાનું તેઓને ગમશે. પરતું તેઓ સંયુક્ત નહિ થાય. વધું ઊંચા છે તેઓ સૌથી ઊંચા છે તેઓથી મુક્ત થવા આતુર છે, પણ તેઓ ઊંચા, નીચા અને વધુ નીચાની સાથે જોડાવા ઈચ્છતા નથી કારણ કે રખેને તેઓ બધા વધુ ઊંચાની કક્ષાએ પહોંચી જાય અને તેઓના સમકક્ષ બની જાય. ઊંચા છે તેઓ તેમની ઉપરના જેઓ વધુ ઊંચા છે તેઓને ઉથલાવીને ફેંકી દેવા માગે છે પરંતુ તેઓ નીચા

અને વધુ નીચાની સાથે હાથ મિલાવવા માગતા નથી કારણ કે રખેને તેઓ તેમના દરજ્જે પહોંચી જાય અને કક્ષામાં તેમની સાથે થઈ જાય. જે નીચા છે તેઓ સૌથી ઊંચાને, વધુ ઊંચાને અને ઊંચાને તોડી પાડવા માટે અધીરા છે પરંતુ તેઓ, વધુ નીચા છે તેઓની સાથે સમાન ઉદ્દેશવાળા નહિ બને કારણ કે તેઓને ડર છે કે વધુ નીચાને વધુ ઊંચો દરજ્જો મળી જશે અને સમકક્ષ બની જશે. ક્રમિક અસમાનતાની પ્રથામાં, એક વર્ગ કે જે સામાજિક પિરામિડના પાયામાં છે તે સિવાય, સંપૂર્ણત: વિશેષ હક નહિ ધરાવતા વર્ગ તરીકે હોય તેવો કોઈપણ વર્ગ નથી. બાકીના વર્ગોના વિશેષ હક્કો ક્રમિક ધોરણે હોય છે. વધુ નીચા સાથે તુલના કરતાં, નીચા પણ વિશેષ હક ધરાવતો એક વર્ગ છે. દરેક વર્ગ વિશેષ હક ધરાવતો વર્ગ હોવાથી દરેક વર્ગને સામાજિક પ્રથાને જાળવી રાખવામાં રસ હોય છે.

અસ્પૃશ્યોને મન અસ્પૃશ્યતા એક દુર્ભાગ્ય હોઈ શકે. પરંતુ એમાં શંકા નથી કે હિંદુઓને મન એ સદ્ભાગ્ય છે. એનાથી તેઓને એક એવો વર્ગ મળે છે જેને તેઓ ધૃણાની નજરે જોઈ શકે છે. હિંદુઓ એવી પ્રથા નથી માગતા જેમાં ગમે તેવો ક્ષુદ્ર માણસ કોઈ મોભાવાળી વ્યક્તિ બની શકે. તેઓ એવી પ્રથા પણ નથી માગતા જેમાં એકેએક જણ મોભાવાળી વ્યક્તિ બની શકે. તેઓ એવી પ્રથા માગે છે કે જેમાં તેઓ અમુક અમુક વ્યક્તિઓ ને મોભો હોય અને બીજાઓ ગમે તેવી ક્ષુદ્ર વ્યક્તિઓ બની જાય. અસ્પૃશ્યો ગમે તેવી ક્ષુદ્ર વ્યક્તિઓ છે. આ હકીકતથી હિંદુઓ અમુક અમુક વ્યક્તિઓ બની શકે છે. અસ્પૃશ્યતાની પ્રથાને લીધે હિંદુઓના સાહજિક અભિમાનને પોષણ મળે છે, અને તેઓને પોતે મોટા હોય એવું લાગે છે અને દેખાય છે. ખાસ કરીને જેઓ નાના માણસો છે તેવી મોટી બહુમતી ધરાવતા હિંદુઓ અસ્પૃશ્યતા છોડી દે તેવો સંભવ નથી તે માટેનું આ એક વધારાનું કારણ છે.

સમગ્ર હિંદુ સામાજિક વ્યવસ્થા, ખાસ કરીને જ્ઞાતિ પ્રથાને રદ કરવામાં આવે તો જ માત્ર અસ્પૃશ્યતા નાબૂદ થાય. શું આ શકય છે ? દરેક સંસ્થા ચાલુ રહે છે તેની પાછળ અમુક પ્રકારની સત્તા રહેલી હોય છે. કોઈ સંસ્થાને જીવનબળ પુરૂં પાડતી હોય તેવી ત્રણ પ્રકારની સત્તા હોય છે. તેવી સત્તાઓ છે કાનૂની સત્તા, સામાજિક સત્તા અને ધાર્મિક સત્તા. કોઈપણ સંસ્થાની જીવનશક્તિનો આધાર, સત્તાના સ્વરૂપ ઉપર રહેલો છે. જ્ઞાતિપ્રથા પાછળ સત્તાનું

સ્વરૂપ શું છે ? દુર્ભાગ્યે, જ્ઞાતિપ્રથાની પાછળની સત્તા એ ધાર્મિક સત્તા છે, કારણ કે વર્ણપ્રથાના નવા સ્વરૂપ તરીકે જ્ઞાતિ તેની સત્તા વેદોમાંથી પ્રાપ્ત કરે છે અને વેદો હિંદુ ધર્મનો પવિત્ર ગ્રંથ બને છે અને અફર છે. હું કહું છું કે તે દુર્ભાગ્યે છે કારણ કે જે કોઈ બાબત પાછળ ધાર્મિક સત્તા હોય છે તે તેની રૂએ પવિત્ર અને સનાતન બની જાય છે. હિંદુને મન જ્ઞાતિ પવિત્ર છે અને જ્ઞાતિ સનાતન છે. જો જ્ઞાતિ દૂર ન થાય તો અસ્પૃશ્યતા દૂર થવા માટે આશા કેવી ?



# ૧૨

## વહીવટીતંત્રનો વિરોધ

ભારતના ફોજદારી કાયદાની કલમ - ૨ આ પ્રમાણે છે :

''દરેક વ્યક્તિ બ્રિટિશ ભારતમાં જે બદલ ગુનેગાર ઠરશે તેવી આ કાયદાની જોગવાઈઓ વિરુદ્ધના દરેક કાર્ય કે કાર્યલોપ માટે આ કાયદા હેઠળ શિક્ષાને પાત્ર રહેશે અને અન્યથા નહિ.''

જે કાયદા કમિશ્નરોએ ફોજદારી કાયદાનો મુસદ્દો તૈયાર કર્યો તેઓએ સેક્રેટરી ઑફ સ્ટેટ્સ ને કરેલા પોતાના સંબોધનમાં, ''દરેક વ્યક્તિ'' એ શબ્દો પ્રત્યે ખાસ લક્ષ દોરવાનું જરૂરી વિચાર્યું. તેઓના અવલોકન દરમિયાન તેઓએ કહ્યું :

''કાઉન્સિલમાં આપ નામદાર એ જોઈ શકશો કે અમે કંપનીના પ્રદેશોમાં રહેતાં ભારતના પ્રાચીન સાર્વભૌમ (રજવાડા) કે કોઈપણ કુટુંબોને આ કાયદાના અમલમાંથી અપવાદરૂપ બનાવવાનું વિચાર્યું નથી. આવો કોઈ પણ અપવાદ હોવા જોઈએ કે કેમ એ એવો પ્રશ્ન છે, જે હાલના કોલકરારોના આપણી પાસે જે વધુ ચોક્કસ જ્ઞાન છે તેના વગર, જે અર્થમાં એ કોલકરારોને સમજવા ના હોય એ અર્થનો, વાટાઘાટોના ઈતિહાસનો, અમુક કુટુંબોના મિજાજનો અને તેઓની શકિતનો અને એ કુટુંબો તરફના લોકોના સમૂહની લાગણીનો પ્રશ્ન છે. અમે અત્યંત આદરભાવથી માત્ર એટલું જ જોવાની પરવાનગી માગીશું કે આવો દરેક અપવાદ એક અનિષ્ટ છે; એટલે કે એ એક એવું અનિષ્ટ છે કે દરેક માનવી કાયદાથી પર હોવી જોઈએ, એ એના કરતાંય વધુ મોટું અનિષ્ટ છે કે જનતાને કાયદાથી પર હોવાના વિશેષ હકને ઊંચા અને ઈર્ષ્યારૂપ તફાવત તરીકે જોતાં શીખવવી જોઈએ; આવા વિશેષ હકો જેટલા વધુ લાંબા સમય સુધી સહન કરાય તેટલા તેમને દૂર કરવાનું વધુ કઠિન બને; જુદી જુદી જાતિઓ અને ધર્મોની વ્યકિતઓ માટે સમાનરૂપે બંધનકર્તા હોય તેવો નવો કાયદો સરકાર ઘોષિત કરે તે સમયે એવા વિશેષ હકો લઈ લેવા માટેની વધુ યોગ્ય તક પણ ભાગ્યે જ

હોય છે, અમને ભારે મોટો શક છે. પવિત્રતાથી પ્રતિજ્ઞા લેવાયેલ જાહેર વિચારણાની સમાન ન્યાયના ફાયદાઓ સામે તુલના કરવામાં આવી શકે કે કેમ.''

એવો વિચાર કરવામાં આવ્યો હશે કે સમાન ન્યાયના આ સિદ્ધાંતથી સ્થાપિત વ્યવસ્થાને મરણતોલ ફટકો પડશે. હકીકતમાં તો, એમ હોવા છતાં, સ્થાપિત વ્યવસ્થાને કશું નુકશાન થવાનું તો દૂર રહ્યું પણ તે ચાલુ રહી છે એવું પૂછી શકાય કે શા માટે સમાન ન્યાયનો સિદ્ધાંત તેની અસરમાં નિષ્ફળ ગયો ? આનો સરળ જવાબ આ રહ્યો. ન્યાયનો સિદ્ધાંત તૈયાર કરવો એ એક વાત છે. તેને અસરકારક બનાવવો એ બીજી વાત છે. સમાન ન્યાયનો સિદ્ધાંત અસરકારક છે કે નહિ તેનો આધાર તો એ સિદ્ધાંતનો અમલ કરવાનું જેના પર છોડ્યું હોય તેવી મુલકી સેવાઓના પ્રકાર અને સ્વરૂપ પર છે. જો મુલકી સેવા, તેના વર્ગ પૂર્વગ્રહના કારણે, સ્થાપિત વ્યવસ્થાની મિત્ર હોય અને નવી વ્યવસ્થાની દુશ્મન હોય તો નવી વ્યવસ્થા અસ્તિત્વમાં કદી પણ આવી શકે નહિ. નવી વ્યવસ્થા સાથે સુસંગત રહે તેવી મુલ્કી સેવા નવી વ્યવસ્થાની સફળતા માટે આવશ્યક હતી એવો ખ્યાલ કાર્લ માર્ક્સને **૧૮૭૧માં** પેરીસ કૉમ્યુનની રચનામાં અને લેનીનને સૌવિયેટ સામ્યવાદની સ્થાપનામાં આવ્યો હતો. દુર્ભાગ્યે, બ્રિટિશ સરકારે મુલકી સેવાના કર્મચારીગણ વિશે કદી કાળજી રાખી નહિ, ખરેખર તેના કારણે વહીવટનાં દ્વાર એવા વર્ગોના લોકો માટે ખૂલી ગયાં જેઓ, જેમાં સમાનતાના સિદ્ધાંતને કશું સ્થાન ન હતું તેવા હિંદુઓની સ્થાપિત વ્યવસ્થામાં માનતા હતા. આ હકીકતના પરિણામે, ભારત પર શાસન બ્રિટિશનું રહ્યું છે પરંતુ વહીવટ હિંદુઓનો રહ્યો છે. મુલકી સેવાની રચનાના થોડાક આંકડા પરથી આ હકીકત પૂરેપૂરી જણાઈ આવશે.

ભારતના પાટનગરથી શરૂ કરીને ગામ સુધીનો સમગ્ર વહીવટ હિંદુઓ દ્વારા સજ્જ થયેલો છે. હિંદુઓ વહીવટની સત્તા ધરાવતી તમામ શાખાઓના તમામ ખૂણેખાંચરે, તમામ સ્તરે પ્રસરી ગયેલા સર્વશક્તિમાન ઈશ્વરની માફક છે. જૂની વ્યવસ્થાની વિરોધી કોઈપણ વ્યક્તિ છટકી જઈ શકે તેવું કોઈ છિદ્ર તેમાં નથી. ખાતું ગમે તે હોય – મહેસૂલ, પોલીસ કે ન્યાયનું હોય – તેમાં માણસો તરીકે હિંદુઓ ગોઠવાયેલા હોય છે. જો સ્થાપિત વ્યવસ્થા અસ્તિત્વમાં ચાલુ રહી હોય તો તેનું કારણ એ છે કે રાજ્યના હિંદુ અધિકારીઓ તરફથી તેને નિશ્ચિત સમર્થન મળતું રહે છે. હિંદુ અધિકારીઓ કામકાજનો વહીવટ કેવળ તેઓના ગુણદોષના

આધારે જ નથી કરતા હોતા. તેઓ કામકાજનો વહીવટ પક્ષકારોને લક્ષમાં રાખીને કરતા હોય છે. તેઓનો સિદ્ધાંત તમામને સમાન ન્યાય મળે એ નથી હોતો. તેમનો ઉદ્દેશ એ છે કે ન્યાય, સ્થાપિત વ્યવસ્થાને સુસંગત હોય. આ અનિવાર્ય છે. કારણ કે તેઓ, સ્થાપિત વ્યવસ્થા હેઠળ સમાજમાંના જુદા જુદા વર્ગો તરફના વલણને વહીવટની અંદર લઈ આવતા હોય છે. વહીવટના ક્ષેત્રમાં અસ્પૃશ્યો પ્રત્યે રાજ્યના અધિકારીના વલણ પરથી આ સ્પષ્ટ જણાઈ આવે છે.

જો કોઈ અસ્પૃશ્ય સવર્ણ હિંદુ વિરૂદ્ધ અરજી લઈને પોલીસ અધિકારી પાસે જાય તો કોઈ જાતનું રક્ષણ આપવાને બદલે તેને ભરપૂર ગાળો સાંભળવા મળશે એ વાતની સાબિતી દરેક અસ્પૃશ્ય આપી શકશે. કાં તો તેને તેની ફરિયાદ નોંધ્યા વગર હાંકી કાઢવામાં આવશે, અથવા તો જો તે નોંધવામાં આવે તો સ્પૃશ્ય આક્રમણખોરોને છટકી જવાનો માર્ગ મળી રહે એ રીતે તદ્દન ખોટી રીતે નોંધવામાં આવશે. જો તે તેના ગુનેગારો પર મૅજિસ્ટ્રેટ સમક્ષ મુકદ્દમો માંડે, તો તેની કાર્યવાહીઓનું ભાગ્ય આગળથી જ જાણી શકાય તેવું હોય છે. અસ્પૃશ્યોને સાક્ષીઓ તરીકે હિંદુઓ કદી નહીં મળી શકે કારણ કે ગામ લોકોએ અસ્પૃશ્યોના કેસમાં ટેકો નહિ આપવાનું કાવતરૂં કર્યું હોય છે. પછી તેનો કેસ ગમે તેટલો ન્યાયી કેમ ન હોય. જો તે અસ્પૃશ્યોમાંથી સાક્ષીઓ લાવે તો મૅજિસ્ટ્રેટ તેઓની સાબિતીનો સ્વીકાર નહિ કરે કારણ તે સરળતાથી એમ કહી શકશે કે તેઓ હિત ધરાવતી વ્યક્તિઓ છે અને સ્વતંત્ર સાક્ષીઓ નથી, અથવા, જો તેઓ સ્વતંત્ર સાક્ષીઓ હોય તો અસ્પૃશ્યોની માન્ય અભિવ્યક્તિ પોતાને સચ્ચાઈપૂર્ણ સાક્ષી લાગી નથી એમ કહી દઈને આરોપીને નિર્દોષ છોડી મૂકવાનો સરળ માર્ગ મૅજિસ્ટ્રેટને મળી જાય છે. જે સાક્ષીનું વર્તન મૅજિસ્ટ્રેટને જોવાની તક મળી નહોતી એવા સાક્ષીની સાબિતી પર આધારિત મુકદ્દમો ચલાવતા મૅજિસ્ટ્રેટના ચુકાદાને અપીલ- કોર્ટ પલટાવી નાખવો જોઈએ નહિ એમ જણાવતા સુસ્થાપિત નિયમના કારણે મૅજિસ્ટ્રેટના ચુકાદાને ઉપલી ખાસ અદાલત ઉલટાવી નહિ નાખે એવું પૂરેપૂરૂં નિર્ભય રીતે જાણતા હોવાથી મૅજિસ્ટ્રેટ આવું કરી શકશે.

આવો ભેદભાવ અમલમાં મૂકવામાં આવે છે એવું તો હવે કૉંગ્રેસીઓએ પણ સ્વીકાર્યું છે. તા.૩૦મી સપ્ટેમ્બર, ૧૯૩૧ના રોજ પૂરા થતા વર્ષના તામિલનાડુ હરિજન સેવક સંઘના વાર્ષિક અહેવાલમાં[1] જણાવવામાં આવ્યું છે કે.

૧. જુઓ 'હિંદું' માર્ચ ૭, ૧૯૩૮

"જ્યાં માત્ર પોલીસના માણસો જ રાજ કરે છે તેવા સૌથી દૂરનાં ગામડાંમાં અધિકારો અંગેની જાગૃતિ હરિજનોની રાજકીય સભાનતાને કારણે આવી હોવાથી હરિજનો માટે આમ કરવું હંમેશાં શક્ય નથી કારણ કે પોતાના અધિકારો વિશે ભારપૂર્વક જણાવવું એનો અર્થ એ કે તેની અને સવર્ણ હિંદુઓ વચ્ચે ટક્કર વ્હોરી લેવી, જેમાં હંમેશાં હિંદુનો હાથ જ ઉપર રહેતો હોય છે. આ ઝઘડાનું કુદરતી પરિણામ એટલે કાં તો પોલીસને અથવા તો મૅજિસ્ટ્રેટને અરજી કરવી. મૅજિસ્ટ્રેટને અરજી કરવી એ હરિજનની પહોંચની બહારની વાત ગણાય જ્યારે પોલીસને અરજી કરવી એ તો નિરર્થક કરતાં બદતર છે. ઘણા કેસોમાં તો ફરિયાદો અંગે કશી તપાસ જ કરવામાં આવતી હોતી નથી, જ્યારે બીજી અમુક અરજીઓમાં સવર્ણ હિંદુઓને અનુકૂળ હોય તેવો ચુકાદો આપવામાં આવતો હોય છે. પોલીસને કરેલી અમારી અરજીઓનું પણ આવું ભાગ્ય બને છે. અમને જણાય છે તે તકલીફ એ છે નીચલા પોલીસના માણસોની મનોવૃત્તિમાં કશો ફેરફાર થયો નથી. કાં તો તે હરિજનોના અધિકારો - જેના રક્ષક તેણે થવાનું છે તેનાથી બેખબર હોય છે અથવા તો તેના પર સવર્ણ હિંદુઓની અસર પડેલી હોય છે અથવા એવું પણ હોય કે તે તદ્દન ઉદાસીન હોય છે. બીજા કેસોમાં તે ધનિક સવર્ણ હિંદુઓનો પક્ષ લેતો હોય છે તે માટે ભ્રષ્ટાચાર જવાબદાર છે."

આના પરથી જણાય છે કે હિંદુ અધિકારી કેટલી હદે અસ્પૃશ્ય વિરોધી અને હિંદુ તરફી હોય છે. જ્યારે જ્યારે તેની પાસે કશી સત્તા કે વિવેક નિર્ણય લેવાનો હોય છે ત્યારે તેનો ઉપયોગ હંમેશાં અસ્પૃશ્યોને બાધ આપે એ રીતે કરવામાં આવે છે.

પોલીસ અને મૅજિસ્ટ્રેટ કેટલીકવાર ભ્રષ્ટ હોય છે. જો તેઓ માત્ર ભ્રષ્ટ જ હોત તો કદાચ આ બધી બાબતો આટલી બધી ખરાબ ન હોત કારણ કે ભ્રષ્ટ હોય તેવો અધિકારી તો બેમાંથી કોઈ પણ પક્ષકાર દ્વારા ખરીદી શકાય તેવો હોય છે. પરંતુ દુર્ભાગ્ય એ છે કે પોલીસ અને મૅજિસ્ટ્રેટો વારંવાર ભ્રષ્ટ કરતાં પક્ષપાતી વધુ હોય છે. હિંદુઓ તરફનો તેનો આવો પક્ષપાત અને અસ્પૃશ્યો પ્રત્યે તેનો આવો તિરસ્કારના પરિણામે અસ્પૃશ્યોને રક્ષણ અને ન્યાયનો ઈન્કાર કરી દેવામાં આવતો હોય છે. એક તરફના આવા પક્ષપાત અને બીજા તરફના આવા તિરસ્કારનો કોઈ ઈલાજ નથી, કારણ કે તેનાં મૂળ, દરેક હિંદુમાં

સ્વાભાવિક રીતે જન્મેલા સામાજિક અને ધાર્મિક દ્વેષમાં ઊંડાં ઊતરેલાં હોય છે. પોલીસ અને મૅજિસ્ટ્રેટો, તેઓના ઉદ્દેશો, હિત અને તેઓના ઉછેરના કારણે, અસ્પૃશ્યોમાં કાર્યરત એવી જીવનશક્તિ સાથે સહાનુભૂતિ બતાવી શકતા નથી. અસ્પૃશ્યો જેનાથી ગતિશીલ બને છે તેવા અભાવો, દુઃખો અને ઈચ્છાઓનો જવાબદારીભર્યો ખ્યાલ તેઓને હોતો નથી. પરિણામે, તેઓ અસ્પૃશ્યોની અપેક્ષાઓ પ્રત્યે ખુલ્લંખુલ્લી દુશ્મનાવટ અને વેરભાવ રાખતા હોય છે, તેઓને પ્રગતિમાન બનાવવામાં મદદરૂપ બનતા નથી, તેઓને ઉદ્દેશ પ્રત્યે અણગમો બતાવતા હોય છે અને જેમાંથી ગૌરવ અને સ્વમાનની ગંધ આવતી હોય તેવી દરેક બાબતને મૂળમાં જ ડામી દેતા હોય છે. બીજી બાજુ, તેઓ હિંદુઓની લાગણીઓના ભાગીદાર બનતા હોય છે. તેઓની સત્તા, પ્રભુત્વ, પ્રતિષ્ઠા અને અસ્પૃશ્યો પરના તેઓના ગૌરવ પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હોય છે. બંને વચ્ચેના કોઈપણ સંઘર્ષમાં તેઓ અસ્પૃશ્યોના આ પ્રતિકારને દાબી દેવામાં હિંદુઓના એજન્ટો તરીકેની કામગીરી બજાવતા હોય છે અને અસ્પૃશ્યોને પાઠ ભણાવવા માટે અને તેઓને તેઓનાં સ્થાનોમાં જકડી રાખવા માટે ન્યાયી કે અન્યાયી એવાં તમામ સાધનો દ્વારા શકય તેવું બધું કરી છૂટવાના તમામ હિંદુઓના નાપાક પ્રયત્નોમાં તદ્દન છડેચોક અને બેશરમીથી ભાગ લેતા હોય છે.

આનું સૌથી ખરાબ પાસું તો એ છે કે આ તમામ અન્યાય અને અત્યાચાર, કાયદાની મર્યાદાઓની અંદર રહીને કરવામાં આવતા હોય છે. કોઈપણ હિંદુ સરળતાથી એમ કહી શકે છે કે અસ્પૃશ્યોને તે કામે રાખશે નહિ, તેને તે કશું વેચાતું આપશે નહિ, જમીનમાંથી તેને તે કાઢી મૂકશે, કાયદાનું સ્હેજ પણ ઉલ્લંઘન કયા વગર પોતાના ખેતરમાં થઈને તેનાં ઢોરને તે લઈ જવા દેશે નહિ. આમ કરવામાં તે પોતાના અધિકારને જ વ્યકત કરતો હોય છે. કયા ઉદ્દેશ્યથી તે આવું કરતો હોય છે તેની કાયદાને કંઈ પડી હોતી નથી. તેમ કરવાથી અસ્પૃશ્યોને કેટલું નુકશાન થાય છે તે કાયદો જોતો નથી. પોલીસ પોતાના બળનો અને પોતાની સત્તાનો દુરુપયોગ કરી શકે છે. જે કહેવામાં આવ્યું હોય તેનાથી સાવ જુદું જ હોય તેવું કંઈક લખી લઈને પોલીસ એવી નોંધને ઈરાદાપૂર્વક ખોટી બતાવી શકે છે તે જેમાં હિત ધરાવતો હોય તે બાજુએ તે પુરાવો ખુલ્લો કરી શકે છે. તે ધરપકડ કરવાનો ઈનકાર કરી શકે છે તે કેસને બગાડી નાખવા

માટે એકસોને એક બાબતો કરી શકે છે. પકડાઈ જવાના સહેજ પણ ભય વગર તે આ બધું કરી શકે છે. કાયદાની છટકબારીઓ ઘણી હોય છે અને તેની એને સારી રીતે ખબર હોય છે. મૅજિસ્ટ્રેટે તેનામાં વિવેકાધિકારનું ભારે મોટું પ્રમાણ નિહિત કર્યું હોય છે. તેનો ઉપયોગ કરવા તે મુક્ત હોય છે. કોઈપણ કેસના નિર્ણયનો આધાર, પુરાવો આપી શકતા સાક્ષી પર રહેલો હોય છે. પરંતુ, કેસના નિર્ણયનો આધાર સાક્ષીઓ વિશ્વાસપાત્ર છે કે નહિ તેના પર રહેલો હોય છે. મૅજિસ્ટ્રેટ માટે એક પક્ષને માનવો અને બીજા પક્ષને નહિ માનવો એની છૂટ હોય છે. એક પક્ષને માનવામાં તે તદ્દન આપખૂદ બની શકે છે, પરંતુ તે એનો વિવેકાધિકાર છે અને કોઇ પણ વ્યકિત તેમાં ડખલ કરી શકતી નથી. એવા અસંખ્ય કેસો છે જેમાં મૅજિસ્ટ્રેટોએ આ વિવેકાધિકારનો ઉપયોગ અસ્પૃશ્યોને બાધ આવે એ રીતે કર્યો હોય છે. અસ્પૃશ્યોના સાક્ષીઓ ગમે તેટલા સચ્ચાઈપૂર્વકના હોય તેમ છતાં પણ મૅજિસ્ટ્રેટો 'હું સાક્ષીઓને સાચા માનતો નથી' એવું કહીને એક સર્વસામાન્ય લીટીનો આશ્રય લેતા હોય છે, અને કોઈપણ વ્યક્તિએ તે વિવેકાધિકાર સામે વાંધો ઉઠાવ્યો નથી. કઈ સજા કરવી એ પણ મૅજિસ્ટ્રેટના વિવેકાધિકારની બાબત હોય છે. અપીલ, એ દાદ મેળવવા માટેની એક રીત છે, પરંતુ, અપીલ કરવા માટે પાત્ર હોય તેવી સજા કરવાનો ઈન્કાર કરીને મૅજિસ્ટ્રેટ આ રીતને પણ અવરોધી શકે છે.

જો હિંદુ સમાજ, સ્થાપિત વ્યવસ્થાને ટકાવી રાખવામાં પોતાનો ભાગ ભજવતો હોય તો રાજ્યના હિંદુ અધિકારીઓ પણ તેમ જ કરતા હોય છે. એ બંનેએ મળીને સ્થાપિત વ્યવસ્થાને અભેદ્ય બનાવી દીધી છે.



# ૧૩

## ભેદભાવની સમસ્યા

અસ્પૃશ્યોની ભેદભાવની સમસ્યા તેની ગંભીરતાના ક્રમમાં, જોઈએ તો, તેઓનુ માનવીય ગૌરવ- અને તેમની સાથે ભેદભાવ પૂર્ણ અન્ય બહાર હોય છે. અસ્પૃશ્યો સામેના ભેદભાવનો અમલ હિંદુઓ દ્વારા એટલા મોટા પાયે કરવામાં આવતો હોય છે કે તેના પ્રમાણની કલ્પના હિંદુવર્ણ બહારની વ્યક્તિને આવવી અશકય બની જાય છે. જીવનનું એવું એકપણ ક્ષેત્ર નથી જેમાં અસ્પૃશ્યો અને હિંદુઓ સ્પર્ધામાં આવતા ન હોય અને જેમાં અસ્પૃશ્યો પ્રત્યે ભેદભાવ રાખવામાં આવતો ન હોય. આવો ભેદભાવ પણ અત્યંત કાતિલ પ્રકારનો હોય છે.

સામાજિક સંબંધની બાબતમાં આવો ભેદભાવ નાથવા, સ્નાન કરવા, જમવાપીવા, કુસ્તી કરવા, પૂજા કરવા જેવી સઘળી પ્રવૃત્તિઓ સામેના અવરોધોનું સ્વરૂપ ધારણ કરે છે. સામુહિક ભાગ લેવાની તમામ સર્વસામાન્ય પ્રક્રિયાઓ પર તે અંકુશ મૂકી દે છે.

જાહેર સવલતોનો ઉપયોગ કરવામાં ભેદભાવની ભાવના, શાળાઓ, કૂવાઓ, મંદિરો અને વાહન વ્યવહારનાં સાધનોમાંથી અસ્પૃશ્યોને બાકાત રાખવામાં સ્વયં પ્રગટ થતી હોય છે. અસ્પૃશ્યો સામેના ભેદભાવની ભાવનાની બાબતમાં જાહેર વહીવટ અત્યંત ગળાડૂબ થયેલો જોવા મળે છે. તેની અસર કાયદાની અદાલતો, સરકારી ખાતાં, સહકારી બૅંકો અને ખાસ કરીને પોલીસ પર પડી હોય છે. જમીન, શાખ, નોકરી મેળવવાની બાબતમાં અસ્પૃશ્યો સામેનો ભેદભાવ અત્યંત બેફામ સ્વરૂપે અસ્તિત્વમાં હોય છે. આવો ભેદભાવ સ્વયં અત્યંત પ્રબળ રીતે જોવા મળે છે તે તો નોકરીમાં જો કે એવા કોઈ વિનિમયો નથી તેમ છતાં, નોકરીની બાબતમાં અસ્પૃશ્યોના પ્રવેશ અને બઢતીને લાગુ પડતા હોય તેવા નિયમોને સુપેરે માન્ય કરવામાં આવ્યા હોય છે. ઘણીવાર એવું બને છે કે અસ્પૃશ્યને પ્રવેશ મળતો નથી. સમગ્ર ખાતાં તેના માટે બંધ કરી દેવાયાં હોય

છે. કાપડ મિલોની વણાટ શાખા - સમગ્ર લશ્કર અસ્પૃશ્યો માટે બંધ કરી દેવામાં આવ્યાં હોય છે. જો અસ્પૃશ્યને પ્રવેશ મળે, તો પણ એક સુનિયોજિત મર્યાદા હોય છે જેની પેલી બાજુ અસ્પૃશ્યની બઢતી થતી હોતી નથી, પછી તેને કાર્યક્ષમતા અને નોકરીની લંબાઈ ગમે તેટલી હોય. સામાન્ય રીતે આ સિદ્ધાંતનું પાલન એ રીતે કરવામાં આવતું હોય છે કે અસ્પૃશ્યોને વહીવટી સત્તામાં હિંદુઓની ઉપર મૂકવામાં આવતા નથી. આનું પરિણામ એવું આવે છે કે સેવાની કોઈ સમગ્ર શાખા અસ્પૃશ્યો માટે રાખવામાં ન આવે ત્યાં સુધી મહત્ત્વની બહુ થોડી જગ્યાઓ હોય છે જે ભરવાની અસ્પૃશ્યોને છૂટ આપવામાં આવતી હોય. નક્કર પાયે એમ કહી શકાય કે અસ્પૃશ્યો સામે જેમાં કશો ભેદભાવ હોતો નથી. એવું નોકરીનું એકમાત્ર ક્ષેત્ર છે સફાઈ કામનું. આ ક્ષેત્રમાં ભેદભાવની કશી જરૂર હોતી નથી કારણ કે તે આખેઆખું ક્ષેત્ર અસ્પૃશ્યોને સોંપી દેવામાં આવ્યું હોય છે અને તેમાં હિંદુઓ તરફથી કશી સ્પર્ધા હોતી નથી. અહીં પણ ઉપલી જગ્યાઓની બાબતમાં ભેદભાવયુક્ત પગલાં લેવામાં આવતાં હોય છે. તમામ અસ્વચ્છ કામગીરી અસ્પૃશ્યો દ્વારા કરવામાં આવતી હોય છે. પરંતુ તમામ સુપરવાઈઝરી જગ્યાઓનું પગારધોરણ ઊંચું હોય છે અને જેમાં ગંદકી સાથે સંપર્કમાં રહેવાનું હોતું નથી તે હિંદુઓ દ્વારા ભરવામાં આવતી હોય છે. **આવી પરિસ્થિતિમાં, નાગરિકતાના અધિકારોનો અર્થ અસ્પૃશ્યોના અધિકારો એવો થઈ શકે નહિ. લોકોની સરકાર અને લોકો માટેની સરકાર એટલે અસ્પૃશ્યો માટેની સરકાર એવો અર્થ થઈ શકે નહિ. તમામને માટે સમાન તક એનો અર્થ અસ્પૃશ્યો માટે સમાન તક એવો થઈ શકે નહિ.** આખાય દેશમાં ખૂણે ખાંચરે અસ્પૃશ્યોને મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે. ભેદભાવ સહન કરવા પડે છે અને અન્યાયો કરવામાં આવે છે : અસ્પૃશ્યો ભારતમાંના સૌથી વધુ વિશેષહક વંચિત માણસો છે. આ કેટલે અંશે સાચું છે એ માત્ર અસ્પૃશ્યો જ જાણે છે જેઓ ગેરકાયદાઓ હેઠળ મજૂરી કરતા હોય છે. આ ભેદભાવ અસ્પૃશ્યો વિરૂદ્ધનો સૌથી વધુ મજબૂત અવરોધ છે એ અવરોધમાંથી દૂર નીકળી જવા માટે એ અવરોધ જ તેઓને અટકાવે છે. એ અવરોધના કારણે અસ્પૃશ્યોની જિંદગી એક યા બીજા પ્રકારના, બેકારીના, હુમલાના, પજવણીના વગેરે જેવા સતત ભયનો ભોગ બની રહી છે. એમની જિંદગી અસલામતીની જિંદગી છે.

એક બીજા પ્રકારનો ભેદભાવ છે જે સૂક્ષ્મ હોવા છતાં વાસ્તવિક છે. આ પ્રકાર હેઠળ, શક્તિશાળી અસ્પૃશ્યોના ગૌરવ અને દરજ્જાને નીચાં પાડવાનો પદ્ધતિસરનો પ્રયત્ન કરવામાં આવે છે એક હિંદુ નેતાને કેવળ એક મહાન ભારતીય નેતા તરીકે વર્ણવવામાં આવે છે. કોઈપણ વ્યક્તિ, તે કાશ્મીરી બ્રાહ્મણ હોય તો પણ તેને કાશ્મીરી બ્રાહ્મણના નેતા તરીકે વર્ણવશે નહિ. પરંતુ જો કોઈ નેતા અસ્પૃશ્ય હોય અને તેનો ઉલ્લેખ કરવાનો હોય તો તેને અમુક તમુક અસ્પૃશ્યોના નેતા તરીકે વર્ણવવામાં આવશે. હિંદુ દાકતરને મહાન ભારતીય દાકતર તરીકે વર્ણવવામાં આવશે. કોઈ પણ વ્યક્તિ, તે આયંગર હોય તો પણ, તેને આયંગર તરીકે વર્ણવશે નહિ. પરંતુ જો કોઈ દાકતર અસ્પૃશ્ય હોય તો તેને ઉલ્લેખ અમુક તમુક અસ્પૃશ્ય દાકતર તરીકે કરવામાં આવશે. કોઈ હિંદુ ગાયકને મહાન ભારતીય ગાયક તરીકે વર્ણવવામાં આવશે. પરંતુ જો એ જ વ્યક્તિ અસ્પૃશ્ય હોય તો તેને એક અસ્પૃશ્ય ગાયક તરીકે વર્ણવવામાં આવશે. કોઈ હિંદુ કુસ્તીબાજને મહાન ભારતીય પહેલવાન તરીકે વર્ણવવામાં આવશે. પરંતુ જો તે અસ્પૃશ્ય હોય તો તેને અસ્પૃશ્ય પહેલવાન તરીકે વર્ણવવામાં આવશે.

આ પ્રકારના ભેદભાવનું મૂળ, એવા હિંદુ દૃષ્ટિકોણમાં રહેલું છે કે અસ્પૃશ્યો ઊતરતા લોકો છે અને તેઓ ગમે તેટલી લાયકાત ધરાવતા હોય તો પણ તેઓના મહાન માણસો માત્ર અસ્પૃશ્યોમાં જ મહાન છે. તેઓ કદી પણ હિંદુઓ કરતાં મહાન કે હિંદુઓમાંના મહાન માણસોના સમકક્ષ પણ હોઈ શકે નહિ. આ પ્રકારનો ભેદભાવ, સ્વરૂપમાં સામાજિક હોવા છતાં, આર્થિક ભેદભાવ કરતાં સહેજ પણ ઓછો દુ:ખદાયક નથી.

ભેદભાવ એ સ્વાતંત્ર્યના અભાવનું કેવળ બીજું નામ જ છે. કારણ કે મી. ટૉની[1] કહે છે તેમ : ''વિશિષ્ટ સમય અને સ્થળની વાસ્તવિકતાઓથી અલગ હોય તેવી બજારમાં સ્વાતંત્ર્ય જેવી કોઈ ચીજ નથી. તેનો સૂચિતાર્થ બીજો ગમે તે હોય કે ન હોય, પરંતુ તેમાં વિકલ્પો વચ્ચેની પસંદગીની – એવી પસંદગીની કે જે વાસ્તવિક હોય, કેવળ નામની ન હોય એવી હકીકતમાં અસ્તિત્વ ધરાવતી હોય એવી વિકલ્પો વચ્ચેની માત્ર કાગળ પરની ન હોય એવી પસંદગીની શક્તિ

---

૧. વી મીન ફ્રીડમ ઈન વૉટ લેબર કેન ડૂ ? પૃ. ૮૩-૮૫

રહેલી હોય છે. ટૂંકમાં એનો અર્થ એવો થાય છે કે અમુક ચોક્કસ બાબતો કરવાની – કે ન કરવામાંથી કે દૂર રહેવાની અમુક નિશ્ચિત સંજોગોમાંની શક્તિ અથવા એનો અર્થ એ થાય છે કે તદ્દન કશું જ નહિ. કારણ કે કોઈપણ માનવી જ્યારે તે વિચારતો હોય છે, મરજી ધરાવતો હોય છે અને કાર્ય કરતો હોય છે ત્યારે તે તદ્દન સાચા અર્થમાં માનવી હોય છે. કવિઓએ સ્વાતંત્ર્ય માટે કહ્યું છે તેવી રૂપરેખા સ્વાતંત્ર્ય માટે લાયક બની જાય છે, પરંતુ, રોજેરોજની જિંદગીના ગદ્યના એક ભાગ તરીકે તે તદ્દન વ્યવહારૂ અને વાસ્તવિક હોય છે. દરેક વ્યક્તિ પાસે અમુક આવશ્યકતાઓ હોય છે – તેમાં અસ્તિત્વની ભૌતિક જરૂરિયાતોથી માંડીને પોતાની જાતને વક્તવ્ય અને લખાણમાં વ્યકત કરવાની જરૂરિયાત સર્વસામાન્ય રસપ્રદ બાબતોના કામકાજના સંચાલનમાં ભાગીદાર બનવાની જરૂરિયાત અને ઈશ્વરની પોતાની રીતે પૂજા કરવાની અથવા પૂજા નહિ કરવાની જરૂરિયાતો આવી જાય છે અને એનો સંતોષ એના પોતાના કલ્યાણ માટે જરૂરી છે. એ સ્વાતંત્ર્યને તદ્દન ઓછામાં ઓછા આવશ્યક પ્રમાણ સુધી ઘટાડી નાખીએ તો – કુદરતે નિયત કરેલી મર્યાદાઓની અંદર અને તેના સાથીઓ દ્વારા આવી જ તકોનો ભોગવટો કરવા દઈએ તો – આ આવશ્યકતાઓ સંતોષાય છે તે સુનિશ્ચિત કરવા માટેની કામગીરી કરવી જરૂરી છે.''

જે અસ્તિત્વમાં છે તેવાં સ્વાતંત્ર્યોની આવી યાદીઓમાં આવશ્યક અધિકારોની બીજી સૂચિ ઉમેરવાનો મારો આશય નથી, પરંતુ આ બે અવલોકનો એવાં છે જે તે તમામને લાગુ પડે છે. સૌપ્રથમ, જો અધિકારોને સ્વાતંત્ર્યની અસરકારક બાંયધરી ગણવામાં આવતા હોય તો તે અધિકારોને **રિટ્ઝ હોટલમાં જમવાનું ખર્ચ વેઠી શકતા હોય તેવા લોકો જમી શકે, તેવા કાયદા બનાવવા જોઈએ નહિ. એ અધિકારો એવા હોય જોઈએ કે જ્યારે જ્યારે તેમનો ઉપયોગ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે ત્યારે તેઓનો હકીકતમાં ઉપયોગ કરી શકાય.** મતદાન કરવાના અને સંયુકત થવાના અધિકારો, જો સંપૂર્ણતયા મૂલ્યહીન ન હોય તો પણ તેઓને દેખીતી રીતે મહત્ત્વહીન બનાવી લેવામાં આવ્યા છે, જ્યારે આગલા અધિકારના ઉપયોગનો અર્થ કાઢી મૂકવાનો થાય છે અને પાછલા અધિકારનો અર્થ પાણીચું આપી દેવાનો થાય છે. વ્યવસાયની મુકત પસંદગી કરવાનો અધિકાર, જો વ્યવસાયમાં

પ્રવેશ કરવાનું ખર્ચ નિષેધ મૂકનારૂં હોય તો; ન્યાય પ્રાપ્ત અધિકાર, જો કોઈ ગરીબ માણસ ન્યાય મેળવવા પૈસા ખર્ચી શકે તેમ ન હોય તો; જીવન, સ્વાતંત્ર્ય અને સુખ પ્રાપ્ત કરવાનો અધિકાર, જો વાતાવરણ જ એવું હોય કે જેઓ જન્મ્યા છે તેઓ મોટા પ્રમાણમાં બાર મહિનામાં મૃત્યુ પામશે અને સુખ – એ તો બાકી રહેલી અવસ્થાનાં રોકાણોના અર્થમાં જુગાર ખેલવા જેવું ગણાય. બીજી દૃષ્ટિએ જોઈએ તો સ્વાતંત્ર્ય માટે આવશ્યક હોય તેવા અધિકારો એવા હોવા જ જોઈએ કે જેના પરિણામે કેવળ એક લઘુમતી માટે જ નહિ બલ્કે તમામ માટે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકાય. કોઈક મહાત્માએ ટકોર કરી છે કે જ્યાં ૫ ટકા વસ્તી માટે એકી વખતે અનેક પત્નીઓવાળી વ્યવસ્થા હોય, ત્યાં બહુમતી લોકો પોતાની જિંદગીના પ્રશ્નો ઉકેલ્યા વગર અને પતિઓ કે પત્નીઓ દ્વારા ભારમુકત કરાયા વગર જિંદગી પસાર કરી દેતા હોય ત્યારે લગ્નને એક રાષ્ટ્રીય સંસ્થા તરીકે ગણવી જોઈએ નહિ. સ્વાતંત્ર્ય માટે પણ આ જ બાબત સાચી છે. જે સમાજમાં પણ અમુક જૂથો પોતાને ગમે તેવું ઘણું બધું કરી શકે જ્યારે બીજા લોકો તેઓએ કરવું જોઈએ તેવું ઘણું ઓછું કરી શકે છે – એમાં તેના પોતાના સદ્‌ગુણો હોઈ શકે છે પરંતુ સ્વાતંત્ર્ય તેમાંનો એક સદ્‌ગુણ નથી, અને તે સમાજને બનાવનારાં તમામ તત્ત્વો હકીકતમાં – અને કેવળ સિદ્ધાંતમાં જ નહિ – કામગીરી કરે તેટલા પૂરતું તેઓની શકિતઓનો શ્રેષ્ઠ ઉપયોગ કરવા, તેઓની પૂર્ણ પરિસ્થિતિ સુધી વિકસવા, તેઓ જેને પોતાની ફરજ ગણતા હોય તે કરવા અને – સ્વાતંત્ર્યને અત્યંત સખત રાખવી જોઈએ નહિ – તેથી તેઓને કરવો ગમે તો તેવો અર્થ કરી જોવા માટે જ તે સમાજ મુકત ગણાય છે. માનવીઓ માટે યોગ્ય ગણાય તેવી જિંદગી જીવવાની તક એક લઘુમતી પૂરતી જ મર્યાદિત હોય તો તેટલા પૂરતું, જેને સામાન્ય રીતે સ્વાતંત્ર્ય તરીકે વર્ણવવામાં આવે છે તે બાબતને વધુ યોગ્ય રીતે તો વિશેષહક ગણવામાં આવશે.

અસ્પૃશ્યો સામેના ભેદભાવો, અસ્પૃશ્યોને ગેરફાયદો થાય એ રીતે હિંદુઓ અને અસ્પૃશ્યો વચ્ચે તફાવતો ઊભા કરવાનું વાજબી ઠરાવતા કાયદા અને વહીવટમાં લાવવામાં આવતી ઊંડી અને મજબૂત હિંદુ ભાવનાનું જ માત્ર પ્રતિબિંબ છે. એ ભેદભાવોનાં મૂળ, હિંદુઓમાં રહેલા એવા ભયમાં પડેલાં છે કે મુકત ક્ષેત્રમાં અસ્પૃશ્યો જીવનમાં નિયત કરેલી સ્થિતિ કરતાં ઊંચા થઈ જશે

અને અસ્પૃશ્યો પરની હિંદુ સરસાઈ અને હિંદુ પ્રભુતા જાળવી રાખવાનો જેનો ધાર્મિક સિદ્ધાંત છે તેવી હિંદુ સામાજિક વ્યવસ્થાને ભયરૂપ બની જશે. જ્યાં સુધી હિંદુ સામાજિક વ્યવસ્થા રહેલી છે ત્યાં સુધી અસ્પૃશ્યો સામેના ભેદભાવો અસ્તિત્વમાં ચાલુ રહે છે.



# ૧૪

## અલગતાની સમસ્યા

શા માટે અસ્પૃશ્યોની ચળવળને સફળતા નથી મળી ? જો અસ્પૃશ્યોને કોઈ મિત્રો હોય તો શા માટે તેઓ સહાય કે સહકાર નથી આપતા ? આ એક બહુ મુદ્દાસરનો પ્રશ્ન છે અને તેને યોગ્ય રીતે સમજવો જરૂરી બની જાય છે. આ પ્રશ્નનો જવાબ આપવા માટે હિંદુ સામાજિક સંઘટનનો અને તે જેનું બનેલું છે તેવા વર્ગોનો અત્યંત સ્પષ્ટ ખ્યાલ કરવો આવશ્યક છે.

હિંદુ સમાજનું માળખું બહુ જટિલ છે અને જેની જિંદગી તેમાં વણાઈ ગઈ ન હોય તેવી વ્યક્તિ માટે તેનો ઢાંચો જાણવો કઠિન બનશે. કદાચ, કોઠો મદદરૂપ બની શકશે. હું એને નીચે આપું છું જે, મારા મતે, હિંદુઓના સામાજિક માળખાને સમજવામાં સરળ બનશે :



આ કોઠા પરથી જણાય છે કે, હિંદુઓમાં અસંખ્ય જ્ઞાતિઓ છે, તે તમામનાં ચાર વર્ગોમાં સમાવી શકાય છે. આ ચાર વર્ગોમાંથી પ્રથમવર્ગ એટલે શાસક વર્ગ, અને દ્વિતીયવર્ગ તૃતીયવર્ગ અને ચતુર્થવર્ગ એટલે પરાધીન લોકો.

ચાલો હવે આપણે એ વિચારીએ કે આ વર્ગોમાંથી કયા વર્ગો અસ્પૃશ્યોના કુદરતી મિત્રો છે.

જેઓ પ્રથમવર્ગમાં છે તે લોકો હિંદુ સમાજના વિશેષ હક ધરાવતા લોકો છે. આ લોકોએ હિંદુ સામાજિક વ્યવસ્થા ઊભી કરી હતી. આ વ્યવસ્થાથી એકલા તેઓને જ લાભ થાય છે. પ્રથમવર્ગમાંના લોકો તેને બચાવવાનો ઉદ્દેશ રાખે છે. હિતની સમાનતાની દૃષ્ટિએ તેમજ વૈચારિક સામ્યની દૃષ્ટિએ બે મિત્રો અને સાથીઓ અસંમત થઈ શકે છે.

તો પછી ગુનેગાર અને પ્રાચીન જનજાતિઓનું શું ? તેમની પાસે તો હિંદુ સામાજિક વ્યવસ્થાને ઉથલાવીને ફેંકી દેવા માટેનું સૌથી મજબૂત કારણ છે.

અને શૂદ્રોનું શું ?

હિંદુ સામાજિક વ્યવસ્થાના કાયદા ચતુર્થવર્ગ, માં મુકાયેલા અસ્પૃશ્યોને જેટલા અપ્રિય છે તેટલા જ અપ્રિય તે કાયદા દ્વિતીયવર્ગ ને પણ છે. એ જાણવું રસપ્રદ બનશે કે હિંદુ સમાજને કાયદો આપનાર અને ઘડનાર મનુએ નિયત કર્યા પ્રમાણેના હિંદુ સમાજમાં શૂદ્રોનો દરજ્જો કેવો છે. આ વિષયની સાદી સમજ માટે, શૂદ્રોના દરજ્જા અંગેના નિયમો અલગ શીર્ષકો હેઠળ નીચે જણાવ્યા છે :

૪. ૬૧. "જ્યાં શૂદ્રો શાસકો હોય તેવા દેશમાં તેણે રહેવું જોઈએ નહિ."

શૂદ્રને માનનીય વ્યકિત ગણવામાં આવતો નથી. કારણ કે મનુએ કાયદો ઘડ્યો છે કે :

૧૧. ૨૪. "કોઈ બ્રાહ્મણ બલિદાન (આપવા) માટેની એટલે કે ધાર્મિક હેતુઓ માટેની મિલ્કત શૂદ્ર પાસેથી કદી પણ ભિક્ષામાં લેશે નહિ."

શૂદ્રો સાથેનાં તમામ લગ્નો પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો. બીજા ત્રણ વર્ગોમાંના કોઈપણ વર્ગની સ્ત્રી સાથેના લગ્નની મનાઈ ફરમાવવામાં આવી હતી. શૂદ્ર અને ઉચ્ચ વર્ગોની સ્ત્રી સાથે સંબંધ રાખવાની છૂટ ન હતી અને શૂદ્ર દ્વારા તેવી સ્ત્રી સાથે કરાતા વ્યભિચારને મનુએ ગંભીર અને શિક્ષાને પાત્ર ગુનો ગણાવ્યો છે.

૮. ૩૭૪ 'શૂદ્રે પરણીત કે કુંવારી એવી ઉચ્ચ જ્ઞાતિની સ્ત્રી સાથે સંભોગ કર્યો હોય તો તેને નીચેની રીતે શિક્ષા કરવામાં આવશે : જો તે સ્ત્રી કુંવારી હોય તો તે શૂદ્ર તેનું લીંગ ગુમાવી દેશે; જો તે સ્ત્રી પરણીત હોય તો તે શૂદ્રની હત્યા કરવી જોઈએ અને તેની મિલકત જપ્ત કરવી જોઈએ.''

૮. ૨૦. બ્રાહ્મણ જે માત્ર પ્રતિષ્ઠાથી જ બ્રાહ્મણ છે એટલે કે જેણે વેદો દ્વારા ફરમાવાયા પ્રમાણે અભ્યાસ નથી કર્યો અથવા બીજું કોઈ કાર્ય નથી કર્યું તેવો બ્રાહ્મણ. રાજાની ખુશીથી, તેને ગમે તે રીતે કાયદાનું અર્થઘટન કરી શકે છે એટલે કે ન્યાયાધીશ તરીકે કાર્ય કરી શકે છે, પરંતુ શૂદ્ર નહિ (એ ગમે તેટલો વિદ્વાન હોય તો પણ).

૮. ૨૧. શૂદ્ર કાયદો નિયત કરતો હોય ત્યારે જે માત્ર જોયા કરે છે તે રાજાનું સામ્રાજ્ય, ગાય જે રીતે કીચડમાં ખૂંપી જાય છે તે રીતે ડૂબી જશે.

૮. ૨૭૨. જો કોઈ શૂદ્ર ઉદ્ધત થઈને બ્રાહ્મણોને ધર્મનો ઉપદેશ આપવાનું માની લે, તો રાજાએ તેના મોઢામાં અને કાનોમાં ઉકળતું તેલ નાખવાનું રહેશે.

વિદ્વતા અને જ્ઞાન પ્રાપ્ત કરવાની બાબતમાં મનુ નીચે પ્રમાણે આદેશ આપે છે :

૩. ૧૫૬ જે વ્યક્તિ શૂદ્ર વિદ્યાર્થીઓને ભણાવે અને જે વ્યકિતનો શિક્ષક શૂદ્ર હોય તેને શ્રાદ્ધમાં આમંત્રવા માટે ગેરલાયકાત ધરાવતી ગણવામાં આવશે.

૪.૯૯ તેવી વ્યક્તિએ શૂદ્રોની હાજરીમાં કદી પણ વેદો વાંચવા જોઈએ નહિ.

મનુના વારસદારો, શૂદ્ર વેદનો અભ્યાસ કરે તો તેને શિક્ષા કરવા અંગેની તેઓની ક્રૂરતામાં ઘણા આગળ વધી ગયા. દા.ત. કાત્યાયને એવું જણાવે છે કે જો શૂદ્ર વેદ વંચાતો સાંભળી જાય અથવા વેદનો શબ્દ ઉચ્ચારવાનું સાહસ કરે તો રાજા તેની જીભ કાપીને તેના બે ટુકડા કરી નાખશે અને ગરમ પીગળતું સીસું તેના કાનોમાં રેડશે.

શૂદ્રની મિલકત અંગે મનુ નીચે પ્રમાણે ફરમાવે છે :

૧૦.૧૨૯. શૂદ્રની શકિત હોય તેમ છતાં પણ તેણે સંપત્તિ વધારાની ભેગી કરવી જોઈએ નહિ, કારણ કે ગુલામ માનવી જેણે સમૃદ્ધિ ભેગી કરી હોય તે અભિમાની બની જાય છે અને તેની ઉદ્ધતાઈથી કે ઉપેક્ષાથી બ્રાહ્મણોને દુઃખ આપે છે.

૮.૪૧૭ જો કોઈ બ્રાહ્મણને પોતાનો નિર્વાહ કરવામાં આપત્તિ હોય તો તે અચકાયા વગર શૂદ્રનો માલ ખૂંચવી લઈ શકશે.

શૂદ્રનો તો માત્ર એક જ વ્યવસાય હોઈ શકશે. આ મનુના નિષ્ઠુર કાયદામાંનો એક કાયદો છે. મનુ કહે છે :

૧.૯૧. ભગવાને શૂદ્રો માટે માત્ર એક જ વ્યવસાય નિયત કર્યો છે – આ બીજી ત્રણ જ્ઞાતિઓ (એટલે કે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય)ની વિનમ્રતાપૂર્વક સેવા કરવી.

૧૦.૧૨૧ જો કોઈ શૂદ્ર (બ્રાહ્મણની સેવા કરવા છતાં નિર્વાહ કરી શકતો ન હોય તો આજીવિકા માગતો હોય તો તેણે સમૃદ્ધ વૈશ્યની સેવા પણ કરીને પોતાની જાતને ટકાવી રાખવાની પણ ઈચ્છા કરવી જોઈએ.

૧૦.૧૨૨ પરંતુ (શૂદ્રે) બ્રાહ્મણની સેવા કરવી જોઈએ, કાં તો સ્વર્ગને ખાતર અથવા તો એ બંને (આ જન્મ અને આવતા જન્મ)ની દ્રષ્ટિએ, કારણ કે જેને બ્રાહ્મણનો નોકર કહેવામાં આવે છે તે વ્યક્તિ તેમ કરવાથી તેના તમામ ઉદ્દેશોમાં લાભ પામે છે.

૧૦.૧૨૩. શૂદ્ર માટે માત્ર બ્રાહ્મણની સેવાને જ સર્વોત્તમ વ્યવસાય (હોવાનું) જાહેર કરવામાં આવી છે કારણ કે આ ઉપરાંત બીજું ગમે તે કામ કરે તો તેનું ફળ તેને મળશે નહિ.

શૂદ્ર દ્વારા સેવાને મનુએ મુક્ત કરાર તરીકે વિનિયમતા કરવાનું બાકી રાખ્યું નથી. જો શૂદ્ર સેવા કરવાનો ઈન્કાર કરે તો મજબુર કરવા માટેની જોગવાઈ છે જે નીચે પ્રમાણે છે :

૮.૪૧૩. શૂદ્રને ખરીદવામાં આવ્યો કે ખરીદ્યા વગર લાવવામાં આવ્યો હોય તો પણ બ્રાહ્મણ તેને ગુલામનું કામ કરવાની ફરજ પાડી શકે છે કારણ કે બ્રહ્માએ તેને બ્રાહ્મણના ગુલામ તરીકે ઉત્પન્ન કર્યો છે.

૧૦.૧૨૪ બ્રાહ્મણોએ પોતાની કૌટુંબિક (મિલકત)માંથી શૂદ્રની શક્તિ, તેનો ઉદ્યમ અને જે વ્યક્તિઓને નિભાવવા માટે તે બંધાયેલો હોય તે વ્યક્તિઓની સંખ્યા અંગે વિચાર કર્યા પછી તેને ફાળવણી કરી આપવી જોઈએ.

૧૦.૧૨૫ તેઓના ખોરાકમાંથી વધેલો ખોરાક તેમજ તેઓના ઘરમાં તુટલા ફુટેલા ખાટલા વગેરે તેને આપવાં જોઈએ.

બીજા વર્ગો તરફ પોતાની વાણી અને વર્તનમાં શૂદ્રે ગુલામ મનોવૃત્તિ ધારણ કરવી જોઈએ એવું મનુનું ફરમાન છે.

૮.૨૭૦ જે શૂદ્ર બેવાર જન્મેલા (દ્વિજ) માનવી પ્રત્યે ઘોર અપમાનજનક ભાષા વાપરીને તેનું અપમાન કરે તેની જીભ કાપી નાખવાની રહેશે; કારણ કે તે નીચી જાતિનો છે.

૮.૨૭૧ જો કોઈ શૂદ્ર દ્વિજનાં નામ અને જાતિને તિરસ્કારપૂર્વક જણાવે તો દસ આંગળ લાંબો લોખંડનો ખીલો લાલચોળ કરીને તેના મોઢામાં ખોસી દેવામાં આવશે.

મનુને આટલાથી સંતોષ નથી. તે એવું ઈચ્છે છે કે શૂદ્રનો આ ગુલામી મનોદશાનો દરજ્જો, તે કોમની વ્યક્તિઓનાં નામ અને અટકમાં અભિવ્યકત થાય. મનુ કહે છે :

૧૧.૩૧. બ્રાહ્મણના નામના પહેલા ભાગમાં કંઈક શુભનો નિર્દેશ થવો જોઈએ, ક્ષત્રિયનું જોડાણ સત્તા સાથે હોવું જોઈએ અને વૈશ્યનું જોડાણ સંપત્તિ સાથે હોવું જોઈએ, પરંતુ શૂદ્રની અભિવ્યક્તિમાં કંઈક ઘૃણાજનક હોવું જોઈએ.

૧૧.૩૨. બ્રાહ્મણના નામના પાછલા ભાગમાં સુખનો નિર્દેશ કરતો શબ્દ હોવો જોઈએ. ક્ષત્રિયના નામના પાછલા ભાગમાં રક્ષણ દર્શાવતો શબ્દ હોવો જોઈએ. વૈશ્યના નામના પાછલા ભાગમાં સમૃદ્ધિ - આબાદી દર્શાવતો શબ્દ હોવો જોઈએ અને શૂદ્રના નામના પાછલા ભાગમાં સેવા દર્શાવતો શબ્દ હોવો જોઈએ.''

એ દેખીતું છે કે આ ત્રણે વર્ગો કુદરતી રીતે મિત્રો છે. હિંદુ સામાજિક વ્યવસ્થાના વિનાશ માટે તેઓ સંયુકત થઈ જાય તેવું દરેક કારણ છે. પરંતુ તેઓ નથી જોડાયા. એવું નથી કે તેઓને એક કરવા માટેનો કશો પ્રયાસ કરવામાં નથી આવ્યો. અબ્રાહ્મણ રાજકિય પક્ષો જેણે ૧૯૧૯-૧૯૩૫ વચ્ચે આ ક્ષેત્ર પર કબજો જમાવ્યો હતો તે આ ત્રણે વર્ગોને, હિંદુ સામાજિક વ્યવસ્થાના જેઓ ઘડવૈયા છે અને તે વ્યવસ્થાના મુખ્ય હિતાધિકારીઓ હોવાથી તે વ્યવસ્થાના સૌથી મજબૂત સમર્થકો છે તેવા બ્રાહ્મણોનું પ્રભુત્વ તોડવા માટે એક રાજકીય સંઘટનમાં એક કરવાનો પ્રયાસ હતો.

આ ત્રણે વર્ગોમાં એકતા લાવવા માટેનો માત્ર આ જ એક પ્રયાસ ન હતો. બીજો પ્રયાસ, મજૂર નેતાઓ ખાસ કરીને સામ્યવાદીઓ દ્વારા કરવામાં આવી રહ્યો છે. તેઓએ એવો ઉપદેશ આપ્યો કે કામદારો ગમે તે કોમના હોય તેમ છતાં પણ કામદાર વર્ગનાં હિત એક સરખાં છે. તેઓમાં વર્ગ સભાનતા અને વર્ગ એકતા વિકસાવવી જોઈએ. એક વાર તેઓ એક થઈ જાય પછી તેઓ

આર્થિક વ્યવસ્થાને તોડી પાડવા માટે તેઓની સંખ્યામાં જબરજસ્ત બળ ઊભું કરી શકશે અને એકવાર આર્થિક વ્યવસ્થા જમીનદોસ્ત થઈ જાય પછી હિંદુઓની સામાજિક વ્યવસ્થા ભાંગીને ભૂકો થઈ જાય. પણ એનું પરિણામ શું આવ્યું છે ? પરિણામ એ આવ્યું કે એકતા આવી શકી નહિ. શૂદ્રો અને ગુનેગાર તથા પ્રાચીન જનજાતિઓ બ્રાહ્મણોની દુશ્મન છે તેના કરતાં વધારે તો તે અસ્પૃશ્યોની દુશ્મન છે. **ખરેખર શૂદ્રો જ એવા છે જેઓ હિંદુ સામાજિક વ્યવસ્થા પર થતા અસ્પૃશ્યોના હુમલાને ખાળવા માટે બ્રાહ્મણોના પોલીસ દળ તરીકેની કામગીરી બજાવે છે.** આ એક વિચિત્ર ઘટના છે. પરંતુ એ એક હકીકત છે. જો અસ્પૃશ્યો સ્થાપિત વ્યવસ્થાના નિયમો અને વિનિમયોમાંથી કોઇનો પણ ભંગ કરે તો અસ્પૃશ્યો પર આચરવામાં આવતા અત્યાચારો જેનું વર્ણન અગાઉનાં પ્રકરણોમાં આપવામાં આવ્યું છે તે તમામ અત્યાચારો શૂદ્રોનાં કરતૂતો છે.

એકતાના આ અભાવનાં કારણો શોધવા બહુ આઘે જવું પડે એમ નથી. એ કારણો તો ક્રમિક અસમાનતાની પ્રથામાં જ જણાય છે. જે દ્વારા બ્રાહ્મણ સર્વ કોઈ કરતાં ઉપર છે, શૂદ્ર બ્રાહ્મણથી નીચે છે અને અસ્પૃશ્ય કરતાં ઉપર છે. જો હિંદુ સામાજિક વ્યવસ્થાનો આધાર અસમાનતા પર હોત તો તેને ક્યારનીય ઉખેડી ફેંકી દેવામાં આવી હોત. પરંતુ તે ક્રમિક અસમાનતા પર આધારિત છે તેથી **શૂદ્ર, બ્રાહ્મણને ખેંચી પાડવા આતુર હોય તો પણ, અસ્પૃશ્ય તેની કક્ષાએ ઊંચો આવી જાય તે જોવા માટે તે તૈયાર નથી.** સામાજિક વ્યવસ્થાને એકંદર સમાન કક્ષાએ લાવી મૂકવા માટે અસ્પૃશ્યો સાથે જોડાઈ જવા સારૂ તે બ્રાહ્મણોએ તેના પર લાદેલી હીણપતભરી દશાને સહન કરવાનું પસંદ કરે છે. આનું પરિણામ એ આવ્યું કે અસ્પૃશ્યની લડાઈમાં તેની સાથે જોડાનાર કોઈ નથી. અસ્પૃશ્ય તદ્દન અલગ પડી ગયો છે તે માત્ર અલગ પડી ગયો છે એટલું જ નહી પણ જેઓ તેના કુદરતી મિત્રો હોવા જોઈએ તેવા વર્ગો દ્વારા જ તેનો વિરોધ કરવામાં આવે છે. અસ્પૃશ્યતા દૂર કરવામાં આ અલગતા એક વધારાનો અવરોધ છે.



# પરિશિષ્ટ ૧

## અસ્પૃશ્યતાના કારણે બદતર સ્થિતિ

જયપુરના એક સંવાદદાતાએ નીચેનો પ્રસંગો જણાવ્યો છે જે જૂન, ૧૯૫૩માં બન્યો હતો :

"જયપુર, જૂન ૨૫ : અહીંના લોકો જેને વાળાનો રોગ કહે છે તે રાજ્યમાં પ્રવર્તમાન છે અને તેનો દરદી મહિનાઓ સુધી, કોકવાર તો વર્ષ- બેવર્ષ સુધી પીડાતો રહે છે. આ રોગના પરિણામે ઘણા લોકો શારીરિક અવયવનો ઉપયોગ ગુમાવતા હોય છે.

આ રોગ પીવાના પાણીના માધ્યમ મારફ્ત ફેલાય છે. દાકતરોની સલાહ પ્રમાણે તકેદારીના માત્ર ઉપાયો એ જ છે કે પાણીને ઉકાળીને અને ગાળીને પીવું જોઈએ.

આ રોગ, ચોમાસું બેસે એટલે વારંવાર થાય છે અને આ ઋતુમાં વાવણી કરવાની હોવાથી ગ્રામજનોને પોતાની આજીવિકા રળવાની તૈયારી કરવાની હોય છે ત્યારે તે પથારીવશ બની જાય છે.

વાંસવાડા નજીક કોપરા ગામમાં તપાસ પરથી એવું જણાવ્યું હતું કે ૫૭ કુટુંબોમાં ૧૨૫ વ્યક્તિઓ વાળાના રોગથી પીડાતી હતી. એમાં છ સભ્યો હરિજન કુટુંબના હતા, જેમાંના પાંચને વાળાનો રોગ થયો હતો. તેઓની પાસે ખાવા માટે માત્ર થોડાક સૂકાં માંસના ટુકડા જ હતા.

ઘણીવાર સમાજ દ્વારા મુશ્કેલીઓ આ લોકો પર નાખવામાં આવે છે. જે તળાવમાંથી હરિજનો પાણી પીતા હતા તેનું પાણી એટલું ગંદુ હતું કે તે વાળાના જંતુઓ માટેનું એક ઉછેરસ્થાન જ બની ગયું હોવું જોઈએ. વાંસવાડાના કલેકટરને જયારે એ પાણી બતાવ્યું ત્યારે તે ચોંકી ઉઠ્યા હતા અને તળાવને તરત બંધ કરી દેવાનો તેમણે હુકમ કર્યો હતો.

તેની નજીકમાં એક કૂવો હતો. જેમાંથી પાણી તેમાં ઊતરીને લઈ શકાતું

---

૧. પરિશિષ્ટોમાં છાપેલા તમામ અખબારી સમાચાર-હેવાલો, આ પુસ્તકની હસ્તપ્રતના અંતે જોવા મળ્યા છે.

૨. જૂન ૨૭, ૧૯૫૩ના 'સ્ટેટમેન'માં પ્રકાશિત કરવામાં આવ્યું છે.

હતું. હરિજનોને આ કૂવામાંથી પાણી લેવાની પરવાનગી આપવા માટે હિંદુઓને આજીજી કરવામાં આવી પરંતુ તેઓ કબૂલ થયા નહિ. કલેકટરે તેઓને પૂછ્યું કે જો તેઓને તળાવમાંથી પાણી પીવાનું કહેવામાં આવે તો તેઓ પીએ ખરા ? તેઓએ કબૂલ્યું કે એ પાણી માનવ ઉપયોગ માટે અયોગ્ય હતું તેમ છતાં તેઓ હરિજનોને પાકા કૂવાનો ઉપયોગ કરવા નહિ દે.

પરિસ્થિતિ ખરાબ છે અને હરિજનો સૌથી વધુ સહન કરનારાઓ છે. કાયદાએ અસ્પૃશ્યતાને ગુનો ગણ્યો છે. હરિજન સેવક સંઘ તે નાબૂદ કરવા માટે લાંબા સમયથી કામ કરતો આવ્યો છે, પરંતુ એવું કહી શકાય એમ નથી કે ગ્રામીણ પ્રદેશોમાં સવર્ણ હિંદુઓનાં હૃદય અને મનમાં ફેરફાર થયો હોય. રાજ્ય સરકાર આ સંબંધમાં વધુ કશું પણ કરી શકી નથી.



# પરિશિષ્ટ ૨

**જ્યાં ખમીસ પહેરવું એ ગુનો છે.**
**દક્ષિણ ભારતમાં હરિજનોની યાતનાઓ.**
**એક સામાજિક કાર્યકરનો અનુભવ.**

(અખિલ ભારતીય હરિજન સેવક સંઘના પ્રાદેશિક અધિકારી સ્વામી આનંદ તીર્થ દ્વારા)

હરિજનોની જુદી જુદી નાગરિક અસુવિધાઓ આશરે પાંચ વર્ષ પહેલાં અમલમાં આવેલા નાગરિક અસુવિધા નાબૂદી અધિનિયમ હોવા છતાં આપણા ગામડામાં અસ્તિત્વમાં હજી ચાલુ રહી છે. અખિલ ભારતીય હરિજન સેવક સંઘે મદુરાઈ જિલ્લામાં મેલુર તાલુકામાં હરિજનોની સામાજિક અસુવિધાઓ દૂર કરવાનું પોતાનું કાર્ય શરૂ કર્યું તેને હવે ૯ મહિના થઈ ગયા છે. ચાની દુકાનો, હજામતનાં સલૂનો, કૂવા, તળાવો, ચાવડીઓ, વગેરે અંગેની હરિજનોની જુદી જુદી અસુવિધાઓ આ મુદત દરમિયાન પ્રકાશમાં લાવવામાં આવી છે. કેટલાંક સ્થળે ગામના મુનસિફો કે જેઓ પાસેથી આ અધિનિયમને વ્યાપક પ્રસિદ્ધિ આપવાની અને તેનો અમલ કરવાની અપેક્ષા રાખવામાં આવતી હતી. તેઓ પોતે જ, ગરીબ હરિજનોના પોતાના પ્રારંભિક અધિકારોનો ઉપયોગ કરે તેના માર્ગમાં અવરોધરૂપ બનતાં અત્યંત પ્રતિક્રિયાવાદી પરિબળો બની ગયા છે. આપણા સમાજમાં હરિજનો સામેના પૂર્વગ્રહો કેટલાં ઊંડાં મૂળ ઘાલી બેઠા છે તે બતાવવા માટે થોડાંક દૃષ્ટાંતો નીચે આપવામાં આવ્યાં છે :

નાથામ નજીક પારલીમાં એક હરિજન યુવકે કાચલીમાં ચા લેવાનો ઈનકાર કર્યો અને કાચના ગ્લાસમાં ચા અપાય એવી ઈચ્છા કરી તેથી સવર્ણ હિંદુએ તેને માથા પર લાતો મારી અને બૂટથી ફટકાર્યો, જેમને પાછળથી મેલુરના સબ-મૅજિસ્ટ્રેટે દોષિત ઠરાવીને માત્ર રૂ.૧૦/-નો દંડ કર્યો હતો. મેલાવાવલૂ ખાતે જ્યારે હું બે હરિજન છોકરાઓ સાથે ચાની દુકાને ગયો ત્યારે લોકોના એક જૂથે મારા પર હુમલો કરવાની ધમકી આપી અને પેલા બંને છોકરાઓને નસાડી મૂકયા. ચાના દુકાનદારે કાચનો ગ્લાસભાંગી નાખ્યો. અને તે તમામે એવી માગણી કરી કે માર મારવાના દંડ તરીકે મારે એ માટે ચુકવણી કરવી જોઈએ. તેમ છતાં, મેં નજીકની પ્રાથમિક શાળામાં આશ્રય લીધો અને પંચાયત બોર્ડના

---

★ તા.૯મી માર્ચ, ૧૯૫૨ના 'સન્ડે ટાઇમ્સ'માંથી.

પ્રમુખની દરમિયાનગીરી થઈ ત્યારે જ ટોળું વિખરાઈ ગયું.

કેલાવાલવૂ ખાતે, જે તળાવમાં માણસો સ્નાન કરે છે અને ઢોરને નવડાવવામાં આવે છે તે ગંદા તળાવમાંથી હરિજનો પાણી લે છે. હરિજનોને જાહેર રક્ષિત પાણીની ટાંકીમાંથી પાણી લેવા માટે પ્રોત્સાહન આપવામાં આવ્યું, પરંતુ તેઓને સવર્ણ હિંદુઓએ ગાળો દીધી અને ધમકી આપી, જેથી કરીને તેઓ તેમાંથી પાણી લેવાની હિંમત ન કરે. કેલાવાલવૂ ખાતે પોલીસ સ્ટેશન છે, પરંતુ પોલીસ અહીં હરિજનોની તકલીફો પ્રત્યે ઉદાસીન છે. અટ્ટુકુલમમાં સવર્ણ હિંદુઓએ જાહેર કૂવામાં મેલું નાંખ્યું કારણ કે અમારી સૂચનાઓ હેઠળ તેમાંથી પાણી લીધું તેવા હરિજનોનો તેઓ શારીરિક રીતે વિરોધ કરી શકયા નહિ. ચેટ્ટીમંગલમાં કેટલાક હરિજનોએ ઉગાડેલા ડાંગરના ઘરૂનો સવર્ણ હિંદુઓએ નાશ કર્યો હતો, કારણ કે ગામમાં મળેલી જાહેર સભા દરમિયાન હરિજનો ચાવડીમાં ગયા હતા. ગરીબ હરિજનોએ આપેલી ફરિયાદ અંગે પોલીસે કશી કાર્યવાહી કરી ન હતી.

તિરૂવદુરમાં જ્યારે અમે હરિજનોને ઊરાની (રક્ષિત પાણીની ટાંકી)માંથી પાણી લેવાની સૂચના આપી ત્યારે એક હિંદુ યુવાને એક સગર્ભા હરિજન સ્ત્રી પર હુમલો કર્યો અને તેનું માટલું પણ ફોડી નાખ્યું. પોલીસે સવર્ણ હિંદુ પર આરોપ મૂકયો અને સબ-મૅજિસ્ટ્રેટે તેને માત્ર રૂા.૧૫/-નો દંડ ચૂકવવાનું જણાવ્યું. ત્યાર પછી હરિજનો ઊરાન્તમાંથી મુકત રીતે પાણી ભરે છે. કોટ્ટાગુડીમાં ગામના હજામે હરિજન છોકરાના વાળ કાપવાની ના પાડી તેના પર પોલીસે આરોપ મૂકયો અને સબ-મૅજીસ્ટ્રેટે તેને દોષિત ઠરાવ્યો. પરંતુ ત્યાર પછી સવર્ણ હિંદુઓએ હરિજનોને ચાવડીમાં બોલાવ્યા અને ચેતવણી આપી કે જો તેઓ આ હજામની સેવા લેશે તો તેઓ પર સામૂહિક દંડ નાખવામાં આવશે.

કિદારીપટ્ટીમાં શબને જાહેર પગથી પર થઈને લઈ જવાની હરિજનોને છૂટ નથી અને ગામના રસ્તાઓ પર થઈને સાઈકલ પર બેસીને જવાની પણ તેઓને છૂટ નથી. હરિજનને સાઈકલ પર બેસીને જતાં અટકાવવા અંગેના કેસ મેલુરના સબ મૅજીસ્ટ્રેટની કોર્ટમાં નિકાલ બાકી પડેલો છે. નંદી કોવિલપટ્ટીમાં, મેલુર તાલુકા કચેરીથી માત્ર ત્રણ ફર્લાંગ દૂર હરિજનોને ઊરાન્તમાંથી પાણી લેવાની છૂટ ન હતી તેથી તેઓ ગંદી નહેરમાંથી પીવાનું પાણી લેતા હતા. આ અંગે બે ફરિયાદો પોલીસને આપી હતી અને હવે સવર્ણ હિંદુઓ હરિજનોને રોકતા

ન હતા. થેક્કીથેરૂમાં જ્યારે હરિજનો ચાવડીમાં આગળ જાહેર સભા દરમિયાન મંથાઈ ચાવડી પર બેઠા હતા ત્યારે તેઓ ભયના માર્યા ત્યાંથી નાસી ન ગયા ત્યાં સુધી તેના પર કાંકરા ફેંકવામાં આવ્યા હતા.

નવીન્તપટ્ટીમાં, મેલુરથી આશરે બે માઈલ દૂર, ગામના મુનસફે પોતે જ પોંગલ ઉત્સવના દિવસે હરિજનો સ્વચ્છ પોશાક પહેરે તે સામે વાંધો લીધો છે અને બે હરિજન યુવકોને પોતાનાં ખમીસ અને ઉપરનું વસ્ત્ર દૂર કરવાની ફરજ પાડી. યુવકોને સાષ્ટાંગ પ્રણામ કરવાની ફરજ પાડી અને તેઓને લંગોટીભેર જ જવા દીધા.

સૌથી વધુ દુ:ખદાયક જુલમ તો મદુરાઈ શહેરથી આશરે દસ માઈલ દૂર આવેલા મંકુલમમાં બન્યો છે, જ્યાં ગામના મુનસફે દુશ્મનાવટભર્યું વલણ અપનાવ્યું. બે હરિજન યુવકો ચાની દુકાને ગયા અને તેઓને પ્રવેશ આપવાની ના પાડવાથી તેઓએ પોલીસમાં ફરિયાદ કરી. આટલા કારણસર તેઓમાંના એકને વડીલોની સૂચનાથી એક સવર્ણ હિંદુ છોકરા દ્વારા તેને થાંભલા સાથે બાંધી દેવામાં આવ્યો અને નિર્દય રીતે મારવામાં આવ્યો. બીજા હરિજન પર ગામના મુનસફના નોકરે ચાકુ વડે હુમલો કર્યો. હરિજનોનો સામાજિક રીતે બહિષ્કાર કરવામાં આવ્યો અને તેઓને મજૂરી આપવાની ના પાડવામાં આવી કારણ કે તેઓએ ઊરાનીમાંથી પાણી લીધું હતું. દુકાનદારોએ તેઓને ખાદ્યસામગ્રી વેચવાની ના પાડી અને તેઓને બે દિવસ સુધી ભૂખે મરવા દીધા હતા. મહેસૂલી વિભાગીય અધિકારીની દરમિયાનગીરી થયા પછી જ આ પરિસ્થિતિમાં સુધારો થયો.

તાજેતરમાં બે હરિજનો અને મારા પર, અમે તળાવમાં સ્નાન કર્યું હતું અને ચાવડી સામે આવેલી કોફી કલબમાં ગયા હતા એ કારણસર કેટલાક સવર્ણ હિંદુઓએ બાળવાનાં લાકડાંના ધોકાઓ વડે જીવલેણ હુમલો કર્યો હતો અને માર માર્યો હતો. અમને મદુરાઈમાં સરકારી ઈસ્પિતાલમાં દાખલ કરવામાં આવ્યા હતા. જ્યાં અમારી સારવાર કરવામાં આવી હતી. મારા જમણા પગનું હાડકું ભાંગી ગયું હતું. જેના કારણે હું એ પગનો ઉપયોગ કરીને ચાલી શકતો ન હતો. પોલીસે ગામના મુનસફ સહિત સોળ વ્યક્તિઓ પર હુલ્લડ કરવાનો આરોપ મૂક્યો છે. તેમ છતાં કેટલાક કૉંગ્રેસીઓ સમાધાનનો પ્રયાસ કરી રહ્યા છે કારણ કે તેઓના કેટલાક સંબંધીઓ આમાં સંડોવાયા છે. આ મિત્રો આ બાબતમાં

સત્તાધિકારીઓ પાસે પહોંચી ગયા હોવાનું પણ જાણવા મળ્યું છે. મહાત્માજીએ એવી ઈચ્છા વ્યકત કરી હતી કે અમારે સવર્ણોએ એ હરિજનોને લોહીની સગાઈ ધરાવતા ભાઈઓ ગણવાના છે પરંતુ, હાય ! પાણી કરતાં લોહી વધુ ઘટ્ટ હોય છે.

જેમણે આપણા માટે સ્વરાજ મેળવ્યું અને આપણે એ સ્વરાજ આ પતિત લોકોને પણ આપીએ એવી જેમણે ઈચ્છા વ્યકત કરી તે મહાત્માજીએ ભારે બલિદાનો આપ્યાં હોવા છતાં, હરિજનો પ્રત્યેનું સવર્ણ હિંદુઓનું વલણ જોઈને નિરાશા અને હતોત્સાહ થઈ જવાય છે. મહેસૂલી અને પોલીસ સત્તાધિકારીઓ હરિજનોની મુશ્કેલીઓ દૂર કરવા માટે ઘણું બધું કરી શકે છે. મહાત્માજીના પુત્ર મણિલાલ, ભારતીયોની નાગરિક અસુવિધાઓઓ માટે દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહ કરે છે. પરંતુ મહાત્માજીએ જેઓને પોતાનાં સગાંવહાલાં ગણીને સ્વીકાર્યાં તે હરિજનોને આવી જ સ્વતંત્રતાનો આપણે ઈનકાર કરીએ છીએ. મહાત્માજીની ભક્તિ કરનારા સવર્ણ હિંદુઓ અને કૉંગ્રેસીઓ યાદ રાખે કે જ્યાં સુધી આપણી ભૂમિ પરથી ખૂણેખાંચરેથી અસ્પૃશ્યતાને વાળી ઝૂડીને સાફ કરી નાખવામાં નહિ આવે ત્યાં સુધી આ ચેતના ઠરીઠામ થઈને શાંતિથી બેસશે નહિ. આપણા સમાજમાંથી આ અનિષ્ટને દૂર કરવાના ભારે મોટા પ્રયાસો કરવાની કામગીરીનું સરકારને ભાન થવું જ જોઈએ.



# પરિશિષ્ટ 3

**હરિજનો સામેનો કાયદેસર કામ ચલાવ્યા વિના દેહાંત દંડ આપવાનો કાયદો**
**થંબાપટ્ટીમાં દુઃખદાયક અને શરમજનક અત્યાચારો**
**આપણાં ગામોમાંની ચાવડી કોર્ટો બંધ કરો.**

**ચાવડીકોર્ટો :**

એ તો બહુ જાણીતી હકીકત છે કે હરિજનોને તામિલનાડુના ગામોમાં જાહેર ચાવડીઓમાં - ગામ ચોરામાં પ્રવેશ આપવામાં આવતો નથી. તેમ છતાં, અછૂતો સવર્ણ હિંદુઓના ભયથી કાયમને માટે વિના વાંકે ફફડતા રહે છે કારણ કે ચોરાની કોર્ટો માં એમની ઉપર કેસ ચલાવીને એમને ગુનેગાર બનાવવામાં આવે છે. ગામોમાંના હરિજનો પોતાના નાગરિક અસુવિધાઓ દૂર કરવાની અમારી ચળવળનો પ્રત્યુત્તર કેમ નથી આપતા તેનું એક કારણ એ છે કે તેઓ સવર્ણ હિંદુઓના મુખી, ગામના અછુત પેરિયા અને સવર્ણ હિંદુઓની આવી રંજાડનો સતત ભય રહેતો હોય છે. કેટલાંય સ્થળોમાં ગ્રામજનો પંચાયતોની બેઠકો યોજવાના બહાના હેઠળ આ ચાવડી કોર્ટો ચલાવતા હોય છે. ગરીબ હરિજનોને ચાવડીમાં બોલાવવામાં આવતા હોય છે અને ગુલામોની જેમ તેઓ પર કામ ચલાવવામાં આવતું હોય છે. જો તેઓમાંથી કોઈ પણ વ્યક્તિ **પેરિયામ્બાલાગરના** (મુખી) હુકમની સામે થાય તો કાયદેસર કામ ચલાવ્યા વિના દેહાંત દંડ આપવાના કાયદાનો અમલ કરવામાં આવે છે અને તેઓમાં આતંક ફેલાવવાની અને પેરીયામ્બાલાગરની સંપૂર્ણ સત્તાનું પ્રદર્શન કરવાની દષ્ટિએ તેઓને નિર્દય રીતે મારવામાં આવે છે અને તેઓ પર ત્રાસ ગુજારવામાં આવે છે. સંજોગો અનુસાર અને પેરીયામ્બાલાગર તથા તેની પરિષદના તરંગો પ્રમાણે જુદા જુદા પ્રકારની રંજાડ એટલે કે જાહેરમાં ફટકા મારવા, ભારે દંડ નાખવો અને દંડ ચૂકવી ન શકે તો તેઓની મિલકત જપ્ત કરવી, ખોટા કેસો કરવા, મજૂરી ન આપીને અને વેતનો અટકાવીને આર્થિક બહિષ્કાર કરવો, તેઓ સામાજિક સમારંભો અને ધાર્મિક ઉત્સવોમાં ભાગ લે તે સામે મનાઈ ફરમાવીને સામાજિક બહિષ્કાર કરવો, તળાવો અને કૂવા પર પ્રવેશ અટકાવીને પાણી લેવાની ના પાડવી, ગામની દુકાનોમાં તેઓને ચીજવસ્તુઓ વેચવા પર પ્રતિબંધ મૂકીને ખાદ્યસામગ્રી આપવાનો ઈનકાર કરવો, વગેરે કરવામાં આવે છે. જો સરકાર

ગ્રામ પંચાયતના નામે આ ગેરકાયદેસર અને ગેરકાનૂની કોર્ટો યોજવા માટે ગ્રામજનો સામે સખત પગલાં ભરે તો જ હરિજનોની મુક્તિ શક્ય બને. ઉપર જણાવેલી જુદી જુદી રીતે ગામડાં દ્વારા પછાત અને લઘુમતી કોમની પજવણીને કોઈ પણ સભ્ય સરકાર સાંખી શકે નહિ.

**થમ્બાપટ્ટીમાં અત્યાચારો :**

તા.**૧લી ઑગષ્ટ ૧૯૫૩ના** રોજ થમ્બાપટ્ટીમાં હરિજનો સામે કામ ચલાવવાનો નીચેનો અહેવાલ વાંચી ગમે તેના હૃદયમાં ચિત્કાર ઊઠી શકશે. આ ગામ મદુરાઈથી ૨૨ માઈલ દૂર છે અને તે, તામિલનાડુના એક પ્રતિષ્ઠિત હરિજન આગેવાન, સંસદસભ્ય શ્રી પી. કક્કનનું વતન છે. એવું જાણવા મળ્યું છે કે હરિજન મહોલ્લામાંના તમામ પુખ્ત વયની વ્યક્તિઓને ચાવડી સામેની મંડીમાં બોલાવવામાં આવ્યા હતા. સવર્ણ હિંદુઓને પેરીયામ્બાલાગરને (મુખી) અને તેની પરિષદને રાબેતા મુજબના સાષ્ટાંગ પ્રણામ કર્યા. પછી આશરે દસેક હરિજન યુવકોને ગામમાં થતી જુદી જુદી ચોરીઓની શંકા પરથી તેઓ પર આરોપ મૂકીને કામ ચલાવવા માટે જુદા તારવી કાઢ્યા. એવું જાણવા મળે છે કે જે યુવકો થોડાક અડગ રહ્યા અને સામાન્ય રીતે તાબે થયા નહિ તેઓને સવર્ણ હિંદુઓએ શિક્ષા માટે અલગ તારવી કાઢ્યા. તેઓને લાકડીઓ વડે ફટકા મારવામાં આવ્યા અને ચોરીઓ કરી હોવાનું કબૂલ કરવા જણાવ્યું. બીજા હરિજનો પૂછવામાં આવતાં રંજાડના ભયે તેઓએ તમામ ચોરીઓ આરોપીઓએ કરી હોવાનું આરોપીઓના માથે પાડ્યું. એવો ચુકાદો આપવામાં આવ્યો કે એ યુવકો તકસીરવાર હતા અને તેમાંના કેટલાકને રીતસર શિક્ષા કરવા માટે બેડીઓ પહેરાવવામાં આવી. એવું જાણવા મળે છે કે તેઓમાંના એક યુવકે આ સામે વાંધો ઉઠાવ્યો અને અમુક બહાનું કાઢીને છટકી જવાનો પ્રયાસ કર્યો. ચાવડી કોર્ટના આવા અપમાન સામે ગ્રામજનોએ તરત વિરોધ નોંધાવ્યો અને જાણવા મળે છે કે પેરીયામ્બાલાગરે ચાવડી વટહુકમ જાહેર કર્યો કે હરિજન યુવકો સામે સખત હાથે કામ લેવું. કાયદેસર કામ ચલાવ્યા વિના દેહાંત દંડ આપવાનો કાયદો અમલમાં મૂકવામાં આવ્યો અને હરિજન યુવકો પર અત્યંત નિર્દયતાપૂર્વક હુમલો કરવામાં આવ્યો. હરિજનો સામે જેઓને ઈર્ષ્યા અને પૂર્વગ્રહ હતો તેવા તમામ લોકોએ તિરસ્કારપૂર્વક તેઓ પર વેર વાળ્યું. જે હરિજન યુવકે છટકી જવાનો પ્રયાસ કર્યો હતો તેને તેના પગ પકડીને બરછટ અને પથરાળ જમીન પર થઈને

ઘસડી લાવવામાં આવ્યો. બીજાઓને લાકડીઓથી મારવામાં આવ્યા અને ઝાડ સાથે બાંધી દેવામાં આવ્યા અને એટલી નિર્દયતાથી મારવામાં આવ્યા કે તેઓના હાડકાં લગભગ ભાંગી ગયાં. તેઓને ત્યાં ઊભા રાખવામાં આવ્યા અને જાહેર તિરસ્કારની દયાજનક વસ્તુઓ તરીકે આશરે આઠ કલાક સુધી ઝાડ સાથે બાંધેલા રાખવામાં આવ્યા. સામાન્ય રીતે હરિજનોને ચેતવણી આપી હોવાનું જાણવા મળે છે કે તેઓએ હરિજન કાર્યકરો સાથે સહકાર રાખવો નહિ.

**ખોટો કેસ કરવામાં આવ્યો :**

ત્યાર પછી ગામ લોકોએ જે કર્યું તે વળી વધુ શરમજનક છે. હરિજનો સામે ખોટા કેસો ઠોકી બેસાડવા અને પોલીસ પાસે તરત કાર્યવાહી કરાવવી એ હંમેશની પ્રથા છે. જ્યારે એવી ખબર પડી કે હરિજનોને ગંભીર ઈજાઓ પહોંચી હતી ત્યારે ગ્રામજનોને ભાન થયું કે તેઓ મુશ્કેલીમાં મુકાઈ જશે. તેથી સંસદસભ્ય શ્રી પી. કક્કનના એંસી વર્ષના પિતા શ્રી પૂસરી કક્કન જેઓ ગ્રામ થોટ્ટીની કામગીરી કરે છે તેમને કહેવામાં આવ્યું કે તે એવી ખોટી ફરિયાદ આપે કે આગલી સાંજથી હરિજન મંદિરમાંની કેટલીક ચીજવસ્તુઓ ગુમ થઈ ગઈ હતી અને ગામના મુનસફે પોલીસને અહેવાલ મોકલ્યો હતો કે આ ચીજવસ્તુઓ હરિજન યુવકો પાસેથી મળી આવી હતી. **એટ્ટી કક્કન** નામનો થોટ્ટી આ ચીજવસ્તુઓ લાવ્યો હોવાનું અને ગામના મુનસફને આપી હોવાનું કહેવાય છે. અહેવાલ મળ્યો કે તરત પોલીસ આવી પહોંચી, હરિજન યુવકોની ચોરીના આરોપસર ધરપકડ કરી અને તેઓને ઈજાઓ થઈ હોવાનું જણાતાં તેઓને ઇસ્પિતાલમાં મોકલી આપ્યા. અમે પોલીસની કાર્યવાહીની જાહેરમાં ટીકા કરવાનું નથી વિચારતા. એટલું જ કહેવું બસ થશે કે ગામલોકોએ હરિજનો પર કરેલા અત્યાચારો તરફ પોલીસની સરકારી નજર ગઈ નહિ !

**જાણવા મળેલું સત્ય.**

એટલું સારું થયું કે ગામ લોકોએ તેઓની કાર્યવાહીનું સમર્થન કરતી એક સામૂહિક અરજી તામિલનાડુ હરિજન સેવક સંઘના પ્રમુખ શ્રી એ. વૈદ્યનાથન ઐયરને મોકલી આપી. એ અરજી તપાસ અને અહેવાલ માટે મને મોકલી આપવામાં આવી. તદનુસાર, મેલુર તાલુકા કૉંગ્રેસ સમિતિના પ્રમુખ, મેલુર તાલુકા હરિજન સેવક સંઘના મંત્રી, મેલુર સેવા સમાજના મંત્રી અને મારી બનેલી એકતાની સમિતિએ આ બાબતમાં તપાસ કરી અને જણાયું કે ગામલોકોએ

હરિજન યુવકો પર નિર્દયતાથી હુમલો કર્યો હતો અને પોલીસના આગમન સુધી તેઓને ઝાડ સાથે આશરે આઠ કલાક સુધી બાંધી રાખ્યા હતા. આ ફરિયાદ શ્રી.પૂસરી કકકને આપી હતી અને શ્રી.વૈદ્યનાથન ઐયરે તેમને ને પેરીયામ્બાલાગારને (મુખીને) તપાસ્યા હતા અને તેઓએ કબૂલ કર્યું હતું કે પોલીસને આપવામાં આવેલી ફરિયાદ ખોટી હતી અને ઉપજાવી કાઢેલી હતી. પેરીયામ્બાલાગરે પણ હરિજનોને કરાયેલાં અપકૃત્યો બદલ દિલગીરી વ્યકત કરી. તે દરમિયાન, પોલીસે પણ શ્રી.પૂસરી કક્કને આપેલી ફરિયાદ અંગે તપાસ કરી અને એ કેસનો ''શોધી ન શકાય એવો કેસ'' તરીકે ઉલ્લેખ કર્યો. તેમ છતાં ગામ લોકો સામે કોઈ કેસ કરવામાં આવ્યો નહિ. એવું જણાયું કે હરિજન યુવકોનાં હાડકાં ખરેખર ભાંગી નહોતાં ગયાં. તેઓનાં શરીરો પર કેટલાય દિવસો સુધી લાકડીઓના મારની અને દોરડાથી બંધાયા હોવાના કારણે પડેલી નિશાનીઓ જોઈ શકાતી હતી. તેઓમાંની બે વ્યકિતઓ બે દિવસો સુધી ઈસ્પિતાલમાં રાખવામાં આવી હતી અને તેઓનાં હાડકાં ભાંગી ગયાં હતાં કે નહિ તે નક્કી કરવા માટે તેમના પગનો એકસ-રે લેવામાં આવ્યો હતો. તેમના પગે પ્લાસ્ટરના પાટા બાંધીને તેઓને મોકલી દેવામાં આવ્યા હતા. એક પખવાડિયા સુધી તેઓ બરાબર ચાલી શકતા ન હતા.

**બે તપાસ કરવામાં આવી :**

નાયબ કલેકટરના હુકમો હેઠળ મદુરાઈના નાયબ કલ્યાણ અધિકારીએ એક તપાસ કરી અને બીજી તપાસ તાજેતરમાં સરકારના હુકમો હેઠળ મદુરાઈના મહેસૂલી વિભાગીય અધિકારી દ્વારા કરવામાં આવી. એનું પરિણામ હજી જાણવું બાકી છે.

**થંબાપટ્ટીમાં નાગરિક અશક્તતાઓ :**

જયારે હરિજનો એ ૧૯૪૮માં જાહેર ઊરણીમાંથી પાણી લીધું ત્યારે થંબાપટ્ટીના ગામ લોકો તરફથી ભયંકર વિરોધ થયો હતો. ત્યાં સુધી હરિજનો જે તળાવમાં પશુઓ અને માનવીઓ સ્નાન કરતાં હતાં તેવા ગંદા તળાવમાંથી પાણી લેતા હતા. કેટલાક હરિજન યુવકોને સખત મારવામાં આવ્યા હતા અને હરિજનોનાં ઘરોને આગ ચાંપવાનો પ્રયાસ કરવામાં આવ્યો હતો. આ બાબતમાં ગામના મુનસફને અને બીજાઓને સત્તાધિકારીઓએ ચેતવણી આપી હોવાનું કહેવાય છે. એક કેસમાં જ્યાં હરિજનને થંબા પટ્ટીમાં એક ચાની દુકાનમાં કાચના

ગ્લાસમાં કૉફી આપવાની ના પાડવામાં આવી ત્યારે તે કેસની તા.૧૯મી ઑગષ્ટ ૧૯૫૩માં પોલીસને જાણ કરવામાં આવી અને ચાના દુકાનકારને સબ મૅજીસ્ટ્રેટે દોષિત ઠરાવીને રૂા.૧૦નો દંડ ચૂકવવાની સજા કરી. ગામનો હજામ જાહેર કરે છે કે તે હરિજનોની હજામત કરવા રાજી છે તેમ છતાં હરિજનો તેની પાસે જતા નથી, કદાચ એ કારણે કે સવર્ણ હિંદુઓએ તેઓને ગુપ્ત ચેતવણી આપી હોય છે. કેટલાક હરિજનો તા.૧લી જુલાઈ ૧૯૫૩ના રોજ હજામ પાસે ગયા હતા અને એવું માનવાને કારણ છે કે તા.૧લી ઑગષ્ટ ૧૯૫૩ના રોજ હરિજન યુવકો પર ચલાવાયેલો કેસ હરિજનોમાં આતંક ફેલાવવા માટેની એક વ્યવસ્થા હતી.

**અમારો એકંદર અનુભવ :**

અમારો એકંદર અનુભવ એવો રહ્યો છે કે જ્યારે હરિજનોએ પોતાના પ્રારંભિક અધિકારો ભોગવવાનો હિંમતભર્યો પ્રયાસ કર્યો ત્યારે ગામલોકોએ તેઓને ચાવડીમાં બોલાવ્યા અને તેઓ પર એક યા બીજી રીતે કામ ચલાવ્યું. આવા બનાવો મંગુલમ, કુરુવંકુલમ, અડનૂર, પાથીયેટ્ટમગુડી અને કારૂગાકોસ્ટાઈમાં બન્યા હતા. પોલીસ ખાતાના ઉચ્ચ અધિકારીઓ આ સ્થળોની મુલાકાતે આવ્યા હતા. કેટલાંક સ્થળોએ હરિજનોને ચાવડીમાં બોલાવવામાં આવ્યા હતા અને કોટ્ટાગુડી, કિડાસપટ્ટી અને પલ્લીવટ્ટી ખાતે કર્યું હતું તેમ ચેતવણી આપવામાં આવી હતી. સામાન્ય રીતે તાબાના પોલીસ અધિકારી સવર્ણ હિંદુઓને ટેકો આપતા હોય છે અને તેથી સવર્ણ હિંદુઓને કાયદેસર કામ ચલાવ્યા વિના દેહાંત દંડનો પોતાનો કાયદો લાગુ પાડવાની અને હરિજનોને પોતાની સામાજિક ગુલામીનું ભાન કરાવવાની સ્વંત્રતા મળી જતી.

**શું આપણે આ સહન કરી શકીએ ખરા ?**

આપણી સામે પડેલો પ્રશ્ન એ છે કે જ્યારે આપણે જલિયાંવાલા બાગ ખાતે ડાયરના અત્યાચારો સામે વિરોધ કર્યો હતો ત્યારે આ દિવસોમાં હરિજનોની જાહેરમાં ગેરકાયદે હત્યા કરવામાં અને તેમને હડધૂત કરવામાં આવે તેને આપણે સહન કરી શકીએ કે કેમ ? જલિયાંવાલામાં સમૂહમાં ભેગાં મળેલાં પુરુષો અને સ્ત્રીઓ પર વિદેશી રાજકર્તાઓએ અત્યાચારો કર્યા હતા. અહીં આવા જ અત્યાચારો આપણા ગ્રામજનોએ હરિજનોમાં વ્યાપક આતંક ફેલાવવાની દ્રષ્ટિએ ચાવડીમાં જેઓ પર કેસ ચલાવવામાં આવ્યો તેવા થોડાક હરિજન યુવકો પર કરવામાં આવ્યા હતા.

**સરકારે શું કરવું જોઈએ ?**

હરિજનો સહિત ચૂંટાયેલા સભ્યોની બનેલી પંચાયતોની રચના ગામડાંમાં સરકારે કરી છે. આશ્ચર્ય એ થાય છે કે શા માટે સવર્ણ હિંદુઓને આ સરકાર માન્ય પંચાયતોની સમાંતર રહીને ચાવડી કોર્ટો ચલાવવાની છૂટ હોવી જોઈએ ? આ ચાવડી કોર્ટો ગામડાંમાંની ગરીબ પછાત વર્ગની કોમોની સામાજિક, આર્થિક અને રાજકીય પ્રગતિને ધમકીરૂપ છે. સરકાર આ ચાવડી કોર્ટો પર પ્રતિબંધ ન મૂકે ત્યાં સુધી ગામડાંમાં હરિજનોની મુક્તિ કે સ્વંત્રતા થઈ શકે નહિ. હરિજનો અંગેની કામગીરી કરવા અંગે ચાવડી કોર્ટોને પ્રતિબંધ ફરમાવવામાં નહિ આવે ત્યાં સુધી હરિજનોની નાગરિક અશક્તતાઓ દૂર કરવાના આપણા તમામ પ્રયાસો વ્યર્થ જશે. અસ્પૃશ્યતા નાબૂદ કરવા માટે ૩ લાખ રૂપિયાનું ખર્ચ કરતાં પહેલાં સરકારે, ચાવડીમાં હરિજનાને થતો રંજાડ અટકાવવાનાં અને હરિજનો માનવીઓ તરીકે પોતાના મસ્તક ઊંચકી શકે તે માટેના જરુરી પગલાં ભરવાં જોઈએ. કેરળમાં જાહેર સ્થળોમાં અસ્પૃશ્યતા ભૂતકાળની બાબત બની ગઈ છે કારણ કે દેશના તે ભાગમાં આ ચાવડી કોર્ટોનું અસ્તિત્વ મટી ગયું છે.

**અપીલ :**

ગરીબ હરિજનોને નીચી જ્ઞાતિના અને ગુલામો ગણીને ગામડાંમાં આપણે તેઓને કેટલા ભારે અન્યાય કરીએ છીએ તેનું ભાન આપણને મહાત્મા ગાંધીએ કરાવ્યું. તે ન હોત તો, સવર્ણ હિંદુઓ હેઠળની અસહ્ય યાતનાઓના કારણે હરિજનો દેશના જુદા જુદા ભાગોમાં **હિંદુ દાયરાની બહાર જતા** રહ્યા હોત. હરિજનોની તરફેણમાં લોકમત ઊભો કરવા માટે મહાત્મા ગાંધીએ પૂના ખાતેનો ઐતિહાસિક ઉપવાસ કર્યો તે વાતને હવે ૨૧ વર્ષ થઈ ગયાં. બેશક, છેલ્લા દશકા દરમિયાન ભારે જાગૃતિ આવી છે અને હરિજન ચળવળ પ્રત્યે હવે વ્યાપક સહાનુભૂતિ દર્શાવવામાં આવે છે. હરિજનોની સામાજિક અને નાગરિક અશક્તતાઓ પરત્વે સરકાર વચનબદ્ધ છે, અને હરિજનોનો દરજ્જો સુધારવાના તમામ શાંતિપૂર્ણ અને કાયદેસરના પ્રયાસોમાં સરકાર સંપૂર્ણ સહકાર આપી રહી છે. પરંતુ આપણે એ કબૂલ કરવું જોઈએ કે હજી ગામડાંમાં હરિજનો પ્રત્યે ભારોભાર પૂર્વગ્રહ છે. ગામડાંમાં સવર્ણ હિંદુઓનું હૃદયપરિવર્તન કરવા માટે અમે

તમામ જાહેર કાર્યકરોને અપીલ કરીએ છીએ, જેથી હરિજનોને અલગ અસ્પૃશ્ય વર્ગ ગણવામાં ન આવે. અસ્પૃશ્યતા નાબૂદ કરવા માટે કાર્ય કરવા અને હરિજનોને હિંદુ સમાજનું એક અને અવિભાજ્ય અંગ ગણવામાં આવે તે જોવાની તમામ આગેવાનોને અપીલ કરીએ છીએ.

દક્ષિણ રેન્જ
મુખ્ય કચેરી :
મેલુર.

સ્વામી આનંદતીર્થ, એમ.એ.
પ્રાદેશિક અધિકારી,
અખિલ ભારત હરિજન
સેવક સંઘ.



# પરિશિષ્ટ ૪

## શબ્દસૂચિ : ૧

# પરિશિષ્ટ ૪

## સ્થળસૂચિ : ૨

# પરિશિષ્ટ ૪

## વ્યક્તિ સૂચિ : ૩

(જાતિ, સંસ્થા, સમાજ, રીતરિવાજ, તહેવાર વગેરે સાથે)

# BIBLIOGRAPHY

*The Books, journals, reports and newspaper listed here include the works by the author in this volume, The details about the publisher, year of publication etc. have been searched out from the Asiatic and the Bombay University library about some authors, Details of the remaining authors could not be traced-English Vol. 5* *Vasant Moon.*


Abbe Dubois : *Hindu Manners, Customs and Ceremonies,* Oxford, Clarendon Press, 1897.

Ambedlkar, Dr. B.R. : *Annihilation of Caste-1936.*
*What Congress and Gandhi have done to the untouchables,* Thacker and Co. Bombay, 1945.

Andrews, C.F. : *The basis of Inter-Religious Fellowship* in 'The young men of India, Burmah and Ceylon' : June 1928, Vol. XI, No.6.
Christ and Labour.

Baden Powell : *A Mannual of the Land Revenue Systems and land tenures of British India,* Calcutta, Government Press, 1882.

Barrow, R.H. : *Slavery in the Roman Empire.*

Bolton : *Gandhi in London :* Asia, New York, February, 1932.

Bryce, James : *The Holy Roman Empire,* London, Macmillan, 1913.

Bunsen, E.D. : *Mahomed's place in the Church,* Asiatic Quarterly Reviw, April 1889.

Crawley : *Tree of Life.*

Durkheim, Prof. : *Elementary forms of the Religious life,* London, George Allan and Unwin Ltd. 1915.

Elwood, Prof. Charles A. : *The Religious reconstruction.*
*Society in its psychological aspects, 1913*
Encycolpedia Britanica, 11th Ed. Vol. XXVI.

Goulding, Louis : *The Jewish Problem,* Harmondsworth, Penguin Books, 1938.

Grote, George : *Plato and the othe companions of Socrates,* 4 Vols, London, 1888.

Hallam, Henry : *View of the State of Europe during the Middle Ages,* 9th Ed. 2 Vols., London, 1848.

johnson Charles C. : *The Negro in Americam Civilization.*
Jolly. prof : *Ausbreitung Der Induschen Fultur.*
Kane P.V. : *History of Dharma Shastra,*
Kaye, Mr. : *Christianity in India.*
Krishnammachariar. Mr M. : *History of Classical Sanskrit Literature,* Madras. Tirumalai-Tirupti Devsthanam Press. 1937.
Marshman J.C. : *Life and Times of Carey, Marshman and Ward,* 2 Vols. 1859.
Mayhew : *Christianity and the Government of India,* London. Longmans 1938.
Max Muller : *On effects of Religion with Sacred Books Introductiond to the Science of Relligion,* London 1873.
McDougall William : *Introduction to Social Psyechology* ed. 26. London. Methuen & Co. 1945.
Muir, J. : *Original Sanskrut Texts, 5 Vols.* London. Trubner & Co. 1873.
Negro Year Book : 1931-32.
Niebuhr, Reinhold Prof. : *Moral man and Immoral Society, A study in ethies and politics* New Youk. Charles Ser bner's Sons 1932.
Ogilvie. Dr, J.N. : *Apostles of India,* London Baird Lectures, 1915.
Paton H.J. : *The Goodwill,* London, The Library of Philosophy, 1927.
Pattabhi Sitaramayya : *History of the Indian National Congress,* Madras. Working Committee of the Congress. 1935.
Segnobos Charles : *History of Ancient Civilizqtion,* London, 1937.
Sleeman. sir W. H. : *Rambles and Recollections of and Indian Official,* 2 Vols, London 1915.
Smith, Mr. George : *The Conversion of India,* 1893.
Smith. Robertson : *The Religion of the Semites.*
Strange, Sir Thomas : *Treatise on Hindu Law,* 2 Vols, Allen and Co., London 1830.
Thorndyke. Prof. Edward L. : *Comparative Psychology,* 1934.
Thurston : *Tribes and Castes of Southern India,* 7 Vols. Madras. Government Press, 1909.
Tawney R. H. : *We mean freedom in what labour can do ?* London.
Winslow Mr. : *On Christiantity in India.*

*Scrptures :*

Manu Smriti, Katyayan Smriti, Narada Smriti, Ramaya, Vishnu puran, Harivamsha, Loran, Bible.

*Journals :*

Adi Hindu of Lucknow, Arya Gazette of Lahor, Afzal, Bombay Samachar, Bharat Jyoto, Bombay Chornicle, Civil and Military Gazette of Lahore, The Congress of Delhi, Edimborought Review, Free Press Journal, Harijian, Hindu, Hindustan Times, Indian News Chronicle, The Independent of Allahabad, Jeewan, Milap, National Herald, Nation, Pratap, Prakash, Savadhan, Satyasamvad of Lahore, Samata from Bombay, Sangram, Stalesman, Sunday Times, Tej of Delhi, Tiimes of India, Young India.

Census Reports of 1881, 1891, 1901, 1911, 1921, 1931, 1951.

*Reports*

Report of the Simon Commission

Report of the Southborough Committee

Report of the Indian Franchise Committee

Report of the Indian Round Table Conferences.

Report of the Tamilnad Harijan Sevak Sangh for the year ending 30-9-1937.

U.P. Municipal Act II, 1916.

Madras Legislative Assembly Debates.

Punjab Municipal Act, 1911.

Indian Penal Code-Draft-Address by Law Commissioner to the Secretary of State.

Krishna District Manual.

Starte : Report on the grievances of the Depressed classes and Aboriginal Tribes, 1929.

આ પુસ્તકની ટાઈપ મેન્યુસ્ક્રીપ્ટમાં ડૉ. બી. આર. આંબેડકરે સ્વહસ્તે કરેલા સુધારા વધારા અહીં વાચકોની જાણ સારું મૂળ અંગ્રેજી ગ્રંથ ૫ માંથી રજૂ કરીએ છીએ.

 clarify

(What he minds is an ~~exhange~~ exchange.) It is difficult to ~~But one has still to~~ understand why Mr. Gandhi argues that services rendered by the Missionaries are baits, or temptations, and that the conversions are therefore conversions of convenience. Why is it not possible to believe that these services ~~opened~~ by ~~the~~ Missionaries indicate ~~that they indicate~~ that ~~Christianity in which~~ service to suffering humanity is for Christians an essential ~~thing~~ requirement of their religion? Would that be a wrong view of the process by which a person is drawn towards Christianity ? Only a prejudiced mind would say, Yes.

All these arguments of Mr. Gandhi are brought forth to prevent ~~the~~ Christian Missionaries from converting the Untouchables. No body will deny to Mr. Gandhi the right to save the Untouchables for Hinduism. But in that case he should have frankly told ~~the~~ Missions ~~by service to them~~ "Stop your work, we want now to save the Untouchables, and ourselves, give us a chance!" It is a pity that he should not have adopted this honest mode of dealing with the menace of the Missionaries. Whatever any body may say I have no doubt all the Untouchables, whether they are converts or not, will agree that Mr. Gandhi has been grossly unjust to ~~the~~ Christian Missions. For centuries ~~it is the~~ Christian Missions ~~which~~ have ~~been~~ provided for them a ~~their~~ shelter, if not a ~~their~~ refuge.

Very few seem to have any idea of what the Christian Missionaries are doing to remove ignorance and illness from the mass of Indian humanity. The following [1] will give some idea of their effort :-

---

1. Moving ~~Mass~~ Millions p. 217.

આ પુસ્તકની ટાઈપ મેન્યુસ્ક્રીપ્ટમાં ડૉ. બી. આર. આંબેડકરે સ્વહસ્તે કરેલા સુધારા વધારા અહીં વાચકોની જાણ સારું મૂળ અંગ્રેજી ગ્રંથ પ માંથી રજૂ કરીએ છીએ.

11

~~10-a.~~

This attitude of Mr. Gandhi need not deter either the Missionaries or the Untouchables. Christianity has come to stay in India and, unless the Hindus in their zeal for nationalism misuse their political, social and economic power to suppress it, Christianity will live ~~in India~~ ~~in the same way as Hinduism and Islam~~ and grow in ~~strength~~ numbers and influence for good. ~~It will not only live but~~ so long as untouchability remains and so long as Untouchables have not found another way for their emancipation, Christianity will ~~have a large prospect for its growth.~~ assuredly grow in strength. *

II.

What Christianity has achieved in India therefore becomes a proper subject for examination both from the points of view both of the Christian Missions ~~as well~~ and of the Untouchables.

That the Christian Missions have been endeavouring to provide the corpus sanum # for the people of India and to create the Mens Sana # among these who have ~~gone into~~ entered the fold is undeniable. It would be difficult in this place to describe all the activities carried on by the Christian Missions in India. The work done by the Missionaries falls under five heads. (1) Work among children, (2) Work among young men, (3) Work among the masses, (4) Work among women, and (5) Work among the sick.

The extent of the work done is ~~indeed very~~ vast. The following figures will give ~~some~~ an idea of the scale on which the work for spreading education and relieving sickness is being carried on:

* This paragraph as it stands is too involved and is weak. I suggest what I have written as some other mission comment.

# [...]ition the value of these Latin words here.

(Specimen of 2 typed pages corrected in the handwriting of Dr. Ambedkar from an essay entitled, ' The Condition of the Convert.')



ગુલામીની લાંબી જિંદગી જીવવા કરતાં
આઝાદીનું ક્ષણિક જીવન જીવવું સારું.

ડૉ. બાબાસાહેબ આંબેડકર